## ઓફીસ બદલી છે.

આ માસિક પત્રની ઓફીસ ભાગાતળાવમાં આવેલી હતી ત્યાંથી બદલીને ખપાટીઆ ચકલા ઉપર ધી સુરત જૈન પ્રેસની સામે રાખવામાં આવી છે.

હવેથી પત્ર વ્યવહાર નીચેને શિરનામે કરવો.

વ્યવસ્થાપક ચંદ્રપ્રકાશ, ખપાટીઆ ચકલા

સુરત.

શ્રદ્ધા આસ્થા એક;
એક અનંત અકાર રૂપ તમ
વિહંગ સમ અમ દેવ:
અહોહો ! દિવ્ય ઝગ્યાં તમ દર્શ:
દિવ્ય રંગને દિવ્ય પિચ્છ શાં
દિવ્ય રાગ નીલકંઠ:
દિવ્ય કૃપાભર પ્રેમ કટાક્ષે
આંજે દિવ્યાંજન:
અહોહો ! દિવ્ય ઝગ્યાં તમ દર્શ:
શું શું વર્ણવું, શું શું સ્તવું હું:
શું શું ગાઉં યશગાન:
અયોગ્ય યોગ્ય, પતિત કરો પાવન
એ કરૂણા અપાર:
અહોહો ! આશ્વાસન શાં અદ્દષ્ટ:
અહોહો ! દિવ્ય ઝગ્યાં તમ દર્શ:

---

## गंगानी पूजा.

પદ ૨.

ગંગા તું પર હું બલિહારી જાઉં;
હાડ ચામડી વારી ઉતારૂં;
એ ફુલ પતાસાં લાવું.—ગંગા૦
મન તારી કપિ સેનાને દઉં;
બુદ્ધિ પ્રવાહે વહાવું.—ગંગા૦
ચિત્ત તારી માછલી ચાવી લે;
ગુહા અભિમાન દબાવું.—ગંગા૦
પાપ પૂણ્ય બધાં સળગાવી;
એ તારી જ્યોત જગાવું.—ગંગા૦
તુંમાં પડીને તું બની જાઉં;
એવી ડુબકી લગાવું.—ગંગા૦
રમણ કરૂં તુંજ સતધારામાં;
નતો નામ ન રામ ધરાવું.—ગંગા૦

N. S. S. J.

## जगतूने जुहार.

પદ ૩ ગઝલ.

આપો રજા હું જાઉં છું, મુજ વાત કો કરશો નહિ.
રે લાલચો લાખો દઇ કેદી કરી શકશો નહિ.
આ જીગર તોફાને ચડયું,
મુજ દીલ દુનિઆથી હઠયું,
તમ ખેલનાં ખોખાં મને,
વહાલા! હવે રૂચતાં નથી, આપો૦
મારા વિચારો ગોઠવું !
ગુંથી કવિતા આદરૂં,
પણ જીગરના તોફાનમા.
શબ્દો મને જડતા નથી; આપો૦
મીઠી કવિતાની મઝા,
માશુકની ઇશ્કી અદા,
કીર્તિ તણી કેફી બલા,
આ મસ્તને ગમતી નથી; આપો૦
કૈં ચક્ર લાખો જન્મનાં,
વીત્યાં ખેલ ખોટા ખેલતાં,
રોકો નહિ આપો રજા,
ફુરસદ હવે મુજને નથી; આપો૦
મુજ દોસ્તને દુસ્મન બધા,
ભૂલી મને જાજો સદા,
ચરકેલના ઇતિહાસને,
કદી યાદ કો કરશો નહિ; આપો૦
ડુબકી દઉં દરિયાવમાં.
ભુંસી નામ નિશાનો બધા,
ચિન્મય નિરંજન, હું બનું,
પછી ઓળખી શકશો નહિ; આપો૦
વિરમી ઉપાધિ ગઇ બધી,
ગઈ આગ તૃષ્ણાની ઠરી,
અધ્યાસ જાલ ગઇ ઉડી,
નિજરૂપમાં ભળ્યો હું સહી; આપો૦

સ્વામી વિજ્ઞાન ભારતી.

## सद्गुरुनुं कर्तव्य.

પદ ૪ ( અત્યુત્તમ પદ મિત્રતણું એ લય )

અત્યુત્તમ પદ ગુરૂ તણું, આ વિશ્વમાં કહેવાય.
કાંજે ગુરૂના, હસ્ત વિષે રહી, અભય પ્રદાતી છાંય. અત્યુત્તમ૦
નિજ શિષ્યને રસ્તો બતાવી, બોધ યોગ્યજ આપવો,
શંકા નિવારી તેહની, મહાપૂર્ણ રૂપે સ્થાપવો,
આ કઠીનજ કામ કદાપી, અન્ય થકી નવ થાય. અત્યુત્તમ૦
કંઇ કંઇ જનોની જીવન નૌકા, સદ્ગુરૂને હાથ છે,
સંસાર અબ્ધિપાર જાવા, સત્ય ગુરૂ ગુણ ગાથ છે,
મહત્તા ગુરૂનાં પદતણી નવ શબ્દે કદી વર્ણાય. અત્યુત્તમ૦
કહી રાજ્યાસન પર બેસીને, રાજ્યજ કરવું સહેલ છે,
પણ ધર્માસન પર બેસીને, ગુરૂ થવું ખરૂં મુશ્કેલ છે,
બે ત્રણ ગ્રંથો પાઠ કર્યાથી, ગુરૂ થઈ ન શકાય. અત્યુત્તમ૦
કહી મિથ્યા વાત વિનોદમાં, ગુરૂએ ન કાળ વિતાડવો,
સાધન કરી, ભક્તિ કરી, વળી શિષ્ય તેમાં લગાડવો,
સાધન ભક્તિ વીણ કદાપી, ઉર્ધ્વે નાહિ જવાય; અત્યુત્તમ૦
આમજ કરે તેમજ થશે (એવી,) વાતો સદાએ છાંડવી,
આમજ કર્યાથી આ થયું, એવી યુક્તિઓ દેખાડવી,
આદર્શરૂપ આ જગત માંહે તોજ તે વધાવાય. અત્યુત્તમ૦
રહસ્ય સમજી આ વિધિ ગુરૂએ સદા એ ચાલવું,
પોતાતણાં દૃષ્ટાંતથી બીજાના મનને વાળવું,
કર્તવ્યગામી ગુરૂનો વિશ્વે, જયજયકાર વદાય. અત્યુત્તમ૦

---

## जीवनरसपान करवा निमंत्रण.

( લેખક રા રા દુર્ગેશ્વર નટવરજી ત્રીવેદિ બી. એ હજુર ડેપ્યુટી કલેકટર સુરત. )

પદ. ૫ ભૈરવી

હૃદય ઉઘાનેરે, જીવનરસ ખીલ્યો,
ભાગિ સુભાગી પીલો; પીલ્યો ખીલી લ્યોરે;—જીવન૦
ઉરે શો ઉત્સાહ ભરાણો; ઉમંગ કયાંથી આ ઉભરાણો,
ઝીલો સુભાગીજી લીલો; લીલો ઝીલી લ્યોરે;—જીવન૦
સુગંધ પ્ર ણે શો ભભકાણો, વર્ચસે ધાતુ સંઘ બોળાણો,

અનુભવ દેવિ શું ખીલ્યો, સુહૃદયે સુખી હ્યોરે.—જીવન૦
નરતનુમાં ગંગા તટ જાણો,જીવન જળવિણ મર ન તૃપાણો;
કળી કલહે ન સુકવી ઘો, સમજી સુખ કરી હ્યોરે.—જીવન૦

## बाळक.

પદ ૬.

(અંજની ગીત)

વીરહાકલ વીરાની સૂણતાં,
સમરાંગણ શક્તિ આદરતાં,
શસ્ત્રાસ્ત્રોની હેલી જોતાં,
બાળક શાં મોઘાં;
ભુવન મંડળ માપી લેતાં,
આકાશી હર્દ્યનો જોતાં,
ધૈર્ય શૌર્ય પ્રભાસર રૂડાં;
બાળક હ્‌હા: વિરલાં;
જલધિનાં ગેબી ગીત ઝીલતાં,
ઉપર નૌકા ભવ્ય નીરખતાં:
નાવિક બળ સર્વોપરિ લાધ્યાં,
બાળક એ શૂરાં;
રાષ્ટ્રતણાં ઉચ્છવાસો પીતાં,
આશાને અભિલાષા ચુમતાં,
ગૌરવ વિશ્વ ભર્યું દાખવતાં,
બાળક શાં મીઠાં; ?
આશા શ્રદ્ધા રાખી રેહતાં,
નીધાને ભક્તિ શું રમતાં,
સદય ધર્મ ધુરંધર ઓપ્યાં,
બાળક ધન્ય અમ્યાં,
જય રંગો પૂર્વજના સ્મરતાં,
જયશ્રીને વરનાં યશવંતાં,
આલ્હાદે મન પ્રસન્ન ન્યાળ્યાં,
બાળક વીર વર શાં !

શાષ્ટ્રિય ચેતનથી રંગાયાં,
રાષ્ટ્રિય ભાવ ભર્યાં જે સ્હોયાં,
રાષ્ટ્રિય હોમ વિષે હોમાતાં,
બાળક સુંદર શાં !

'પ્રણયી'

## કર્તવ્યભાન.

પદ ૭ (રૂપે શું રંગ રચ્યોરે, કાયાનો રંગ કાચોરે, એ લય.)

અહીં ક્યાં તું અટવાતોરે, ન દેશ તારો આતોરે,
અંતરે જજે.

ભ્રમીત થઇને માર્ગ ભુલ્યો તે, વિચાર કરીને શોધ,
સુઝે ન તુજને આશું ભ્રાંતિ, લે તુજને આપું બોધ;
વીરા દુઃખી નવ થાતોરે, ના મિથ્યા તું મુંઝાતોરે,
અંતરે જજે.

છે તુજમાંને તુજમાં એના અન્ય સ્થળે છે ક્યાંય,
સ્થુલ સુક્ષ્મનો વિચાર કરીને જો અંતરે પળાય;
ન મિથ્યા કરી વાતોરે, ન ખોતો સમય જાતોરે.
અંતરે જજે.

તેં તુજ હાથે બંધ કર્યું છે, પ્રવેશવાનું દ્વાર,
ખોલ હવે તે ગુપ્ત માર્ગ તું, કરીને યત્ન અપાર;
ન ભ્રાંતિમાં ભૂલાતોરે, ન મોહે કંઇ ફસાતોરે.
અંતરે જજે.

નવીન નવીન આવે તે જોજે, ન મોહીશ કોઇમાં વીર,
દ્રષ્ટા થઇને જાજે માર્ગે, રાખી ચિત્ત વૃત્તિ સ્થિર;
ન મધ્યે અથડાતોરે, ન દુ:ખે તું ગભરાતોરે,.
અંતરે જજે.

સ્થુલ સુક્ષ્મ કારણ ઓળંગી, આગળ આગળ આવ,
સ્વદેશ તારો તેથી ન્યારો, ત્યાં આનંદનો લ્હાવ;
ત્યાં જઇ ના કદી બંધાતોરે, રહે સુખમાં સદા સોહાતોરે,
અંતરે જજે.

પ્રમીલા બહેન.

## ઝળકતું ભવિષ્ય.

પદ ૮.

એક દિન એવો આવશે,
તવ દુઃખ સઉના વામશે.
ભેદ ભ્રાંતિ આદિ કિલષ્ટો, સર્વ જન તો ત્યાગશે;
એક દિન એવો આવશે.
ઘેર ઘેરના કલેશ દૂર થઈ, સાચો પ્રેમજ જાગશે;
એક દિન એવો આવશે.
ભાતૃ ભાવના સાચા મંત્રો, હૃદય મધ્યે ઉઠશે;
એક દિન એવો આવશે.
ભારતી પ્રજા પૂર્વવત થઈ, સાચા ઐકયે રાજશે;
એક દિન એવો આવશે.
ભરત અને શુકદેવ સમા, બાળકો ઘર દિપાવશે;
એક દિન એવો આવશે.
જનક જેવા જીવન્મુકતો, સંસાર (માં) જોવા ફાવશે;
એક દિન એવો આવશે.
રોગ નાનાવિધ દૂર થઈ, આરોગ્ય સઉમાં આવશે;
એક દિન એવો આવશે.
વ્યાધિ મૃત્યુ આદિ જય કરી, અજરામરપદ મહાલશે;
એક દિન એવો આવશે.
ઘેર ઘેર અન્નને કાજ કોઈ દિન, કોઈ જન નવ ભીખશે;
એક દિન એવો આવશે;
પતિને પ્રભુ માની નિશદિન, આર્ય મહિલા પૂજશે;
એક દિન એવો આવશે.
દગાબાજ ખટપટી જનનો, નાશ દૈવ કરાવશે;
એક દિન એવો આવશે.
ધર્માચાર્યો ભિન્ન મત ત્યજી, ધર્મ એક ફેલાવશે;
એક દિન એવો આવશે.
પતિ પત્ની એક રૂપ થઈ, નવજીવન વિદ્યા શિખશે;
એક દિન એવો આવશે.
રાષ્ટ્ર ભાવના ખીલી હૃદયમાં, દેશને ઝળકાવશે;
એક દિન એવો આવશે.
શુષ્ક દેશ નવ પલ્લવિત થઈ, રસ ભ્રમરને ગુંજાવશે;
એક દિન એવો આવશે.

# છે ભારતીય સદૈવ અમ ભારત અમારો દેશ છે.

(૧)

જય જયતિ ભારત વિશ્વના સૌદર્યની ચારૂ છવિ !
ઉરમાં વહે છે બસ અમારે મોદ ધારા અવનવી !
તન, મન, સદન, ધન, જન તથા જીવન અમારાં જ્યાં રહ્યાં !
અમને અમારી બાદ પણ હે આશ્રયો, જે અણ કહ્યાં !
ઉન્નત હિમાલયથી વિભૂષિત ભવ્ય જેનો વેશ છે !
છે ભારતીય સદૈવ અમ, ભારત અમારો દેશ છે !

(૨)

અવતાર બહુ ધારણ કર્યા, જેને લીધે જગદીશ્વરે !
અગણિત અપૂર્વ પદાર્થ પ્રાપ્ત થયા દયામયથી અરે !
સંસારમાં ભુત માત્ર સૌ જેને જીવાડે જીવતા !
જેનાં સુગુણ કીર્તન સદા આનંદથી લલકારતા !
જગને જગાડીને દીધો જેણે પ્રથમ ઉપદેશ છે !
છે ભારતીય સદૈવ અમ, ભારત અમારો દેશ છે !

(૩)

જે છે મુકુટ ભુલોકનો, સુરલોકનો જે મિત્ર છે !
શ્રી રામ કૃષ્ણ પદાબ્જ રજથી થયો વળી સુપવિત્ર છે !
છે વિશ્વ વંદિત વિદિત જે, જેનું મહત્વ વિચિત્રને !
જેવું સુરોએ પણ અહા ! આશ્ચર્ય જેના ચિત્રને !
એ વાતનું અભિમાન અમને સર્વદા સવિશેષ છે !
છે ભારતીય સદૈવ અમ, ભારત અમારો દેશ છે !

(૪)

જેના ધનુષ ટંકારથી કંપિત દિગન્ત રહે સદા !
નીપજ્યા રહે એવા ધનુર્ધર વીર જેમાં સર્વદા !
લજ્જિત થઈ જેના વિભવથી સ્વર્ગની પણ સંપતિ !
વાતો અલૌકિક છે સહુ મોક્ષદા જેની અતિ !
છે ધીરતાનું ધામ એ, જેમાં નહિ ભય લેશ છે !
છે ભારતીય સદૈવ અમ, ભારત અમારો દેશ છે !

(૫)

ભાગીરથીની પુણ્યધારા સંતત જેમાં વહી રહી !
એની યશો ગાથા, અહા ! કલનાદથી જે કહી રહી !
રત્ન પ્રસવિની શકિત જેની ભોમ માંહે છે રહી !
આઘાત પર આઘાત પણ તે હાય ! સર્વ સહી રહી !
છે ધિક્ અમને અમ છતાં પ્રસરી રહ્યો જ્યાં કલેશ છે !
છે ભારતીય સદૈવ અમ, ભારત અમારો દેશ છે !

રાસેશ્વરી-રમણ.

तत्वचिंतन.

## मुक्तिना महामंत्र.

(અનુસધાન વર્તમાન વર્ષના પૃષ્ટ ૨૧૯થી)

સાધુઓ અને પ્રભુના ભકતોએ ભૂખ, તરસ, ટાઢ, તાપ દુઃખ અને દારિદ્ર, સંસારી લોકોના તિરસ્કાર અને મશ્કરીઓ એ સર્વ સહન કરીને ઇશ્વરની આરાધના કરી છે અને પોતાનુ આખું જીવન પ્રાર્થના ધ્યાન, વ્રત અને ઇંદ્રીયદમન અને વાસનાઓનો ક્ષય કરવામાંજ વ્યતીત કર્યું છું.

૨–ધન્ય છે તેઓને પૂર્વકાળના ભકતોએ અને ધર્મ વીરોએ, સાધુઓએ અને સાધ્વીઓએ ઇશ્વરનું ભજન કરતાં કેટલાં દુઃખ અને સંકટો સહન કર્યાં છે.

સ્વર્ગનું શાશ્વત સુખ મેળવવાને માટે તેમણે આ જગતનાં સુખને તુચ્છ ગણ્યું છે.

અરણ્ય અને પર્વતોની ગુફામાં રહેનાર ઋષિ મુનિઓનાં જીવન કેવાં શુદ્ધ અને વૈરાગ્યવાન હતાં. ઇંદ્રે અને બીજા દેવતાઓએ તેમને લલચાવવા માટે ઘણાએ ફાંફાં માર્યાં હતાં. દૈત્યોએ તેમના વ્રતનો ભંગ કરવાને ઘણાએ જુલમ ગુજાર્યાં હતા, આવા સંજોગમાં તેઓનું લક્ષ અને ચિંતવન માત્ર ઇશ્વરને વિષેજ હતું. તેમનો મનો નિગ્રહ કેવો ચુસ્ત હતો. કલ્યાણ માર્ગમાં આગળ વધવા માટે તેમનો ઉત્સાહ કેવો તેજવાળો હતો પોતાના દોષો અને અપૂર્ણતાઓને દૂરકરવાને તેઓ કેવી ચીવટ રાખતા હતા ઇશ્વર પ્રતિ તેમનો ભાવ અને તેમની ભક્તિ કેવાં શુદ્ધ અને ઉંચા પ્રકારનાં હતાં.

દિવસે તેઓ અભ્યાસ કરતા અને સાધન કરતા અને રાત્રે મોડી રાત સુધી તે જપ અને ધ્યાન કરતા સારાંશમાં તેઓ એક પળ પણ ઇશ્વરના ચિંતવનથી વિમુખ રહેતા નહિ,

૩. તેઓ પોતાના સઘળા વખતનો સદુપયોગ કરતા અને ભજનની ધૂનમા તેમને પહોર એક ઘડી જેવા લાગતા અને દિવ્ય આનંદના નિશાને લીધે ભૂખ તરસ અને બીજી શરીરની જરૂરીયાતો પણ ભૂલી જતા.

તેઓ ધન, કીર્તિ, પદવી, મિત્રો અને સ્વજનનો ત્યાગ કરતા તેઓ જગતનો કોઇપણ પદાર્થને પોતાનો ગણતા નહિ, તેઓ દેહને ટકાવવાને જે વસ્તુઓ જોઇએ તે પણ માત્ર ખપ જેટલીજ લેતા અને એટનું લેવાને માટે પણ તેઓ મનમાં નારાજ થતા દેહને તૃપ્ત કરવાને માટે તેઓ અસંત અનુત્સુક હતા.

આથી કરીને તેઓ બિચારા પૈસે ટકે કંગાલ અને દરિદ્ર હતા. દુનિઆની દૃષ્ટીમાં સૌથી હલકા હતા પણ પુણ્યરૂપી ધનથી ધનવાન હતા અને ઇશ્વરના દરબારમાં સૌથી મોટા હતા.

તેથી તેઓને બહારથી અલબત્ત ઘણી વિટંમ્બણાઓ પડતી પણ તેમનું આંતરજીવન દિવ્ય આનંદથી મસ્ત રહેતું અને ઇશ્વર કૃપાથી સદાયે પોષાયલું રહેતું.

૪. તેઓ જગતમાં રહેતા પણ નહિ જેવા હતા. પણ તેઓ ઇશ્વરની ઘણા સમીપ રહેતા અને તેઓ તેને ઘણાજ પ્રિય હતા.

તેઓ પોતાની જાતને અસંત તુચ્છ સમજતા અને જગત પણ તેમનો તિરસ્કાર કરતું પણ ભગવાનને તેઓ પ્રાણાધિક હતા અને તેમના મુગટના મણી કરતાં પણ વિશેષ પ્રિય હતા.

તેઓ દિનપ્રતિદિન વિશેષ દીન બનતા તેઓ વૈરાગ્યમાં વધારે દઢ થતા શ્રદ્ધા અને તિતિક્ષા વધારતા એ પ્રમાણે દિવસે દિવસે તેઓનો વિકાશ થતો અને ઇશ્વરની કૃપા વિશેષ પ્રમાણમાં સંપાદન કરતા.

તેઓનાં દૃષ્ટાંત તમામ સાધકને માટે છે. તેમના જીવનનું મનન કરવાથી સાધક માત્રને ઉત્સાહ મળે છે. અને ઉપર ઉપરની ભકિત કરનારને સાચા દિલની ભકિત કરવાની પ્રવૃત્તિ થાય છે.

૫. પૂર્વકાળના સંતો અને ભકતો કેવા ઉત્સાહ પૂર્ણ હતા. તેમની ભકિત કેવી ઉત્કટ હતી, તેમની પ્રાર્થનામાં કેટલી આર્દ્રતા હતી. ધર્મમાં કેટલી દઢતા હતી. તેઓ કેવા કઠણ નિયમોનું પાલન કરતા અને શાસ્ત્ર અને સદ્‌ગુરૂઓને માટે કેટલો પૂજ્યભાવ રાખતા.

તેઓના હેવાલ જેટલા આપણુને મળી આવે છે. તેટલા ઉપરથી પણ તેઓ કેવા પવિત્ર હતા અને જગતને અને જગતના વૈભવોને ઠોકર મારવાને કેટલા તત્પર હતા તે આપણુને સમજાય છે.

૬. આપણી ભકિત કેવી ઉપર ઉપરની છે, આપણે કેવા પ્રમાદી છીએ ! આપણો ઉત્સાહ અલ્પકાળમાં મંદ પડી જાય છે ! અને તેમ થતાં શુષ્કતાને લીધે આપણે જીવનને છેક્જ નીરસ કરી નાખીએ છીએ ! ભકતોનાં આવાં જ્વલંત દૃષ્ટાંતો જોયા પછી સાધકના હૃદયમાં રહેલી ભકિતની જ્યોતિ પ્રજ્વલિત થાય તો કેવું સારૂં !

## મંત્ર ૧૯ મો.

## સાધકનું જીવન અને તેના નિયમો વિષે.

સાધકનું જીવન નિષ્કલંક હોવું જોઇએ તેનું બહારનું જીવન અને આંતર્જીવન એક સરખું હોવું જોઇએ.

બહારના જીવન કરતાં સાધકનું આંતર્જીવન વધારે નિર્મળ હોવું જોઇએ કેમકે મનુષ્યો માત્ર બહારનાંજ કર્મ જોઇ શકે છે પણ હૃદયની વૃત્તિઓ ઇશ્વરને વિદિત હોય છે. હરકોઇ પ્રવૃત્તિ કરતી વખતે મનમાં ઈશ્વરનો ડર રાખવો જોઇએ અને તેના નીતિ નિયમનું બરાબર પાલન કરવું જોઇએ.

દરરોજ આપણે પવિત્ર થવાને દઢ સંકલ્પ કરવો જોઇએ અને મનમાં ખુબ ઉત્સાહ ભરવો જોઇએ.

તેમ કર્યા પછી અંતઃકરણની સર્વ વૃત્તિઓને જોડીને ખરા મનથી ઇશ્વરની નીચે પ્રમાણે પ્રાર્થના કરવી જોઇએ.

"હે પિતા ! આજે જે શુભ નિશ્ચય મેં કરેલો છે તે હું પાળી શકું એવો તમે આશીર્વાદ આપશો મારૂં આજ સુધીનું જીવન તુચ્છ છે. હવેથી હું નવું જીવન શરૂ કરૂં છું એમાં તમે મદદ કરજો હું તમારે શરણે છું."

૨ જો આપણે કરેલા ઠરાવ શુદ્ધ અને દૃઢ હશે તો આપણી ઉન્નતિ જરૂર થવાની જેને ઘણા આગળ વધવું હોય તેણે ઘણોજ પરિશ્રમ કરવો જોઇએ ઉગ્ર નિશ્ચય કરનારાઓ પણ કોઇ કોઇ વાર શિથિલ થઇ જાય છે તો પછી કાચા નિશ્ચય વાળાનું શું પૂછવું ?

પણ માર્ગમાંથી પડવાનાં અનેક કારણ હોય છે. રોજના નિયમ અથવા સાધનમાંથી એક પણ અંગ છોડી દેવાથી જરૂર નુકસાન થયા વગર રહેતું નથી.



# આરોગ્ય સંરક્ષણ.

(વર્તમાન વર્ષના પૃષ્ટ ૨૧૩થી ચાલુ.)

પ્રીય વાંચનાર, આગળના અંકોમાં આરોગ્યનું સંરક્ષણ કેમ થઇ શકે તેના નીયમો આપણે જોઇ ગયા, હવે દરદ વેળા કેવા કુદરતી ઉપાયો લેવા યોજવા તે વીષે, વ્યવહારીક અનુભવો તમો સન્મુખ મુકીશ.

## દરદ વેળા શું કરવું

ક્રમભાગ્યે કાંઇપણ ફરીયાદ ઉભી થાય તો તે માટે લાગલા કે દોડતા કોઇ ડાકટર કે વૈદની સલાહ કે દવાલેવા જવા આગમજ, જરા થોભી વિચાર કરવો કે મારેથી કાંઇક ભુલો થઇ છે કે નહી ખાવા પીવામાં ઉંઘ આરામ હવા મેળવવામાં કે કસરત કરવામાં કાંઇ ગફલતી થઇ છે કે. મારા શરીરમાંથી મળ વગેરે કચરો બાહેર જાય છે કે નહીં. ? ચોખી હવાની કાંઇ મુસકેલી તથા ટુંકમાં શરીરમા શા માટે ફરીયાદ ઉભી થવા પામી તેના કારણો તમારે પોતેજ શોધી કાઢવા જોઇએ. કે જેથી જે ભુલો અથવા કારણોને લીધે તે ફરીયાદ ઉભી થવા પામી હોય તે તમે પોતેજ દુર કરવાને સામર્થ્યવાન થઇ શકો. જો તમો કારણ જાણો તો ઉપાય તુરત કુદરત તમને સુચવશે અને તે પ્રમાણે રહેવા કરવાથી તમારી તબીયત તમારા હાથેજ પોતાની મેળે સુધરશે દવા દારૂમાં તનદરોસ્તી રહેલી છે માટે અમુક દવાથી અમુક ફરીયાદ દુર થાય છે. એવા ખોટા માની લીધેલા વેહમો દુર કરો. દવાના ધીચારામાં મુદલ જીવનશકિત નથી, કે જે તમારા શરીરને પુરી પાડી, તમારી ફરીયાદ મટાડે એથી ઉલટું દવાના ધીચારા લેવા કરતાં તનદરોસ્તી વધુ બગડતી જાય છે અને માણસને ચાલુ ક્રોનીક દરદ થવા પામે છે. ખરૂં જોતાં કુદરતમાં ચાલુ દરદ જેવું કશુંએ નથી-પણ જ્યારે એક તિક્ષણ દરદ ઉભું થાય છે ત્યારે આપણે કુદરતની આડે આવીએ છીએ એટલે શરીરને પોતાની મેળે કાર્ય કરવા દેતા નથી, અને તેમાં તરેહવાર જાતનાં ઓસડો ગોમટાંઓના ઝેરી ધિંચારાઓ દેચીએ છીએ ત્યારે શરીરનાં કુદરતી કાર્યમાં હરકત થઇ દરદનું જોર વધવા માંડે છે અને પરીણામે માણસ ચાલુ (ક્રોનીક દરદનો ભોગ થઇ પડે છે, ખરૂં પુછોતો ચાલુ દરદોએ દવાદાર એજ ઉપજાવેલાં દરદો છે-

એ વીષે એક મહાન અનુભવી ડાકટર કે જે કેનસર (નાસુર) જેવા બીકટમાં બીકટ દરદનો મોટો અભ્યાસી અને અનુભવી વૈદ છે. તે શું કહે છે. તેનો સાર આપીશ.

તે ડાકટર કહે છે કેઃ—

" જ્યારે એક માણસની તનદોરસ્તી બીગડે છે. અને તેને ચાલુ દરદ થવા પામે છે ત્યારે તેને સાજું કરવું કાંઇ સહેલું નથી-એક ગુમાવેલી દોલત કદાચ પાછી મેળવવી સહેલ છે, પણ ગુમાવેલી તનદોરસ્તી પાછી હાથ આવવી બહુ મુશકેલ છે,

તનદોરસ્તી એ દુનિયાની બધી દોલત કરતાં વધુ છે. ઘણાક દાખલામાં તેની કીંમત લાખો કરતાં પણ વધુ થયેલી હોય છે પણ મનુષ્યો તનદોરસ્તીને દવામાં શોધતાં હોય છે. તેઓજ પેલા સટ્ટો રમનારા જેવાજ છે. એક સટ્ટોરીઓ જયારે પોતાની દોલત ગુમાવે છે. ત્યારે તે પાછી સટ્ટો કર્યાથીજ મળશેજ એવું સમજી વધુ જુગાર ખેલવામાં પડે છે. તેઓ એમ સમજે છે કે દોલત મેલવવાની એ સહેલી રીત છે. એવીજ રીતે દરદી માણસો પણ એમજ સમજે છે કે અમુક દવાની ગોળી કે ધીચારા પીશું તો તેથી દરદ મટી જશે. અને તેમ કરી તેઓ પોતાની દીવસની જીંદગીમા શું ખાય છે શું પીએ છે–તેમાં શું ભુલો કીધી છે. તે વીષે કાંઇજ વીચાર કરતા નથી–પણ સઘળો આધાર દવાદારૂ ઉપરજ રાખી બેસતાં હોય છે. પરીણામ શું આવે છે. તે આપણે ઉપર વાચી ગયા છીએ

**સઉથી પહેલું પગથીયું.**

હરેક દરદ વેળાએ સર્વથી પહેલા તમારે ઝાડો ખુલાસાથી આવે એવા ઉપાયો યોજવા જોઇએ ઘણા ખરા બળકે લગભગ પોણોસો ટકા તીક્ષણ દરદનો કબજ્યાતથીજ થવા પામે છે શરૂઆતમાં કબજ્યાત થઇ લગે છે યાને ઝાડો કાયદાસર આવતો નથી અને તેથી શરીરમાં ઘણોક ઝેરી પદાર્થ એકઠો થાય છે ખાસ કરી મોટું આતરડું કે જ્યા સઘળો બિન પાચન થયેલા ખોરાકનો કચરો એકઠો થયા કરતો હોય છે



પેટની આસપાસ ગોળ ફરતી (ઘોડાની નાળનાં આકારની) જે કાળી નળી છે તે "કોલન" અથવા મોટું આતરડું છે.

આ આંતરડુ મનુષ્ય દેહની મોટી ગટર છે અને તેથી એ ગટર જો સાફ પવીત્ર ન થાય તો રોગ થાય છે. આ ગટર દિવસમાં બે વખત ખુલાસાથી ઝાડો આવ્યાથીજ સાફ થઇ શકે છે તો તમારે જાણવું કે તમને અવશ્ય કાંઇક વેદનાની ફરીયાદ ઉઠાવાની અને તેથી દરદવેળા આ આંતરડાનું કર્મ સ્વચ્છ થાય એવા હેતુથી ડાકતરો તેટલા માટે ઝાડાનીજ દવા કે ગોળીઓ આપે છે. પરંતુ એ દવાઓ કાર્ય સાધક નહી હોવાથી ઘણી વેળા જોઇએ ખુલાસાથી લાવી શકતી નથી. અથવા તો તુરતવેળા આપીને ફરી કબજયાત થવા પામે છે. અને દરદની જે આગળ હાલત હતી તેજ પાછી થઇ લાગે છે.

તેથી કબજ્યાત માટે કોઇપણ જાતની દવા કે ગોળીઓનો ઉપયોગ નહી કરવાને દરેક વાંચનારને હું ભલામણ કરીશ. પણ ત્યારે કોઇક પુછશે કે તે માટે તમો શો ઉપાય સુચવો છો? તેનો ઉપાય એજ છે કે તે ઘણોજ સાદો સુતરો છતાં અતી કાર્ય સાધક અને કીંમતી ઇલાજ છે અને તે પાણી-કુદરતનું ઉત્પન્ન કરેલું વગર નામનું પાણી છે-જેમ પાણીથી ગામની ગટરો અથવા ઘરની મોરીઓમાં રહેલી ગલીચી દૂર થઇ. પવીત્ર અને સ્વચ્છ થાય છે. તેવીજ રીતે આ મનુષ્ય દેહની ગટરને પાણીએ ધોવાનો ઇલાજ સઉથી શ્રેષ્ટ અને રામબાણ ઇલાજ છે. તેથી માત્ર કબજ્યાત દુર થાય છે એટલુંજ નથી પરંતુ આ ગટરનાં ઝેરો, નીકળી ગયાથી આખા શરીરનું લોહી પવીત્ર થઇ, દરદનું જોર મટી જાય છે. તે કેમ અને કેવી રીતે થાય છે તે માટે થોડોક વીગતવાર ખુલાસો કરીશ તે વાંચનારના મન ઉપર વધુ અસર થશે.

## તનદોરસ્તીનો મોટો શત્રુ.

### કબજ્યાત અથવા બંધકોશ.

જેને ડાકટરો પણ હજુ સુધી નજીવી ગણુતા હતા પણ હવે યુરોપ અને અમેરીકાના સત્તાધિકારી ગણાતા. 'મેડીકલ બોર્ડ' જેવી સંસ્થા તેને "બધાં દરદોનું મૂળ અને જીંદગીનો જોખમ છે" એવું કહેવા લાગ્યા છે

મેડીકલ ડાકટરો હવે કબુલ કરે છે કે:—કબજ્યાતની ફરીયાદ ઘણી ગંભીર માલુમ પડી છે માટે આપણે તેની વીગતમાં જઇને અભ્યાસ કરવો ઘટે છે-પ્રો. લેન પોતાની સરજીકલ બુકમાં લખે છે કે, "કબજ્યાત કેટલી હદે નુકશાન કરે છે .તેનો કાંઇ છેડોજ નથી. ટયુબરક્લોસીસ (ખઇ) સટીલ ડીઝીસ, રૂમેટીસમ-વગેરે ભયંકર દરદો, જ્યાં તે દરદીના આંતરડા અને સ્વચ્છ કરવાના ઉપાયો લેવાય છે, ત્યાં તે સઘળાં દરદો મટી ગયાં છે,-તેમજ બીજાં અનેક દરદો, જે આગળ નહી સાજા થાય એવાં ધારવામાં આવ્યા હતાં તે પણ નીકળી ગયાં છે. ગુરદાના ભયંકર દરદો જેવાં કે "નેફરીટીસ" કે જેવાં દરદીને છેક મોતની નજદીક આવેલા ગણાયા હતા. તેમની આ "ગટર" સાફ અને સ્વચ્છ કર્યાથી ટુંક વખતમાં દરદી સાજાં થઇ તે પછીથી સોલ કલાક કામ કરતા થયા છે. હવે ડાકટરો જોવા લાગ્યા છે કે, કબજ્યાતની ફરયાદ, એજ એકલું કારણ છે કે જે **પાચન ક્રીયા, સરકયુલેશન, ચામડી મસકયુલર ડીજનરશી, નરવસ એક્સોશશન,** હારટ વગેરે ( હવે બાકી શું રહ્યું ? ) ઉપર પણ તેટલીજ ખરાબ અસર કરે છે-વળી તેઓ કહે છે કે કબજ્યાત એ છાતીના કેનશર, તથા બીજાં ગળાંના દરદો માટે પણ જોખમદાર છે. અને કબજ્યાતથી જે ઝેરી જીવજંતુઓ પેદા થાય છે તેઓ શરીરનાં કોઇપણ ભાગ ઉપર દરદ ઉપજાવી શકે છે.

ત્યારે કબજ્યાત, જેમ આપણે (ડાકટરો) **એક વેળા ધારતા હતા તેવું કાંઈ નજીવું દરદ નથી પણ ખરું જોતાં તે કબજ્યાત, એ બિમા- મરણનું કારણ છે, યાને જીવલેણ ફરીયાદ છે.**

લંડનનો જાણીતો સરજયન પીટર ડેનીયલ કહે છે કે, જ્યાં જ્યાં નરવસ સીસ્ટમની ફરીયાદ કે દરદો હોય ત્યાં ત્યાં જણાયું કે તે **હાલત માટે કબજ્યાત જવાબદાર છે**-ઘણા દાખલામાં જ્યાં ન્યુરેસથીન્યા એપનદાઇશીતીશ, હીસટીરીયા, સ્ત્રી અને બીજાં એવાં અનેક

નામોનાં લેબલો આપી દરદના કારણને ઓળખવામાં આવે છે ત્યાં જો તમે મુળ કારણ શોધશો તો કબજયાત માલમ પડશે.

જો આંતરડાં ઘટતી રીતે કાર્ય કરતા હોય અને દરરોજ સાફ જોલાબ આવી તે સ્વચ્છ રહેતાં હોય, તેમજ પાચન ક્રીયાની કાંઇ ખામી રહેતી નહોય, કે જેથી લોહી ઝેરી બને છે, તો તમો દરદનું નામ નીશાન પણ નજાણો.

" સેલ્ફ પોયઝનીંગ " એજ લગભગ સઘળી ફરીયાદોનું કારણ છે અને કબજયાત તે " સેલ્ફ પોયઝનીંગ " (યાને પોતે પોંતાને ઝેર આપવું તે) નું કારણ છે. આ વાતને હવે મોટા પ્રોફેસરો અને સાયનટીસટો મોટો ટેકો આપે છે તેનો એક દાખલોજ પુરતો થશે.

**જાણીતા પ્રોફેસર મેચનીકોફ કહે છે કે 'કોલન' અથવા મોટું આંતરડું એ ભયંકર કીડાઓ (જર્મો) પેદા કરવાની જગ્યા છે.**

પ્રો૦ મેચનીકોપ જે પ્રખ્યાત શાયન્ટીસટ છે કે જેના કરતાં વધુ કુશળ બાયોલોજીસટ અથવા ફીઝયોલોજીસટ બીજો કોઇ નથી, તેણે લાંબા વખતનું માની લીધું છે કે આ 'કોલન' તે માણસ જાતની તનદોરસ્તી માટે ભય સમાન છે એટલુંજ નહિ પણ જીંદગીને પણ જોખમ સમાન છે.

કેટલાક વરસો આગમજ આ પ્રો૦ મેચનીકોફ જ્યારે કોલેરા વીશે અભ્યાસ કરતો હતો ત્યારે તેને માલમ પડયું કે એક સાધારણ તનદરોસ્ત દેખાતા માણસનાં આંતરડાંમાં અસંખ્ય જાત જાતના "બેક્ટ્રીયા" (જીવડાઓ) હમેશાં રહેતા હોય છે કે જે માહેલી કેટલીક જાત ઘણી ભયંકર હોય છે. તેણે પોતાની મક્કમ માન્યના જાહેર કરી છે કે આ "આઇનટેસટાઇનલ બેકટીરીયા" જે ઝેરો પેદા કરે છે તેઓજ **મનુષ્ય જાતીને થતાં સઘળાં દરદોનું મુળ કારણ છે, તેમજ જવાન** વયે (યાને ટુંક ઉમરમાં) બુઢાપો લાવવાનું મુખ્ય કારણ છે.

હવે આ વાત તો પુરવાર થયલી છે કે, સઘળાં પ્રાણીઓ માણસ તથા જનાવરો જ્યારે જન્મે છે ત્યારે તેમનાં પાચન ક્રીયાના અવયવો સારા હોય છે, તેમજ આ બેક્ટ્રીયા (ઝેર જરમો)થી નીરાળાં હેય છે અને આ બાબદ ઉપર, પ્રો. મેચનીકોફ કહે છે કે મારૂં ખાતરી પુર્વક મત છે કે જો આપણી બાળ અવસ્થામાં રહેલી કોરી સ્વચ્છ ઇન્ટેસટાઇનને હમેશા આ ઝેરી બેકટ્રીયાથી બચાવીએ યને તેઓને પેદા થવાનું કારણ ન આપીએ તો, જે દરદો આ કીડાઓને લીધે થવા પામે છે તે બધાં દરદો થતાં આપણે અટકાવી શકીએ, કે જે દરદોમાં ક્રોનીક હારટડીસીસ, આરતીરીઓ સ્કલેરોસીસ અને સઘળી જાતનાં "હેડએક" માથાંના દુખારાઓ આવી જાય છે આટલુંજ નહી પણ.આપણે આપણી જીંદગીને વધુ લાંબી અને વધુ સુખવાસી કરી શકીએ, કારણ કે ટંકવખતે બુઢાપો લાગવાનું સૌથી મોટું કારણ જે આંતરડાંમાં આ ઝેરો એકઠા થવાનું અને લોહી ઝેરી બનાવવાનું છે, તે થવાનું બંધ થાય—જે મતને ડા૦ સામ્યુલ લોઇડ, જે સેંટ ફ્રાનસીસની અને પોસ્ટ ગ્રાડયુએટ હોસ્પીટલનો વડો છે તે ટેકો આપે છે અને કહે છે કેઃ—

"મેચનીકોફ કહે છે તેમાં જરાએ શક નથી કે માણસનું મોટું આંતરડું એ ઝેરી કીડાઓને પાળવાનું મથક છે. કે જેઓ તંદુરસ્તીને જોખમ કરી, જીંદગી ટુંકી કરે છે."

ત્યારે આ બધાં દરદોથી ઉત્પન્ન થતી ફરયાદોથી જે બીચારો પીડાતો હોય, તેઓ જો ॥ કબજ્યાતને મટાડવાના ખરા ઉપાયો લે અને આ આંતરડાંને સ્વચ્છ રાખે તો ઓ સઘળાં પુર તનદોરસ્ત થઇ સુખ ભોગવતાં થાય.

આ ઉપરથી દરેક વાંચનારની નજર ખુલ્લી રીતે ઉઘડશે અને તેને સમજ પડશે કે, બજ્યાતની ફરીયાદ આપણાં શરીર માટે કેટલી બધી જોખમદાર છે, અને તેથી કબજ્યાતથી ાહત મેળવવાને જેટલી કાળજી લેવાય તેટલી થોડી છે. એવું કબુલ કર્યા વીના રહેશે નહી.

**કબજયાત કયાં અને કેમ થાય છે તે માટે આંતરડાંનો થોડોક હેવાલ.**

અતરે કબજ્યાતનાં પૃથકરણની થોડીક હકીકત આપેલી વ્યર્થ જશે નહિ, આંતરડામાં જે સુસ્તપણું (torpidity) આવે છે તે ઘણા ખરા તેની અંદર રહેલાં ખાચાઓમાં હોય છે. ખાસ કરી આંતરડાનો નીચો ઉતરતો અને વાંકવાળા ભાગમાં-ચોકસ કારણો કે જે અત્યાર સુધી ફીઝીયોલોજીમાં જણાવ્યા નથી, તેમને લીધે, નાના આંતરડાં કરતાં, આ મોટા આંતરડાંનું કાર્ય બરાબર થતું નથી. પરિણામે જે નાલાયક ચીજો (feces matter) બાહેર નીકળવી જોઇએ તેઓ ત્યાં ચોંટી બેસે છે તેમાં ખાસ કરી આંતરડાના વાંકાવાળા (sigmoid flexture) ભાગમાં વધું પ્રમાણમાં આ કચરો રહેવા પામે છે અને પડયો પડયો ત્યાં ઝેર ઉત્પન્ન કરતો હોય છે. કે જેમાં રહેલો ભીનાસ આખા શરીરમાં (લોહી માફક તે) સોસી લેવાય છે. જેથી કચરો સુકો થઇ તેના માત્ર સુકા અને સખત ગાંઠો (મર) બની ત્યાં રહેવા પામે છે. અને ભીનાસ જતો રહેવાથી તેઓ ક્રમે કરી બાહેર નીકળતા નથી. આ તે **કબજયાત** છે, અને ત્યારકેડે અગણીત જાતના બીજાં દરદો ઉભાં થાય છે કે જેમનું મુળકારણ જોશો તો આ કબજ્યાત છે. તમારી કબજ્યાતને કાઢો તો તમારાં લગભગ બધાં દરદો જતાં રહેશે.

**કબજીયાતથી તાતકાળીક રાહત મેળવવાનો અકસીર ઇલાજ—પાણી.**

(Colon Flushing)·-યાને

**આંતરડાંને ગરમ પાણીથી ધોવાનો છે**

આ પાણીનો ઇલાજ તાતકાળીક પરિણામ લાવે છે. અને એના જેવો અસરકારક ઉતાવળો અને રામબાણ ઇલાજ કોઇપણ દવા કે ગોળીઓ કરી શકતી નથી. છતાં સાધારણ મેડીકલ ડાકટરો આ ઉપાય જવલેજ વાપરતા હોય છે. તેનું મુખ્ય કારણ કદાચ તેઓ પાસે જોલાબના દારૂગોળાઓ ઘણા રહેલા હોય છે તેથી મેડીકલ ડાકટરો એ પાણીનો ઉપાય કબજ્યાત માટે કદાચજ ફરમાવે છે. તેઓ કોઇક ખાસ કેસમાં જયાં તેમના દવાદારૂના ઇલાજો મુદ્દલ ચાલતા નથી, ત્યારેજ છેવટના ઉપાય તરીકે કોઇકવાર-એનીમા-ડુશ યા પીચકારીનો ઉપયોગ કરે છે. તે પણ કોઇક ડાકટર થોડુંક તેલ વાપરે છે જ્યારે કોઇક એકાદ બે પાઈંટ જેટલું પાણી રેકટમમાં ઇનજેકટ કરે છે. પણ તે માત્ર રડતીનાં આંસુ લુછાયા જેવી વાત છે-કારણ કે આ મનુસ્યે દેહની ગટર (ઇનટેસટાઇન) જે ફીટ લાંબી છે અને જે એક ઘોડાના નાળના આકારમાં પેટની આખી જગ્યા રોકે છે-તેને માત્ર એક બે પાઇંટ પાણીથી ઝાઝી અસર થતી નથી, પણ તે માટે ચાર (૪) થી પાંચ બાટલી ભરીને પાણી (એક ઉમરે પુગેલા મરદ યા ઓરત માટે) લેવું જોઇએ છે અને ત્યારેજ તે આંતરડાંઓ સંપૂર્ણ રીતે સાફ અને સ્વચ્છ થાય છે.

હવે, આ પાણીથી આંતરડાંને ધોવાની રીત અમેરીકા, જરમની તથા ઇંગ્લાંડ વગેરે દેશામાં એટલી તો મોટા પાયા ઉપર વપરાય છે કે તે વીશે વધુ લખવાની જરૂર નથી. ફકત એટલુંજ જણાવીશું કે ઘણાક સેનીટેરીયમો- તથા હોસપીટલો તો ખાસ પાણીનાં પ્રયોગોથીજ દરદીઓને સાજા કરે છે. અને આ કુદરતનું સરજાવેલું નીરમળ પાણી શરીરની આરોગ્યતા માટે કેટલી બધી સેવા બજાવે છે તે તો જેઓએ "નેચરોપથી" યાને કુદરતી ઉપાયોથી સાજાં કરવા વીશે જાણ્યું જોયું અથવા વાંચ્યું છે તેઓજ જાણી શકે.

### મેડીકલ ડાકટરો "એનીમા" સામે બોલે તેમાં લઝુદ નથી.

કેટલાક ડાકટરો બલ્કે મેડીકલ ડાક્ટરોનો મોટો ભાગ આ 'એનીમા' લેવાની સામે બોલે છે. ખરૂં કહીએ તો તેઓને આ પાણીના ઇલાજનો અનુભવજ હોતો નથી, કારણ કે શરૂઆતથીજ તેઓ તેની સામે અણગમો રાખી એ ઇલાજની તપાસ લેતાજ નથી તેઓ કહેશે કે આમ એનીમા લેવી એ અકુદરતી છે તો આપણે પુછીશું કે દવાઓ, ગોળીઓ ગળવી-એ શું કુદરતી છે !

વળી કેટલાકો કહે છે કે એનીમાથી પાણી આંતરડાંમાં લીધાથી રેકતમ (મલાશય) નું માંસ નરમ પડી જાય છે. જેથી તેઓ પછી કુદરતી રીતે પોતાનું કાર્ય કરી શકતા નથી તો આપણે તેમને પુછીશું કે જોલાબની ગોળીઓ કાંઇક પોતાની ખરાબ અસરો પાછળ છોડી જાય છે કે નહી ? તેઓ શું તરત 'હાર્મલેસ' છે ? કદાચ એ એનીમાથી તે દરદીને જે રાહત મળે છે તેથી તે પાછો ડાકટરની સલાહ લેવા આવે નહી એવી બીકથી તેઓ એનીમા સામે ચોંકાવતા હોય!

ખરૂં જોશો તો પાણીની એનીમા લેવામાં કાંઇપણ ભય કે જોખમ નથી બલકે જે બીચારાઓ પેટની કબજયાતથી ઘણાક હેરાન થતાં હોય છે તેમને તો સારી રાહત અથવા આશીરવાદ સમાન થઇ પડે છે. જે ગોળીઓ એક માણસ અઠવાડીયાં અને મહીનાઓ સુધી દરરોજ ખાય છે તેનાથી જે નુકશાન થાય છે તે પ્રમાણે દર દીવસ પણ પાણીનો ઉપયોગ એક માણસ કરે તો કાંઇ હરકત થતી નથી. પણ દર દીવસ એનીમા લેવાની કાંઇ જરૂર નથી. એક વેળાએ પાણીનો ઉપાય કરવા માંડયો કે આંતરડાંઓ સ્વચ્છ થવા માંડશે અને ત્યારે તેઓ પોતાનું કાર્ય ધીમે ધીમે કુદરતી રીતેજ કરતાં થશે એટલે દરરોજ એનીમા લેવાનું કાંઇ કારણ રહેશે નહીં હજારો નહી પણ લાખોએ આ સાદી રીતે કબજયાતને મટાડી છે.

### એનીમા લેવાની રીત (ચીત્રો સાથે)

મલાશય મારફતે પાણી અંદર લેવાનું (બસ્તી લેવાની કહે છે તે બે ત્રણ રીતે થઇ શકે છે. (૧) ચત્તા સુઇને લેવું તે વેળા શરીરનો પાછલો ભાગ માથા કરતાં એક ફુટ જેટલો ઉંચો રહે તેમ કરવું દાખલા તરીકે ઢોલકીયા ખાજટ જે ઉપર દરદી સુતો હોય તેનાં પગો ગમની ઢોળકી ઉચકીને રાખવી યા તેની હેઠળ કાંઇક લાકડાની ચીજ મુકવી કે જેથી પાછલો ભાગ ઉંચે રહે અને પાણી અંદર નીકળીને તે ચાલ્યુ જાય આ રીતે જેઓ નબળા દરદી હોય તેઓ માટે છે.

(૨) વધુ પસંદ કરવા જોગ રીતે નીચે પ્રમાણે છે અને જે દરેક સાધરણ માણસથી કરવાને બની શકે એમ છે.

જમીન ઉપર સાદડી પાથરીને ગુઠણમંડીયે ઉબડા ઉંધા સુવું મહોડું જમીન ઉપર

ટેકવી પાછલો ભાગ બરડોને ફુલા ગુડણ પર ટેકેલાં રાખી જમીનની અલગ (લગભગ ૧॥ સવા ફીટ) ઉંચે રહે તેવી હાલતમાં પડવું કે જેથી પાણીના નળની (એનીમાની) નળી એક હાથે પકડાય તેવી રીતે પકડીને પછી બીજા હાથે નળીનો કોક છોડવો કે પાણી સડસડાટ દાખલ થઇ જશે અને પાંચથી દશ મીનીટમાં કાર્ય ખલાસ થઇ સંપુર્ણ રાહત મળી જશે.

વાંચનારને એ વીષે કાંઇક વધુ સારી રીતે સમજણ પડે એવા હેતુથી ઉપલી બંને હાલતનાં ચિત્ર આ સાથે આપ્યાં છે.

નં૦ ૧



અલબતાં આ બન્ને રીતે પાણી લેતાં શરૂઆતમાં થોડીક કડાકુટ તો પડે છે, તેમજ ઘણાંકને બીજા સાગી માણસની મદદ પણ લેવી પડે છે તેથી ઘણાંક આ ઉપાયો લેવા માટે અણગમો દેખાડે તેમાં અંજાયબી થવા જેવું નથી. છતાં તેનાથી જે રાહત મળે છે, અને વગર ડાક્ટરે અને વગર પૈસે ખરચવે જે સુખ મળે છે તે જોતાં દરેક માણસને તે કરવું અવશ્ય છે. આટલું છતાં આ બધી કડાકુટ મટે, અને એ પાણી લેવાનું કામ ઘણીજ સારી સરલ રીતે થઇ શકે એવી એક નવી જાતની જે. બી એલ કાસકેટ નામની પેટી અમેરીકાનાં એક મહાન ડાકટરે શોધી કાઢી છે જે માટે વાંચનાર સનમુખ થોડીક ખબર અતરે આપેલી વ્યર્થ જશે નહીં.

નં૦ ૨



૩ ૫ ૮ ૪ ૨



















૧ ૭ ૯

જે. બી. એલ. કાસકેટ એક રબરની કોથળી છે કે જેમાં એકી વેળા ૭ થી સાત બાટલી જેટલું પાણી ભરાઇ શકાય છે (જુઓ બાજુનું ચિત્ર) તેની સરસાઇ નીચે પ્રમાણે છે.

૧–લું તે ફક્ત ટુલ માં ખુરશી કે કમાડ ઉપરજ માત્ર બેસી-નેજ લેવાની છે.

૨–જુ–તે પાણીથી તદન ભરાયલી હોવાથી તેમા કોઇપણ હવા રહેવાની જગ્યા યા જોખમ હોતો નથી.

૩–તે ઉપર માત્ર બેસવાથીજ બેથી ત્રણ મીનીટમાં આખો કોઠો ધોવાઇ સાફ થાય છે.

૪–બેસીને લેવાથી આંતરડા કુદરતી હાલનમાં (જુઓ ચીત્ર) રહી શકે છે. જેથી આખા આંતરડામાં પાણી જઇ તેઓ સંપુર્ણ રીતે સાફ થઇ શકે છે જેથી બારીકમાં બારીક ઝેરી તત્વ પણ બાહાર નીકળી જાય છે.

૫–વલી તે બેસીને લેવાય છે તેથી લેતી વેળા પેટને હાયથી ચંપી (મસાજ) કરાઇ શકાય છે, કે જેથી વધુ કચરો ઝડપથી નીકળી શકે છે. તેમજ પાણી ભરાતી વેળા આંતરડાનો જે પુલાવો થાય છે, (કે જે બેશક થવો જોઇએ) તેને મસાજ કરવાથી ઘણીજ રાહત મળે છે. ફકત પેહલીજવાર લેતાં જરા અડચણ જેવું લાગશે. પણ ત્યાર કેડે એટલું તો સાદુ–સરલ અને સહેલ થઇ પડે છે કે બચ્ચાંઓ પણ ખુશીથી લે છે.

૬ આ કાસકેટની બીજી ખુબી એ છે કે, એની ઉપર ફકત બેસીનેજ પાણી લેવાનું છે તેથી તેમજ એની નળીનો છેડો ફકત આજુબાજુએજ (ટાંચ ઉપર નહીં) હોવાથી—એ કોથળીને જો દર દીવસ વાપરે તોય 'રેકતમ'ને જરાએ અગવડ કે અલવલ આવતી નથી, કે જેમ બીજી સાદી—એનીમા—ડુશ યા સીરીન્જ લેવાથી થતુ નથી કારણ કે ત્યાં પાણી એ ઉંચાઇએથી આવતું હોવાથી તેમજ તેની નળીને, ટાંચ (મહોડા) ઉપરજ હોવાથી પાણીનો ફોર્મ ઘણો હોય છે, જેથી રેકતમનું માસને લગાર મુરદાર થવાનો જોખમ હોય છે એમ ડાકટરો કહે છે પણ આ કાસકેડથી તે ભય દુર થયો છે. અને સેના પુરાવો સેંકડો માણસો દરરોજ આ કાસકેટથી અંતરનો બાથ લીએ છે તેમના મતો વાંચવાથી ખાતરી મળે છે.

આ જે. બી. એલ કાસકેટનો ઉપયોગ ફકત કબજયાત માટેજ એકલો કરવાનો છે એમ ન સમજવું પણ દરેક તિક્ષણ (acute) દરદ વેળા તુરત કાસકેટ વાપરવાથી દરદનું જોર તદન જતુ રહે છે. બલકે ઘણાક તેવાં દરદો તો હમેશના દુર થાય છે. તાવ, સંધીવા, રૂમેતીઝમ, હેડએક, દાયરીયા વગેરે ફરીયાદ વેળા આ અંતરના બાથ લીધાથી ઘણીજ રાહત મળે છે, માટે એ કાસકેટ દરેક હીસપીતાલ સેનીટોરીયમ તથા ખાનગી ઘરોમાં તથા કુટુંબમાં સોનાનાં મૂલની થઇ પડી છે.

૭ વળી આ એક કાર્ય આંતરડાને ધોવા ઉપરાંત આ કાસકેટ ઓરત માટે વેજાઇનલ ડુશ તરીકે પણ વપરાઇ શકે છે. તેમજ ગરમ પાણીએ સેક કરવાની કોથળી અથવા 'આઇસબેગ' તરીકે પણ વપરાઇ શકાય છે. એવી અતી ખુબી ભરેલી અજાયબ જેવી આ ચીજ છે કે જે ઘરમાં રાખ્યાથી ઘણા ઘણા વ્યાધીઓ ખમવાનું દુર થઇ શકે છે. અને ડાકટરોનાં બીલના પૈસા બચી જાય છે.

હિંદુઓમાં જેઓ 'યોગી' લોક કહેવાય છે તેઓ પોતાની ઇચ્છા શકિતથી યાને યોગના બળે, પાણીને ઝાડા મારફતે અંદર ખેંચી કોઠાને સાફ કરે છે. તેવાજ કાંઇક ધોરણ ઉપર પણ, સાધારણ માણસને સહેલ થઇ પડે એવા હેતુથી આ નવીન પ્રકારની કાસકેટ ટ્રીટમેન્ટ અમેરીકાના આ મહાન ડા ચારલ્સ તીરેલે શોધી કાઢી છે કે જેથી મનુષ્ય જાતનાં દુખ દરદો અને વ્યાધીઓ કમતી થાય. આ કાસકેટ હજારો નહીં પણ લાખોની

સંખ્યામાં અમેરીકા તથા ઇંગ્લાંડ વગેરે દેશોમાં વપરાવા લાગી છે, તેના પુરાવા આટલો ઉપરથી માલુમ પડશે કે, આ કાસકેટની સાથે એ ડાકટરની કાઢેલી "The Royal Road to Health" યાને તંદરોસ્તી મેળવવાનો બાદશાહી રસ્તો એવા નામનું પુસ્તક; જેની એક નકલ, કાસકેટની સાથેજ ભેટ મળે છે, ( જુદી વેચાતી નથી ) તેની હાલમાં ૧૧૦ ( એકસોને દશ ) મી આવૃતી છપાઇ છે. જે ઉપરથીજ દરેક માણસ આ કાસકેટનું તોલ કરી શકશે.

આ કાસકેટની સંપુર્ણ સામગ્રી એક સુંદર લાકડાંના બોક્ષ જેને Joy, Beauty, Life, Tyrell's Cascade યાને

"ખુશાલી ખુબસુરતી અને જીંદગી" આપવાવાળી કાસકેટ.

એવું અર્થસુચક નામ આપ્યું છે. અને તેનું ચિત્ર ઉપર આપ્યું છે. તેમાં આવતી સામગ્રીની વીગત નીચે પ્રમાણે છે.

(૧)જે. બી. એલ. કાસકેટ રબરની કોથળી

(૨)બે "ઇનજેકશન" પોઇન્ટ, એક મોટાં માણસ માટે બે ઇંચ લાંબીને બીજી નાનાં બાળકો માટે ( એક ઇંચ લાંબી )

(૩)એન્ટી સેપતીક પાઉડરનુ એક તીન

(૪)રેકતલ સોપ, સાબુ.

(૫)કાઉટન શીરીન્જ માટે પાઇપ તથા તેની રેકતલ પોઇન્ટ જુદી.

(૭)સ્ત્રીઓ માટે ખાસ વેજાઇનલ ટ્યુબ.

(૭)"રોયલ રોડ ટુ હેલ્થ" નામનું મોટું પુસ્તક.

શરીરની તનદોરસ્તીના બીજા ઉપાય તરીકે કસરત છે તેની વિગત આવતા અંકમાં આપીશું

અપૂર્ણ.

બેરામજી પાશેજશા માદન.

---

# शास्त्रविनोद व्यवस्था.

( અનુસંધાન વર્તમાન વર્ષનાઅંક ૬ થી )

સામર્થ્ય જેને સુક્ષ્મતા કહે છે તે ભિન્ન ભિન્ન વિકાસવાળાં હોય છે તેથી શ્રુતિ ભગવતીએ જે પદો પ્રયોજેલાંછે તે પદ વડે કહેવાનો ભાવાર્થ સમજવાનો બીલકુલ બાકી ન રહે તે પ્રકારે કેવળ વ્યાકરણ તથા શબ્દકોષ વડે નિઃશેષ પદના અર્થનું સ્મરણ તથા તે દ્વારે વાક્યના તાત્પર્યનું સ્મરણ થવું સંભવતું નથી તેથી તે પ્રકારનુ નિઃશેષ ભાન કરવાની ઇચ્છાવાળા અનુષ્યો ઉપર ઉપકાર કરવા અર્થે શ્રી શંકર ભગવાને ભાસ્વ કર્યું તે તેમની કૃતિ યથાર્થ ઉપયોગી છે.

શોધકપ્રસાદ

એ તો બધું ખરૂં પણ વેદની સંહિતાનો જે ભાગ છે તેમાં કર્મ વિચારને પુષ્કળ

---

આ કાસકેટના એકલા હિન્દુસ્તાન ખાતેના એજન્ટ મા બે. પી. માદન હેલ્થહોમ આન્ટાહુ ૩.

વિસ્તારથી કહયો છે. વેદને સમેટવારૂપ ઉત્તરે જે ઉપનિષદો કહ્યાં તે તો માત્ર ઉપસંહાર એટલે એ ઉપસંહારનો અર્થ તો સંહિતા ભાગમાં વિસ્તારથી કહેવાઇ ગયો છે ઉપનિષદનું પ્રયોજન માત્ર નિઃશ્રેયસ નામનું જે પરમ કલ્યાણ પરમ તૃપ્તિ તેની પ્રાપ્તિછે. એ પ્રાપ્તિના સાધનો તો કર્મકાંડમાં પુષ્કળ છે. છતાં તે બધાને છોડીને આ ઉપનિષદ્ નામના વેદના પુંચ્છડાને શું કરવા પકડયું હશે.

આનંદ નિધિ

આ વિષય તો વળી તે મહોટો કહાડયો શ્રી જૈમિની ભગવાને "અથાતોધર્મ જીજ્ઞાસા" થી આરંભીને કર્મકાંડ કયા હેતુની સિદ્ધિ કરે છે તે ધર્મ શબ્દ વડે સુચવ્યું છે. ધર્મની પ્રાપ્તિ એ કર્મકાંડનો વિષય છે. પરમ તૃપ્તિરૂપ જે બ્રહ્મ એ ઉપનિષદ્ શાસ્ત્રનો વિષય છે. એ પ્રમાણે શ્રી વ્યાસ ભગવાનને **અથા તો બ્રહ્મ જીજ્ઞાસા** એમ કહીને દર્શાવ્યું છે. **બ્રહ્મ** અને **ધર્મ** એ નામના બંને વિષયોને જુદા કહયા તેથી સંક્ષિપ્તથી સમજાશે કે કર્મકાંડનો વિષય જે ધર્મ તેમાં ઉપનિષદ્નો વિષય બ્રહ્મ આખો સમાયલો નથી

શોધક પ્રસાદ

" આપે ટુંકામાં કહ્યું કે શ્રી જૈમિની ભગવાન તથા શ્રી વ્યાસ ભગવાન કર્મકાંડના તથા ઉપનિષદ્ શાસ્ત્રના અર્થના તાત્પર્યને ભિન્ન ભિન્ન શબ્દો વડે કહે છે તેથી તે બંને ભિન્ન ભિન્ન હોવાં જોઇએ પણ મારે તો તુંબડીમાંના કાંકરા જેવું થયું છું તો કાંઇ સમજ્યો નહિ માટે વિસ્તારથી કહો "

આનંદનિધિ

કર્મકાંડનો વિષય કર્મ છે એ કર્મના બે વિભાગ પડેલા છે ૧ વિધેય ૨ નિષેધ જે કર્મો કરવાની શ્રુતિ ભગવતીએ આજ્ઞા કરી છે તથા રજા આપી છે તે બને કર્મોને વિધેય કર્મ કહયાં છે જે કર્મનો ત્યાગ કરવાની આજ્ઞા છે. તેને નિષેધ કહયાં છે વિધય કર્મોને આચારમાં મુકવા અને નિષેધ કર્મનો ત્યાગ કરવો તેનુ નામ ધર્મ છે. તે પ્રમાણે કરનાર સનાતન ધર્મી કહેવાય છે. નિષેધનો ત્યાગ કર્યા વિના કેવલ વિધેયનુ આચરણ કરનાર ધર્મનુપાલન કરનારો નથી કહેવાતો તો પછી વિધેયના પાલન કરવાની જેને ગરજ નથી જેને પુરસદ નથી તેવા મનુષ્યો વિધેય કર્મો અમુક અમુક પ્રકારના શાસ્ત્રે કહ્યા છે તે ખરાંછે નિષેધ કર્મોનો શાસ્ત્રે ત્યાગ કરવાનો કહયો છે તે ખરો છે એ વગેરે રૂપે પોતાના ગુણને ગાનારી પાંચ કે અધિક સભ્યજનોની મંડળી બેઠી હોય ત્યાં વાક ચતુર્યથી ભાષણો વગેરે કરી અને કેટલાક તો વળી ધર્મ શબ્દના સંસર્ગને પણ ન શોભે એવી ગંદી ભાષામાં અન્યના તિરસ્કાર કરીને સનાતન ધર્મનો પોતે એકલાજ ઉદ્ધાર કરવા જનમ્યાં હોય તેવું ડોળ કરે છે તે આચરણનો શમાવેશ આ ધર્મ શબ્દમાં થતો નથી વિધેય આચરણને કરી બતાવવા અને નિષેધનો ત્યાગ કરી બતાવો અને તે ગ્રહણ તથા ત્યાગના ફળને શાસ્ત્રો કહેલા વિનિયોગને અનુસરીને પ્રત્યક્ષ કરીને બતાવવું એજ ધર્મ ધુરંધર મહાપુરૂષનું કર્તવ્ય છે આ પ્રકારનું સ્વરૂપ છે તેમાં ઘણી મહેનત છે તથા ભારે કસોટીઓછે તેમાથી પાર ઉતરેલા

મહાપુરૂષોનો અધિકાર વૃદ્ધિને પામતા પરમ તૃપ્તિ સ્વરૂપ બ્રહ્મતત્વ તેમને માટે શ્રી ઉપનિષદ્ શાસ્ત્રમાં કહ્યું છે.

શોધક પ્રસાદ.

આપે જે કર્મો કરવાની આજ્ઞા શાસ્ત્રે આપી છે તે તથા જે કર્મો કરવાની રજા આપી છે એ રીતે બે પ્રકારના વિધેય કર્મો છે એમ કહ્યું તે જરા અધિક વિસ્તાર સમજાવો.

આનંદનિધિ,

શાસ્ત્રે જે કર્મો કરવાની આજ્ઞા કરી છે તે કર્મોને નિત્ય કર્મ એવું નામ આપેલું છે એ કર્મો તો શરીરને ધારણ કરી રાખવા રૂપ જીવનનો અનુભવ કરનારે અવશ્ય કરવાંજ જોઇએ એ પ્રમાણે કહ્યું છે વળી મનુષ્યને ભિન્ન ભિન્ન પ્રકારવાળા સુખોને પ્રાપ્ત કરવાની ઇચ્છાઓ ઉદ્ભવે છે જેમકે પશુ સ્ત્રી દ્રવ્ય, સ્વર્ગ આદિની પ્રાપ્તિઓની ઇચ્છા સ્ફુરે છે તે ઇચ્છાની પ્રાપ્તિરૂપ ફળ જે કર્મોવડે થાય છે તે કર્મો ને કામ્ય કહ્યા છે નિત્ય તથા કામ્ય કર્મોકરવામાં એવા પ્રસંગો આવે છે કે અંતરગત રૂપે કેટલાક કર્મો એવા થઇ જાય છે કે જેનું પરિણામી ફળ દુઃખરૂપે અનુભવવાના પ્રસંગો આવે છે કોઇ વખતેઅજ્ઞાનથી પણ એવા કર્મો થાય છે કે જેનું પરિણામ દુઃખાનુભવ હોય છે આ પ્રકારે દુઃખાનુભવ કરાવનાર કર્મો આ દેહમાં એટલે વર્તમાન દેહમાં કરાય છે તે કર્મોને નિષિદ્ધ કર્મો કહેલાં છે વર્તમાન દેહમાં કરાઇ જવાતાં નિષિદ્ધ કર્મો રૂપ નિમિતથી આવી પડનાર દુઃખની નિવૃત્તિ અર્થે જે કર્મો કરવાની શાસ્ત્રે આજ્ઞા કરી છે તેને પ્રાયશ્ચિત કર્મ એવું નામ આપ્યું છે પૂર્વ જન્મે કરાયલાં કર્મોનો જે સંચય તેને સંચિત કર્મ કહેલાં છે તે સચિત કર્મોમાં પૂર્વ જન્મોમાં કરાયલા નિષેધ કર્મોથી આવી પડવાતું જે દુઃખ તેની નિવૃતિ અર્થે શાસ્ત્રોમાં નિત્ય કર્મોને કહેલા છે. આ પ્રમાણે વ્યવસ્થા હોવાથી જે નિષેધ કર્મો પૂર્વ જન્મમાં કરાયલા હોવાથી સંચિતની કોટિમાં છે તેથી તો દુઃખનો અનુભવ અવશ્ય આવી પડવાનોજ તેટલા માટે જે નિત્ય કર્મો વડે તેવા દુઃખોની નિવૃતિ થાય છે તે નિત્ય કર્મો અવશ્ય કર્યા વિના બીજો ઇલાજ નથી માટે તેના વડે થતાં દુઃખમાંથી બચવા અર્થે તે નિત્ય કર્મો તો કરવાંજ જોઇએ એ પ્રકારની શાસ્ત્રે આજ્ઞા કરી છે વર્તમાન દેહમાંતો નિષિદ્ધ કર્મો કરવા નહી એ પ્રકારની પણ શાસ્ત્રે આજ્ઞા કરી છે છતાં નિષિદ્ધ કર્મો કરી જવાય તો તે વડે થતાં દુઃખોમાંથી બચાવવા અર્થે પ્રાયશ્ચિત નામની નૈમિતિક કર્મની પણ આજ્ઞા કરી છે. કામ્ય કર્મો પણ એક પ્રકારે નૈમિતિક છે કામનાનો અંતઃકરણમાં ઉદ્ભવ થતાં કામ્ય પદાર્થની પ્રાપ્તિ કરાવી તે કામનાને સમાવવા અર્થે કામ્ય કર્મો કરવાની શાસ્ત્રે રજા આપી છે જે કામનાનો ઉદ્ભવ કોઇને ન થતો હોય તે કામનાના વિષયની પ્રાપ્તિ અર્થે કહેલાં કર્મને કરવાની તે વ્યકિતને અપેક્ષા નથી તેથી તેવાં કર્મો અવશ્ય સઘળાઓએ કરવાં જોઇએ એવી આજ્ઞા શાસ્ત્રે નથી આપી એ પ્રમાણે વ્યવસ્થા હોવાથી નિત્ય કર્મ સંચિત દુરિતના ક્ષય રૂપ ફળને આપનારાં છે. નિઃશ્રેયસરૂપ પરમ મુક્તિને આપનારા નથી. નિષિદ્ધ કર્મ કેવલ દુઃખને આપનારાં છે. તેથી પરમશ્રેયસરૂપ તેનું ફળ નથી એમ કહેવાની તો જરૂરજ રહેતી નથી. નૈમિત્તિક કર્મોમાંથી પ્રાયશ્ચિત કર્મ જે છે. તે પણ માત્ર

વર્તમાન દેહમાં કરાતાં નિષિદ્ધ કર્મો દ્વારા પ્રાપ્ત થવાનાં દુઃખોની નિવૃત્તિ અર્થે છે. તેથી તે વડે પણ નિઃશ્રેયસની પ્રાપ્તિરૂપ ફળ શાસ્ત્રમાં કહેલું નથી. કામ્ય કર્મોનું ફળ કેવળ કામ્ય વિષયની પ્રાપ્તિજ છે. કામ્ય વિષય શબ્દ વડે પોતાના આત્મતત્વથી ભિન્નરૂપે મનાયલા હોવાથી દષ્ટ અથવા અદષ્ટ અનાત્મ પદાર્થની ઇચ્છા થાય છે. તે પદાર્થ સમજવાનો છે. તેવા પદાર્થની પ્રાપ્તિ એજ એનું ફળ છે. તેથી કોઇ પણ કર્મ શાસ્ત્રે એવા પ્રકારનું નથી કહ્યું કે, કર્મદ્વારા નિઃશ્રેયસની પ્રાપ્તિ થઇ શકે. તેથી કર્મકાંડમાં એ વિષય નથી તેટલા માટે ઉપનિષદ્ દ્વારા બ્રહ્મવિદ્યાની આવશ્યકતા છે.

શોધક પ્રસાદ.

કામ્યકર્મો વડે જે જે કામનાઓ ઉદ્ભવે તેની પ્રાપ્તિ થાય છે અને તે કરાવવા માટે શાસ્ત્રે તે કર્મો કરવાની રજા આપી છે, એમ તો આપ કહો છો હવે જે પ્રકારે જેને આપ અનાત્મપદાર્થો કહો છો તેની પ્રાપ્તિ કર્મો કરાવે છે તો તેજ પ્રકારે નિઃશ્રેયસરૂપ પરમ તૃપ્તિની મને ઇચ્છા છે તો તે ઇચ્છારૂપ કામનાની પ્રાપ્તિ જે કર્મો વડે થઇ શકે તેવાં કર્મો હોવાંજ જોઇએ. માટે તે કર્મોનું જ્ઞાન મને કરાવો.

આનંદનિધિ.

અનાત્મ પદાર્થો બે પ્રકારના છે. ૧ દષ્ટ. ૨ અદષ્ટ આ મનુષ્ય દેહમાં પોતાના મમત્વની મર્યાદામાં જે જે બહારના પદાર્થોને સ્થપાતાં આપણને જોઇએ છીએ તે સઘળા દષ્ટ વિષયો છે. તે વિષયોના અસ્તિત્વનું જ્ઞાન આપણે આપણી ઇન્દ્રિયો દ્વારા મેળવી શકીએ છીએ. 'વિષ્ણુલોક અથવા વૈકુંઠ' શિવલોક અથવા કૈલાસ, બ્રહ્મલોક ઇંદ્રલોક તથા તે તે લોકમાં રહેલા પદાર્થોનું જ્ઞાન કોઇ મનુષ્યે પોતાની ઇન્દ્રિયોના અનુભવ દ્વારા કરીને આપણને કહ્યું હોય તેવો મનુષ્ય આપણને પ્રાપ્ત નથી તેથી તે તે લોક તથા તેને લોકના પદાર્થોને અદષ્ટ વિષય કહ્યા છે એ પ્રકારના દષ્ટ તથા અદષ્ટ વિષયોની પ્રાપ્તિ જેના વડે થાય છે તેવાં કર્મોને શાસ્ત્રે માત્ર પરમ તૃપ્તિ મેળવવાના ક્રમમાં ઉત્તરોત્તર ચઢાવવા અર્થે કહ્યાં છે. અદષ્ટ વિષયના અસ્તિત્વનું ભાન કેવલ શાસ્ત્રદ્વારાજ થાય છે અન્ય પ્રકારે થતું નથી દષ્ટ વિષયોના કરતાં અનંતઘણું અધિક સુખ આપનારરૂપે અદષ્ટ વિષયોને શાસ્ત્રે કહ્યાં છે તેમાં ઉદ્દેશ એટલોજ છે કે અદષ્ટ વિષયોની અપેક્ષાથી રૂઢી વિષયો ઉપરનો મોહ શિથિલ થાય નિઃશ્રેયસ નામની પરમતૃપ્તિરૂપ સુખ સુખમાત્રની પરાકાષ્ઠા છેએટલે અદષ્ટ વિષયજન્ય સુખપણ તેની અપેક્ષાથી તુચ્છ છે. છતાં જ્યાં સુધી એ પ્રકારનાં નિઃશ્રેયસનો વાસ્તવ અધિકાર પ્રાપ્ત થયો નથી હોતો ત્યાં સુધી અદષ્ટ સુખની અપેક્ષા રહે છે. શાસ્ત્રે "स्वर्गकामः" (સ્વર્ગની ઇચ્છા વાળો) "पशुकामः" (પશુની ઇચ્છા વાળો) વગેરે કહીને દષ્ટ તથા અદષ્ટ વિષયની પ્રાપ્તિ માટે કર્મો કહેલાં છે તે પ્રમાણે "मोक्षकामः" (મોક્ષની ઇચ્છા વાળો) એ પ્રમાણે કર્મ કાંડમાં કોઇ ઠેકાણે કહ્યું નથી તેથી કર્મ કાંડનો વિષય શ્રેયસ નથી માટે ભાઇ તારી પરમ તૃપ્તિની પ્રાપ્તિ માટે કોઇ પણ કર્મ કરવાનું તને હું કહું, તેમ નથી. સાર એ પ્રાપ્ત થાય છે કે કર્મકાંડ નામની શ્રુતિ ભગવતીનો જે મોટો સમુહ છે. તેનો વિષય સંસાર છે કર્મમાત્રનું જે ફળ તે સંસારછે. તેથી ઉપનિષદ્ ભાગના તાત્પર્યનો તેમાં સમાવેશ થતો નથી.

શોધક પ્રસાદ

ઠીક, કર્મકાંડમાં ઉપનિષદ્‌નો સમાવેશ થતો નથી તો ભલે પણ તેથી ઉપનિષદ્ ભાગની જરૂર છે એમ કાંઇ સિદ્ધ થતું નથી જે કાર્ય ઉપનિષદો કરે છે તે તેમાં કર્મકાંડને વિરોધ શો છે તે કાંઇ સમજાતું નથી.

આનંદ નિધિ

બન્નેના વિષયો ભિન્ન છે કર્મકાંડમાં તો કર્મ ક્યાં કર્યાં કોણે કોણે ક્યારે ક્યારે કરવાં તેની વ્યવસ્થા શ્રુતિ ભગવતિ કરી આપે છે. તેના અધિકારી ભિન્ન છે. એ કર્મોને કરાવવાના હેતુ રૂપ જે અવિદ્યા એટલે પોતાના "હું"ના વાસ્તવ સ્વરૂપના જ્ઞાનનું અભાન તે છે. કર્મ માત્રને કરાવનાર હેતુ એ અવિદ્યા છે. એ અવિદ્યા નામના કારણ સહ કર્મમાત્ર કરવાનાં પ્રસંગોને નિર્મૂળ કરવા એ વિષય ઉપનિષદ્ ભાગનો છે. તેનેજ બ્રહ્મવિદ્યા કહી છે. એટલે બ્રહ્મવિદ્યા કર્મ માત્રની જનની અવિદ્યાસહ કર્મ માત્રની વિરોધી છે તેથી કર્મકાંડના વિવેચનમાં ઉપનિષદ્ ભાગનું વિવેચન આવી જાય તેવું આડી રીતે પણ બને એમ નથી. માટે ઉપનીષદ્‌ના વ્યાખ્યાન પર સ્પષ્ટિકરણની અનિવાર્ય જરૂર છે અને તે જરૂર સર્વને માટે નથી પણ તે ભાગના વાસ્તવ અધિકારીને માટેજ છે.

શોધક પ્રસાદ.

આપ તો કર્મને પ્રેરનાર રૂપ હેતુ અવિદ્યા છે એમ કહો છો પણ સાચું બોલાવો તો પાપ એટલે નિષેધ કર્મને માટે આપનું કહેવું સત્ય છે. પણ વિહિત કર્મોના સંબંધમાં તે પ્રમાણે સ્પષ્ટ સમજાતું નથી એ કર્મો તો શ્રુતિ તથા સ્મૃતિરૂપ શાસ્ત્રમાં કહેલાં છે તેથી તે કર્મોમાં પ્રવૃત થવા પ્રેરનાર તે શાસ્ત્રો છે. એમ કેમ ના કહેવાય ?

અપૂર્ણ.

દુર્ગેશ્વર નટવરજી ત્રિવેદિ.

# અનુભવની મીઠી મીઠી વાતો.

—૨—

જે મનુષ્ય દરેકને રાજી રાખવાના પ્રયત્ન કર્યા કરે છે અને તેને ખુશ ખુશ કરવામાંજ આનંદ માને છે, તેનું જીવન મનુષ્ય જીવન હોઇ ન શકે. તમારા સહવાસમાં આવતા મનુષ્યને હરેક પ્રસંગે ખુશી કરવાથી તમારૂં તેમજ તેનું શ્રેય થઇ શકે નહિં ખુશામત કરનાર મિત્ર કરતાં કડવા વચનો કહી ભુલ બતાવનાર વિરોધી તમારૂં શ્રેય વિશેષ કરી શકે છે. તમારા મિત્રોને હમેંશ પ્રસન્ન રાખવાની ઇચ્છાથી પર થાઓ. કારણ તેથી મિત્ર તરીકેના તમારા કર્તવ્યથી તમે વિમુખ થાઓ છો. તમારા મિત્રોને કદી કદી તેમની ભૂલ તાદૃશ કરાવી, સત્ય, નીતિ, ધર્મનો રસ્તો બતાવવા તમારે ઇંતેજાર રહેવું જોઇએ તે તમારી સાથે પ્રસન્ન રહે અને પોતાની ભૂલોને સમજે નહિં, તેવી ઇચ્છા તમારે રાખવી ન જોઇએ. એક કારખાનાનો ઉપરી પોતાના નોકરોને અપ્રિય થાય છતાં નિયમિતપણું સાચવવા માટે બનતો

પ્રયત્ન કરે છે. ડાકટર દરદીને મીઠા મીઠા શબ્દોથી સાજો કરી શકતો નથી, પરંતુ કડવા ઔષધથીજ તે રોગનો ઉપચાર કરવો પડે છે. સર્વને ખુશી કરવાની ઇચ્છાથી ટટુવાળ બુઢ્ઢાની શી દશા થઇ હતી તે આપણે જાણીએ છીએ. જગતમાં વૈચિત્ર્ય ભાવ હોઇ જે વસ્તુ તમારા માટે શ્રેયસ્કર હોય તેજ વસ્તુ અન્યને પ્રિય હશે એમ માનવું ન જોઇએ, છતાં પણ સાવધાની માટે અન્યનો અભિપ્રાય તમે લો એ ઠીક પરંતુ તે અભિપ્રાય કદાચ તમારા અનુભવથી વિરૂદ્ધ દિશા બતાવતો હોય, તો તેને કૃતિમાં ન મુકો.

તમે નમ્ર બનો, તમારા સહવાસમાં આવતા સર્વની સાથે સરળતાથી વર્તો, કારણ विवेको दशमो नीधिः છે. તમારો વિવેક અન્યને ખુશી કરવા નહિ, પરંતુ તમારા જીવનનું સરકારીપણું બતાવવા માટેજ જોઇએ. અધમ ગુલામી સ્થિતિનો અર્થ સૂચવનાર વિવેક મનુષ્યની આત્મ શ્રદ્ધાને ડગમગાવી નાંખે છે, અને પરિણામે તેનું જીવન નિર્માલ્ય થઇ જાય છે. તમારી નમ્રતા એટલી બધી નહિં હોવી જોઇએ, કે જેના તરફ તમે આટલી માનની દષ્ટિથી જુઓ છો, તે મનુષ્ય પણ તમારા જેવો છે, તેવું તમારૂં જ્ઞાન ઢંકાઇ જાય સાપ પોતાનો સ્વભાવ ત્યજે અને ડંખ મારવા ન ઇચ્છી, શાંત રહેવા ધારે તો ઠીક, પરંતુ તેણે ફુંફાડો તો રાખવો જોઇએ, નહિતો છોકરાંઓ કાંકરા મારી ડંખ નહિ મારવાની પોતાની પ્રતિજ્ઞા કદી તોડાવે.

જ્વાળામુખી પર્વત તમે જોયો હશે વર્ષમાં અમુક વખત ઘણા ખરા શાંત રહી અગ્નિનો વર્ષાદ બંધ કરે છે. અને એ વખતે તે જ્વાળા મુખી પર્વત સાધારણ ડુંગર જેવો લાગે છે. પરંતુ તે પોતાનો મૂળ કાર્યક્રમ કયારે ચાલુ કરશે તે કોઇ જાણી શકશેજ નહિ તે પોતા ઉપર વનસ્પતિ ઉગવા દેછે, પશુપક્ષી કે મનુષ્યને વસવાટ કરવા દેછે. છતાં પોતાને યોગ્ય લાગે ત્યારે તે જ્વાળા મુખી પર્વત પોતાનું સ્વરૂપ પ્રકટ કરે.

મનુષ્ય પણ પોતાના સ્વભાવને ત્યજી નમ્ર વિવેકી બને તે ઇચ્છવા યોગ્ય છે. પરંતુ આત્મ પ્રતિષ્ઠાનું રક્ષણ કરવા તેણે પોતાના હૃદયમાં ધુંધવાતો જ્વાળા મુખી પર્વત, કદી કદી પ્રકટ કરવો જોઇએ, અને પોતાનું ગૌરવ જાળવવા નમ્રતા અને આજ્ઞાન્તિ પણાને તિલાંજલિ દેવી જોઇએ જેમ વરાળ વગરનું એન્જીન નકામું છે. તેમ આત્મ પ્રતિષ્ઠા જાળવવા આવશ્યક જ્વાળા મુખી વગર આપણું જીવન ક્ષુદ્ર છે. જે મનુષ્ય પોતાનું માન ગુમાવે છે, તેને ગુમાવ્યા જેવું કાંઇ પણ રહેતું નથી.

આપણે માનપ્રદ સ્થિતિમાં રહેવું જોઇએ. આપણી પંક્તિના મનુષ્યોમાં હલકા ગણાવું ન જોઇએ, આપણે ઉચ્ચ કોટીના પ્રાણી છીએ એવું જ્ઞાનજ આપણને પાણીની સપાટી ઉપર રહેવા આગ્રહ કરે છે. અને સંસાર વ્યવહાર રૂપી સમુદ્રની સપાટીથી હેઠે પડવું તે અધમ છે, તેવી માન્યતાને લીધેજ, આપણે દુનિયાના સુખ, દુઃખ જાણતા છતાં, જગતના રંગ બેરંગી તમાસામાં ભાગ લેવા આકર્ષાઇએ છીએ.

આ વિચાર વ્યક્તિ તેમજ રાષ્ટ્રને ઉન્નતિના રસ્તાનું સૂચન કરે છે, અને જે પ્રજા આત્મ પ્રતિષ્ઠાના વિચારને ગૌણ સમજે છે તે પ્રજા અનેક પ્રકારની ઉપાધિમાં જકડાવી જોઇએ. જે મનુષ્ય પોતાના અંગત હકકોને દઢતાથી વળગી ન રહે, તે સ્વદેશના એગર સમસ્ત જન સમાજના હકકોની દરકાર કેવી રીતે રાખે? જે મનુષ્ય પોતાને માથે

આવી પડેલ સંજોગોને વેઠ ગણી સુખે દુઃખે તે દિવસો પસાર કરવામાંજ અહોભાગ્ય માને, તે બીજાને દીલાશો આપી તેમના દુઃખમાં શી રીતે ભાગ લઇ શકે ? જેને પોતાનીજ જીંદગી અકારી લાગે છે, તે બીજાને જીંદગીનો શુદ્ધ અર્થ કેવી રીતે સમજાવી શકે ? મનુષ્ય જીવન ખાવા પીવા માટેજ છે એમ તે સમજે છે તો, જે ભૂમિમાં જન્મ લીધો હોય, જે ભૂમિ તેને અન્ન પાણી અને વસ્ત્ર દેતી હોય તે ભૂમિના નિરાધાર પુત્રોને મદદ કરવી, અને ઉન્નતિની સીડીએ ચડતા મનુષ્યોનો હાથ ઝાલવો-એજ આપણું કર્તવ્ય છે, એમ તે અન્યને ક્યાંથી સમજાવી શકે. ?

બેશક આપણે નિરાશાવાદ પસંદ નથી કરતા આંખ દુઃખતી હોય તો નહિં જેવી પીડા થાય છે એમ કહીએ. પરંતુ આંખ ફુટી ગઇ હોય છતાં આપણે તેને ફુટેલી ન કહીએ તો તે ભૂલ છે. આપણા ગુજરાતી હિંદુઓની હાલની સ્થિતિ જોતાં ભવિષ્યમાં જાહોજલાલીનું એકે ચિન્હ હજુ સુધી દેખાતું નથી. આવી નિરાશા અનેકને પસંદ નહિ હશે, પરંતુ સત્યને આપણે છેતરી શકતા નથી. અમુક રોગની, પહેલાં, ચિકિત્સા થાય છે અને તેનું સ્વરૂપ જોયા પછીજ ઉપચાર થાય. આ દેશને લાગુ પડેલ રોગની ચિકિત્સા કરતાં, આપણે દિલગીરી સાથ કબુલ કરવું પડે છે કે ગુજરાતે હજુ સુધી એવું કોઇ પણ કાર્ય કર્યું નથી કે જેને યાદ કરી અન્ય પ્રજાએ ગુજરાત તરફ માનની દૃષ્ટિથી જુએ. ગુજરાત તો શું પણ હિંદનું માન જગતની બીજી કોઇ પણ પ્રજા રાખતી નથી તેનો દોષ હિંદની દરેક વ્યક્તિ માથે છે, કારણ કોઇ પણ રાષ્ટ્રની ઉન્નતિ અગર અવનતિનું મૂળ તે રાષ્ટ્રની દરેક વ્યક્તિ છે. ગુજરાત માટે તો ખાસ કહેવત છે કે " ઘેલુડી ગુજરાત, આગુસે લાત, ઔર પીછુસે બાત " અને જ્યાં સુધી હિંદ વિદ્યા, હુન્નર અને વ્યાપારમાં પૂરતી દક્ષતા નહિં બતાવે, ત્યાં સુધી અન્ય પ્રજાઓ તેના તરફ તિરસ્કારની નજરથી જોશે, એ ચોક્કસ સમજવું.

હિંદ દરેક સાધન માટે પરદેશ ઉપર આધાર રાખે છે. તેનું કારણ, અમુક કાર્યનો આરંભ કરી તેમા વિજય પ્રાપ્ત થશેજ એવા વિશ્વાસનો અભાવ છે. પ્રતિષ્ઠાને જાળવવા-શું શું ભોગ આપવા જોઇએ તેની હજુ હિંદની પ્રજાને ખબર નથી. જીંદગીની જરૂરી વસ્તુઓ તેને મળી તો તેમાં પોતાના જીવનનો મહાન ઉદ્દેશ પાર પડ્યો એમ સમજે છે, તે સિવાય તેની જીંદગીનો બીજો હેતુ હોતોજ નથી. તે પોતાને તેમજ સમસ્ત પ્રજાને બીજી પ્રજાઓ કરતાં બુદ્ધિ-બળમાં હલકાં ગણે છે. અને અનેક કાર્યો સાધારણ રીતે શક્ય હોય, તે કાર્યનો આરંભ કરવા હીંમત કરી શકતો નથી તે દરેક મુશ્કેલની દરેક સંજોગની અનેક મનુષ્યની બીક રાખે છે, અને પોતે પરાધીન યંત્રવત્ છે એમ સમજે છે. જેનું જીવન એવી માન્યતાથી ભરપૂર હોય ત્યાં " આત્મ પ્રતિષ્ઠા" એ શબ્દને ક્યાંથી ? અવકાશ હોઇ શકે ? બચપણથી પીંજરામાં રહેલા અને ત્યાંજ બુઢ્ઢા થયેલ પોપટને કદી છુટો મુકે તો તેને ઉડવાનું મન કેવી રીતે થાય ? અન્યપક્ષી જેટલો સ્વતંત્ર વિહાર કરવાનું સુઝેજ ક્યાંથી તે તો પોતાના પીંજરાનેજ સ્વર્ગ માને છે, વગર મહેનતે મળેલ ખોરાકને ખાઇ સંતોષી રહે છે અને ઝાડની ડાળીએ ડાળીએ ઉડી ચોરી છુપકીથી પાકા ફળ ખાવાની તકલીફનો વિચાર કરતાં કંપારી આવે છે,

આપણી સ્થિતિ શું આવી નથી? અનેક પ્રથા, રીવાજો, ખોટી માન્યતા, અને ધર્મિક વહેમોથી આપણું સંસારનું કોકડું એટલું ગુંચાઇ ગએલ છે કે સ્વતંત્રતા કે આત્મપ્રતિષ્ઠા એ શબ્દોની આપણને કીમત નથી. અર્થ શૂન્ય વ્યવહારિક અને સામાજીક બંધનો નીચે રહેવામાંજ આપણે આનંદ માનીએ છીએ. આપણા જીવનમાં એવા અનેક વ્યવહારિક પ્રસંગો આવેછે કે જે વખતે આપણા અંતઃકરણના આદેશ વિરૂદ્ધ આપણે વર્તવું પડે છે, એવી સ્થિતિ એ શું અધમ પરતંત્રતા નથી? જે રોગનો ઉપચાર થઇ મનુષ્ય નિરામય થઇ શકે, છતાં તેમ કરવા પ્રયત્ન ન કરે તો દોષ કોને?

અડધો રોટલો મળતો હોય તો આખો લેવા ધાવું એ કાર્ય શું આપણે ભૂલ ભરેલ નથી ગણતા? નવા હુન્નર અગર નવા ધંધા શોધી કાઢી હિંદના વ્યાપારને ખીલવવો તેના કરતાં પરદેશથી તૈયાર માલ મંગાવવો, તેને આપણે ઉત્તમ વ્યાપાર નથી સમજતા? જે વ્યકિત અગર પ્રજા પોતાના શીરપર કોઇપણ જાતના જોખમ લેવા ઇચ્છતી નથી, કોઇપણ નવીન કાર્ય ઉપાડી લેવા જેટલી બુદ્ધિ કીમત, અગર દક્ષતા બતાવતી નથી, આરંભ કરેલ કાર્યને પરિપૂર્ણ કરવા પૂરતો દૃઢ નિશ્ચય ધરાવતી નથી, કે અનુભવી હુન્નરીઓને ઉત્તેજન આપતી નથી,તે પ્રજા યૂરોપ, અમેરિકા કે જાપાનના પદ્ધતિસર ચાલતા વ્યાપારને કયાંથી પહોંચી શકે? તેને માટે તો સોયથી માંડી મોટા સંચા સુધી અને સીવવાના દોરાથી લઇ ઉત્તમ રેશમી કાપડ સુધી પરાધીન રહેવું પડે. આ દોષ હિંદની પૈસાપાત્ર વ્યકિતઓ માંથે છે, પરંતુ તેમના ગરીબ ભાઇઓની તેમને કયાં દરકાર છે? તેમને તો "ગાડી લાડી અને વાડી" મળી તો બસ.

એક હિંદી અનેક વર્ષોના બારીક નિરીક્ષણ પછી એક સુંદર અને આકર્ષક ચિત્ર તૈયાર કરે તો યુરોપ, અમેરિકામાં તે ચિત્રની જેટલી કીંમત અંકાય, તેટલી કીંમત શું અહીં તે ચિત્રકારને મળી શકશે? એક હુન્નરી કોઇ પણ નવી શોધ કરી તેનો પેટંટ લે તો તે શોધને ક્રિયામાં મુકી શકાય તેટલી મુડી શું કોઇ તવંગર માણસ તેને આપે છે? અનેક યુવકો જાપાન, અમેરિકામાંથી હુનર ઉદ્યોગનું શિક્ષણ લઇ આવેલા છે તેમને કામે લગાડી પૈસાદાર માણસોએ કેટલા કારખાનાં કાઢયાં એ આપણે કયા નથી જાણતા? કોઇ પણ સાક્ષર પોતાની વિદ્વતાનો ઉપયોગ કરી એક ઉત્તમ ગ્રંથ લખે છે છતા વર્ષો સુધી તે પુસ્તક તેના ઘરના ખુણામાં અપ્રસિદ્ધ પડયું રહે છે, અને છપામણીના ખર્ચ જેટલા પૈસા બહારથી મળી શકતા નથી તેવી વાતો શું આપણે નથી સાંભળતા?

આવી સ્થિતિમાં તો હિંદ રૂપી અગ્નિ ઉપર વળી ગયેલ રાખ કદી પણ ઉડી શકશે નહિં, અને તે હમેશ અધમ હાલતમાં સડયાજ કરશે. હાલની લડાઇથી હિંદના પડી ભાગેલા હુનર ઉદ્યોગ અને વ્યાપારો ખીલી નીકળવાની વકી હતી. અને હિંદના હુન્નરી અને ઉદ્યોગી પુરૂષોમાં અનેક પ્રકારની જાગ્રતિ આવવાની સર્વ કોઇ વકી રાખતું હતું પરંતુ

" ભરોસાની ભેંસે પાડયો જણ્યો " અને ઓસ્ટ્રો-જર્મન વ્યાપાર ડુબ્યો તો જાપાની માલથી બજાર ભરચક થવા માંડી તેમાં હિંદને શું ? આયાત થતી વસ્તુઓનું ઉત્પત્તિ સ્થાન બદલાયું તેમાં હિંદના ગરીબ પુત્રોને શો ફાયદો થયો ? કાંઇ નહિં. ઉલટું નુકશાન આ સર્વ કોઇ સમજે છે પરંતુ શરીરે પરસેવો વળે તેવો પ્રમાણિક ધંધો કરી પડી ભાંગેલ ઉદ્યોગો સજીવન કરવા કરતાં, અનેક કડવા વચનો ગળે ઉતારવાં પડે તેવી જગ્યાએ નોકરી કરી, સ્વતંત્રાને અમુક રકમે વેંચી દેવી આપણને વધારે સારી લાગે છે. શરીરને યોગ્ય કસરત આપે તેવું કાર્ય પડતું મુકી, શરીરમાં ચરબી વધારે અથવા મગજ ખાલી કરે અને પરિણામે ૪૦-૫૦ વર્ષે બુઢ્ઢા થઇ મરી જવું એ આપણને વધારે આબરૂ ભરેલ લાગે છે. બીજા દેશોમાં જ્યારે મરણ પ્રમાણ દર વર્ષે ૧૦૦૦ માણસે ૧૬-૧૮ હોય છે ત્યારે હિંદમાં દશ હજાર માણસે ૩૦ માણસો મરે છે. તેનું કારણ એજ કે ખુલ્લી હવામાં ફરી તન મન કસે એવું કાર્ય કરવા કરતાં એક ઓફીસ અગર દુકાનના ખુણામાં ખુરશી ઉપર બેસી કામ કરવું આપણને વધારે પસંદ છે આપણે જરાપણ તકલીફ ભોગવી શકતા નથી. નાજુકાઇ બતાવવામાંજ આપણું ગૌરવ છે એમ આપણે સમજીએ છીએ અને તેને પરિણામે પ્રતિષ્ઠા કરતાં આપણી તકલીફની આપણે વિશેષ દરકાર રાખીએ છીએ મનુષ્ય કર્તવ્યનો અર્થ સુખ, દુઃખ, તડકો છાયો, એવા દ્વંદ્વભાવ તરફ બેદરકારી કોઇપણ દેશની ઉન્નતિ માટે તેની પ્રત્યેક વ્યક્તિએ ઉચ્ચ આશયો સાથે કાર્ય ઉપાડવું જોઇએ, અને પોતાનુ તેમજ પોતાના દેશનુ આર્થિક અને ધાર્મિક બાબતમાં શ્રેય કરવા હૃદયથી ઇચ્છવુ જોઇએ ઉચ્ચ આશયોવાળા સ્વાર્થ સાધતાં જે મનુષ્યને આવડે છે તેના પરમાર્થનું કાર્ય થઇ શકે મર્યાદાવાળા તારા દરેક ઈચ્છા કદી સ્થૂળરૂપમાં આવી શકે. રોગ મટી જશે એવી શ્રદ્ધાવાળો મનુષ્ય જરૂર સાજો થઈ જાય છે, તેમજ આપણી અને આપણા મિત્રોની સ્થિતિ ઉત્તમ થતી જશે એવી દૃઢ માન્યતા યોગ્ય વખતે સફળ થાયજ ઇચ્છિત દરેક વસ્તુને આપવા કુદરત આનાકાની કરતી ફક્ત વિચારોને ક્રિયામાં મુકવાનીજ ખોટી.

પરહિતમાં પ્રવૃત્ત રહેવું એ પરમ ધર્મ રૂપ છે, જો તમને કોઇ પણ માણસે સહાય આપી હોય, તો તેનીજ સેવામાં આખી જીંદગી ગુજારવી એ તમારૂ કર્તવ્ય નથી તમારી ફરજ અન્યને તેવીજ રીતે મદદ કરવાની છે. ભલમનસાઇ બતાવવી એ સદગુણ છે, પરંતુ ભલમનસાઇ બતાવવાનું શિક્ષણ બીજાને આપવું તે વધારે સારૂં છે. યુરોપમાં સ્વતંત્રતાનો પવન વાતો હોવાથી, ત્યાંના વતનીઓ સ્વતંત્રતામાં ઉછરેલા હોય છે, અને તેથીજ તે લોકો તેમના સંબંધમાં આવનારને આજીજી અથવા પ્રાર્થના કરવા ટેવાયેલ નથી જો તે પોતે નોકર હોય છે. તો તે પોતાને સોંપાયેલ કામનેજ નોકર ગણે છે અને પોતાની જાતને અથવા પોતાના અમુક વિચારને વેચતો નથી. હિંદમા ફક્ત કાર્ય પૂર્ણ કરવુ તેમાંજ નોકરીની સરત પુરી થતી નથી, પોતાના માલીકની ખુશામત પણ કરવી પડે છે. આ સ્થિતિ ઇચ્છવા યોગ્ય નથી.

अतिशय सर्वत्र वर्जयेत् બન્ને છેડાને ત્યજી મધ્ય અંતરે રમણ કરો. તમે આજ્ઞાંકિત ગુલામ બનો તે પણ ઇચ્છવા યોગ્ય નથી તેમજ " ચાકર તેરા ઔર કહા નવ કરે " તેમ પણ નહિં થવું જોઇએ લાકડા માફક હમેશ ઠંડા–શાંત રહો, પરંતુ તમારી આત્મ પ્રતિષ્ઠાનો ભંગ થઇ અન્ય પુરૂષ સાથે ઘર્ષણ થતુ હોય તો બેશક તમારામાં રહેલ અગ્નિ પ્રકટ કરો, અને તેને બતાવો કે હું નિર્માલ્ય નથી. પરતુ યાદ રાખજો કે અનેક વખત ઘર્ષણ થવાથી જેમ લાકડું પોતે બળી જાય છે. તેમ તમારા અંતરમાં રહેલ વિદ્યુતને અનેક વખત પ્રકટ કરવાથી તમને પોતાનેજ નુકશાન થાય. દરેક વસ્તુને મર્યાદા હોવી જોઇએ, ભલે તે વસ્તુ ઉત્કૃષ્ટ હોય કે નિકૃષ્ટ હોય પ્રકાશનો ગુણ અંધારામાં પડેલ વસ્તુ ને દેખાડવાનો છે, પરંતુ તે પ્રકાશને પણ મર્યાદા હોવી જોઇએ પ્રકાશ જો અતિશય હોય તો આખ અંજાઇ જાય છે, અને જો વસ્તુ અંધારામાં શોધી શકાય તે વસ્તુ તેટલા પ્રકાશમાં નજરે પડતી નથી.

તેવીજ રીતે તમારી ઇચ્છા તૃષ્ણાને પણ મર્યાદા હોવી જોઇએ મનુષ્ય ચાહેતે કરી શકે તમારો પાડોશી કોઇ પણ કાર્યમાં વિજયી થયો તો તમે પણ તેટલીજ કાર્યકુશળતા વાપરો તો તમને શા માટે નિષ્ફળતા પ્રાપ્ત થાય? તમારી શકિત અને સાધનનો ઉપયોગ કરોતો તમારો દૃઢ નિશ્ચય કલ્પ વૃક્ષની ગરજ સારે તમે ચાહો તે તમારી સામે ખડું કરી શકો પરંતુ યાદ રાખવું કે તમારી ઇચ્છાનુસાર ફળ પ્રાપ્તિમાં મર્યાદા હોવી જોઇએ.

(અપૂર્ણ)

પ્રેમશંકર

---

# વિચાર અને વર્તન

' જેવી રીતે માણસ પોતાને ધારે છે તેવીજ રીતનો તે છે. ' એ સૂત્ર મનુષ્યની સર્વ સ્થિતિને લાગુ પડે છે. કારણ વિચાર હમેશ વર્તનનું સૂક્ષ્મ બીજ છે. વિચાર ન હોય તો આચાર પણ નજ સંભવે ! સારા વા નરસા સર્વ આચારને માટે પ્રથમ તેના સૂક્ષ્મ સ્વરૂપે વિચાર પ્રવર્તે છે. અને એ વિચારજ મનુષ્યના આદિથી અંત સુધી આચાર પર સામ્રાજ્ય ચલાવે છે. આથીજ જેવા બાળકના નાનપણના વિચારો ને તે પરથી ઘડાયલું તેનું વર્તન તેવાજ તેના મોટપણના વિચારો અને તેવા આચારો વર્ડ્ઝવર્થ કવિ આટલાજ માટે નાનપણની પોતાની કુદરત નિરીક્ષણ દૃષ્ટિને વૃત્તિને બદલાવી જણાવે છે કે જ્યારે હું નાનો બાળક હતો તો પણ આકાશમાં સુંદર મનોહર મેઘ ધનુપ જોઇ આનંદ ચકિત થઇ જતો તેમજ આજ અત્યારે માણસ રૂપે છું તોયે એજ ઇન્દ્રધનુષ્ય આલ્હાદક લાગે છે. અને ઇચ્છું છું કે ભવિષ્યમાં વૃદ્ધાવસ્થામા પણ એનું એજ મનોગમ ચિત્ર પ્રસન્નમન

લાગશેજ. જો તેમ ન થાય તો મને જીવન શુષ્કજ લાગે છે અને મરણુંજ હું વાંછા રાખું છું" આ પછી એક એવા વિશાળ અને ભવ્ય સિદ્ધાંતપર તે આવે છે કે "The child is the father of man" 'મનુષ્યના પિતા બાળક છે. દેખીતી રીતે આ વાકય કંઇક સંદિગ્ધ અર્થનું તેમજ અર્થહીણું પણ લાગશે પરંતુ કાંઇક ધીર વિચાર કરતાં જણાશે કે એજ વાકયમાં ગુહ્ય અને ઉન્નત ભાવી અરથનું સમાર્જન થયેલું છે.

બચપણુની રીતભાતો અને બચપણના વિચારોથીજ મોટપણાની રીતભાતો અને વિચારો વર્તનમાં યોગ્ય છે. "Childhood shows what manhood would be" એ એનો સુંદર અને હૃદયવગ અર્થ છે.

આ બીના જોયા પછી આપણે જરાક વધારે ઉંડા ઉતરીશું તો જણાશે કે માત્ર મનુષ્યના વર્તન પરજ આ વિચારોની પરંપરાની અસર થાય છે એટલુંજ નહિ પરંતુ એના પોતાના જન્મથી માંડીને તે સમસ્ત વ્યાવહારિક જીવન પરત્વે પણ આજ વિચારોની પ્રણાલિકા તેના પર પોતાનું દશ્ય વા અદશ્ય સામ્રાજ્ય ચલાવે છે. રે ! મનુષ્ય પોતાનો જન્મ પણ પોતે ધારે તેવોજ લઇ શકે છે. જેવા જેવા વિચારોને તે પોષણ આપે છે તેવાજ વિચારોથી આચારમાં મુકાયલું શરીરને ધારણ કરે છે. અને જેમ આચારનું બીજ ઉપર વિચાર જણાવ્યું તેવીજ રીતે દરેક આચારના દશ્યભાવને કલાનું રૂપ પણ આપી શકાશે. આ કલા લીલા પણ મનુષ્ય જેમ ધારે તેમ હોઇ શકે છે. તેમાંયે મુખ્યત્વે તેનો વિચારજ સર્વોપરિ સત્તા ધરાવે છે. આથીજ પોતાની ઇચ્છાનુસાર–કારણ ઇચ્છા એ વિચારનો પિતા છે. મનુષ્ય જેમ ધારે તેમજ ઉન્નતિ વા અવનતિની રીતિકૃતિ ધારણ કરી શકે છે.

" તારવો આત્મ આત્માથી, આત્માને ન ડૂબાડવો.
આત્માજ આત્મનો બંધુ આત્માજ શત્રુ આત્મનો,
જેણે જીત્યો આત્મને આત્મથીજ
તેનો આત્મા બંધુ છે આત્મકેરો
જેણે જીત્યોના નિજ આત્મ તેનો તો
વર્તે આત્મા શત્રુ થઇ શત્રુતામાં–"

ભગવદ્‌ગીતાનું સમશ્લોકી ભાષાન્તર.

આત્માને અને માત્ર સૂક્ષ્મભાવના રૂપેજ રહેમજશું તો ઉપરની સર્વ વાર્તાનો ખુલાસો થશે.

## સંજોગો પર વિચારોની અસર

સામાન્યતા એવું કહેવાય છે કે સંજોગો મનુષ્યને મનુષ્યત્વ અર્પે છે. પરંતુ વિચક્ષણ પુરૂષોનોતો એવોજ મત હોય છે કે મનુષ્યજ સંજોગોને દૈવત અર્પે છે. આ કાર્ય તે ખાસ કરીને વિચારો દ્વારા ભાવનાઓ દ્વારાજ કરી શકે છે. પોતાની ભાવનાઓ (Images)

એટલીતો બળવત્તર રાખે છે કે તે ભાવનાઓ વડેજ જીવન સમૃદ્ધિ વિકસીત અને વીલાસીત બનતી રહે છે. વિચાર અને વર્ત્તન જેમ આગળ આપણે એકજ છે એમ દાખવ્યું તેવીજ રીતે વિચાર વર્તન અને તજજન્ય સંજોગોનુ પણ અનુકુળપણું તેમજ અનુગુણત્વ દાખવી શું તો અસ્થાને નહિ ગણાય. કારણકે વર્ત્તનને પ્રકાશવાને માટે કોઇ સર્વમાન્ય સાધન હોય તો તે સંજોગો છે જેમના પર તે અતિ બળવત્તર સત્તા ચલાવે છે. અલબત્ આપરથી એમ નસમજવું જોઇએ કે પ્રત્યેક સમયે મનુષ્યના સર્વ સંજોગો તેના વર્તનનેજ આધિન છે અથવા તેના વર્તન માત્રનુંજ સ્પષ્ટીકરણ. પરંતુ એટલું તો સત્યજ છે કે એ સર્વ સંજોગો એક અંતર્ગૂઢ જીવની વિચારણા બળની સાથે એવોતો સજડ સંબંધ ધરાવે છે કેતેમને ને વિચારોને જુદા પાડવા વા ગણવા તે અશક્ય થઇ પડે છે જેમ જેમ વિચારની વૃદ્ધિ અને ખિલવણી તેમ તેમ સંજોગોની બહુરૂપતા અને અનુકુળતા સ્હમજવી મનુષ્ય એક નિત્ય નિરંતર વિકાસ પામતુ પ્રાણી છે. એના મનુષ્ય રૂપનો યે વિકાસ થયો છે એમ વિજ્ઞાન શાસ્ત્રી સમજાવે છે. એથી તે તેમ વિકાસનો વિવર્ધક અને પરિપોષક છે.

દેહીને જેમ આ દેહે બાલ્ય યૌવન ને જરા
તેવી દેહાન્તર પ્રાપ્તિ તેમા મોહે ન ધીરકઃ

આમ બાલ્ય યૌવન અને જરા જેમ તેમાં દેહના વિકસીત રૂપો છે તેવાજ રીતે એક જન્મી દેહ પછીના અર્થાત્ દ્વીજન્મમા પણ એવીજ વીકસીત પ્રાપ્તિનું ભોક્તૃત્વ તેને શિર છે આ ઉભય પ્રાપ્તિ મેળવવાને માટે તેની ભાવના અને વર્તન સર્વોપરિ હોવાંજ જોઇએ સાંસારિક સબધને પર તેમજ સર્વ વ્યવહરાનુકુલ સંજોગોં પર કદાચ તેના વિચાર વર્તનની અસર અન્યના જેવાજ વિચારવર્તનની અસરથી પાછી હેલાય પરંતુ દ્વીજત્વ (Regneration) પ્રાપ્ત કરવામાં તો વ્યાવહારીક દૃષ્ટિથી ભિન્ન આધ્યાત્મિક દૃષ્ટિજ મુળ રૂપે હોવાથી તેમાં કોઇજ પ્રતિકુળતાનો અવકાશ નથીજ. આત્મબળ અને આત્મશ્રદ્ધા એજ તેમાં મૂખ્ય છે. જેટલુ ભાવનાબળ બળવત્તર તેટલુંજ તેનું દૂરગામી અટન અને પરિવર્તનઃ આથીજ ભાવનાઓ આંતરિક કરી આત્મિક દૃષ્ટિને પિછાની અર્થાત્ Iustict ને ઓળખી Iutiution ના પાછળથી, અડગ Reason વર્ત્તનો શીખીએ તો કુદરતની સર્વ નાની નાની બારિકીઓ તપાસી કાઢી તદ્દત આપણુ જીવન કરી શકાય; અને જીવનીય સર્વ સંજોગોને પણ તેમજ વાળી શકાય; કુદરત પર સર્વોપરિ સત્તા તો ત્યારેજ મેળવી કહેવાય કે જ્યારે આપણે જીવનસ્તરને સવિશેષ વૃદ્ધિંગત અને વિકસીત રાખ્યાં કરીએ ! અરે ! અમૃત બનાવી શકીએ ! Philosophy is nothing but Tne Sicence and Art of Nature: Science to the Laws by which Nature Conducts its affairs and art is the affairs themselves in tune with these laws. જીવનની ફિલસુફી પણ આજ છે. આ ફિલસુફીને અનુસરતાં ભાવના, વર્તન અને સજોગો તો શું પરંતુ દષ્ટ અદષ્ટ સર્વ ઉચિત પ્રકારે આનંદન બને છે.

### વિચારની શરીર અને તેની દુરસ્તી પર અસર.

શરીર એ મનનો કિંકર છે મનના સર્વ વિકારોને ઝીલવાનું ને તેમ કરી તેને તાબે રહેવાનું તે તેનો સ્વીકૃત ધર્મ છે, પછી ભલે તે મનના વિકારો સૂક્ષ્મ વિચારણા અનુસાર

પ્રવૃત્તિમાન થયેલા હોય વા સ્વતઃ ચલન કરી શકતા હોય. મનને ન ગમે એવા વિચારો વિચારવાથી શરીર નાબુદ થાય છે. એટલુંજ નહિ પરંતુ તેનામાં અનેક રોગોની વ્યાપ્તિ થઇ રહે છે. પરંતુ આનંદન અને સુંદર વિચારોથી શરીર સદાસર્વદા યુવાન અને સૌંદર્યભર્યું અલવત્તર પ્રકાશી રહે છે.

આરોગ્ય અને અનારોગ્ય આથીજ રીતે ભાવનાને વશ છે કે ! ભાવનાંજ તેમનું મુળ છે. નિર્બળ વિચારોનું ઉચ્ચારણ નિર્બળ શરીરજ દાખવી રહેશે. આથીજ ભયના વિચારો પ્રતિપળ મનુષ્યનો નાશ કરી રહે છે. આથીજ જેઓ અનારોગ્યના વિચારોમાં મશગુલ છે તેઓ અનારોગ્ય લીધા વિના રહેતાજ નથી, ચિંતા શરીરનો ક્ષય કરે છે. એટલુંજ નહિ પરંતુ અન્ય રોગોને માટે તે શરીરને ખુલ્લું મૂકે છે; ત્યારે અપવિત્ર વિચારો સમસ્ત Nervous Systemને ક્ષુબ્ધ અને છીર્ણ કરી રહે છે.

હવે ભાવના બાંધવામાં અને શરીર વ્યવસ્થામાં કંઇક વધારે સુંદરતા એ પ્રકારની રહેલી છે કે જેમ જેમ જીવનક્રમ સવિશેષ ભવ્ય બનતો જાય તેમ તેમ ભાવન અને શારીરીક વ્યવસ્થા ઉભય ભવ્યતા ધારણ કરી રહે છે. પરંતુ ભાવના એવી ન જોઇએ કે યોગ્યતાથી વિરૂદ્ધ હોય. મનુષ્ય જ્યારે અયોગ્ય ભાવનાઓ બાંધે છે. અને તદનુસાર મનઃપ્રાપ્તિ અને શરીર પ્રાપ્તિની વાંછા રાખે છે ત્યારે જરૂર તે જીવનસત્વનું પોષણ કરવાને બદલે ઘણે અંશે તેનો ઉચ્છેદ કરી શકે છે. મગજ, હૃદય અને શરીર એમનો એવો તો પરસ્પર સંબંધ છે કે એકની અવ્યવસ્થા સાથે ત્રણે અવ્યવસ્થ થઇ રહે છે. એકનું સ્વાસ્થ્ય ત્રણેનું સ્વાસ્થ્ય સાધે છે. દયા, કૃપા, કરૂણા, ભક્તિભાવ ઇત્યાદિ ભાવનાની અસર શરીર પર કંઇક દિવ્ય સ્વરૂપમાં ગોચર થાય છે. પરંતુ ક્રોધ લોભ અને ધર્મ વિરૂદ્ધ કામની અસરો પોતપોતાના સ્વરૂપમાં કટુ અને કડવાશ ચિત્તમાં ભરે છે અને શરીર પણ તે દ્વારે ઘસાય છે, ક્ષીણ થાય છે તેનો પોતાનો Regemerative ભાવ અટકે છે આથીજ કરીને એક ખુશનુમા વિચાર જેટલો વૈદકીય પ્રભાવને પ્રતાપ બતાવી શકે છે. તેટલો અનેક દેખીતા વૈદો દાખવી શકતા નથી શરીરની ખાતર બરદાસ્તમાં ખુશાલી અને આનંદ એ બે ઔષધી સર્વોપરિ છે. આ આનંદ સ્વાભાવિક હોવો જોઇએ દેખાતા આનંદથી વા દેખાડવાની ખુશાલીથી સામાન્યતઃ શરીરને બમણું સહન કરવું પડે છે, સવિશેષ આઘાત તેના પર પડી રહે છે. સર્વથી સારો માર્ગ તો એજ છે કે વિશ્વની સકળ વસ્તુઓ શુભને માટે સરજી છે. અને તેમાં વિભુતિભાવ અને અનંત ઐશ્વર્ય રહેલાં છે એમ માની-જાણી સાક્ષાત્કાર કરી-તથા જે જે કાર્ય હાથ ધરેલાં હોય તેમાં એ દિવ્યાંશ ધારી લઇ તેમને પરિપૂર્ણ કરવા એજ છે ત્યાં સુધી શુદ્ધિ પણ અણખીલી જાણવી યાને બુદ્ધિવિહીન ભાવનાવાળો પણ ક્યાંથી હોઇ શકે અને ભાવના વિમુખ શાન્તિ સંપાદન પણ નજ કરે અને શાન્તિ વિના સુખ પણ ન હોય આ સુખ જીવન સતતુ શાશ્વત અને સનાતન સ્થાયીત્વ છે. અને તેથીજ યુક્તતા Absolute Conseiorsness સાથેનો યોગ એજ સર્વોપરિ રાજમાર્ગ છે અને સર્વ વિશ્વભાવને તે તરફ વાળવાથીજ અનન્ય સ્વાસ્થ્ય પ્રાપ્ત થાયછે.

# વિચાર અને ઉદ્દેશ



ઉદ્દેશવિનાનો વિચાર કંઇ અર્થનો નથી જીવનનો કંઇક ઉદ્દેશ હોવોજ જોઇએ. આપણાં જીવનો ઉદ્દેશ વિનાનાં હોવાથી તે નિઃસત્વ જેવાં લાગે છે.• અને તેથીજ તેઓમાં અનેક મુશ્કેલી આવી જાય છે. ભાવનાત્મક જીવનોદ્દેશ એ આપણા સ્વીકૃત વિકાસક્રમનું મુળ છે. તે વિના ઉદ્દેશ મહા પુરૂષોના નિત્ય પરિચયથી ઉદ્દભવે છે એટલુંજ નહિ પણ તેમનાથી તે પોષાય છે. અને બળવત્તર બને છે. ભાવનાત્મક જીવનોદ્દેશ એ આપણા વિકાસક્રમનું મૂળ છે તે વિના વિકાસ સંભવતોજ નથી. ખનીજ, ઉદ્દભીજ અંડજ અને જારજ ઇત્યાદિ સર્વ પ્રાણીને જીવનોદ્દેશ છે અને તેથીજ તેમની ઉત્પત્તિ સ્થિતિ અને પ્રગતિ છે

મનુષ્યે પણ કુદરતી લીલાને અવલોકી તેનુ અનુત્તમ રહસ્ય ચિત્તમાં આદરી જીવનને ભવ્ય ભાવી બનાવવાનો ઉદ્દેશ રાખવો જોઇએ. અને એ ઉદેશ પૂર્વક કાર્ય પરાયણ થઇ તે ઉદ્દેશને પાર પાડવા સતત પ્રયાસ કરવા જોઇએ. હવે આ પ્રયાસને માટે માત્ર Instinctને વર્ત્તવી અને તેના અંતર ધ્વનિને સૂણવો. આ સુણ્યા પછી Rouson ના પ્રદેશમાં ધર્મા ધર્મ ન્યાળી શુધ ધર્મ માર્ગ પ્રતિ પ્રયાણ આદરવા ઉત્સુક થઇ રહેવું. આમ કર્યાથી જીવનોદ્દેશ પાર પડ્યો ગણાશે ચિત્તની એકતા અને સામતા આ રીતે સચવાશે અને સંયમની ભવ્ય ભાવી અનુકુળતા આપો આપ પ્રાપ્ત થઇ રહેશે. અલબત્ ધારેલો હેતુ પાર પડવાને કદાચ કોઇ વખત મનુષ્ય પાછો પડશે છતા એ જો બેનુ ભાવના બલ બળવાન હશે, જો તેનું મનોબલ સતેજ અને અંતર ધ્વનિ પારખવા શકિતવાન હશે, તો જરૂર વિજયવંત અને એમજ ક્રમશ ભવિષ્યમા ઉત્તરોત્તર ભવ્યતા સંપાદીત થઇ રહેશે

જેઓ આ પ્રમાણે ઉદ્દેશ વિનાના હોય છે તેઓ ગરબડતા પથ્થરની માફક કોઇ જગાએ સ્થીરતા પ્રાપ્ત કરતાજ નથી અમુક કાર્ય કરવાનું છે એ ભાવ કાર્ય કરવા મ્હારી સર્વ શકિત છે તેના પર વિશેષ આધાર રાખે છે શંકા અને ભય મનોબળ વા ભાવનાબળના કટ્ટા દુશ્મન છે. અને જે તેમને ઉતેજન આપે છે તેમને પ્રસગે પ્રસંગે ઠોકર ખાતાજ જોવામાં આવે છે.

'સંશયાત્મા વિનશ્યતિ' એ સુત્ર તેવાઓની ખાતરજ વદાયલું છે આથી ઉલટું જેમણે સંશય અને ભયપર વિજય મેળવ્યો છે તેમણે પરાજય પર પણ વિજય મેળવ્યોજ સમજવો. તેમનો દરેક વિચાર સંપૂર્ણ સામર્થ્યથી ભરપુર હોય છે અને તેથીજ તે માર્ગમાં આવતા સર્વ વિકટ પ્રસંગોમે હિંમતથી અને શૈર્યથી ભેટી રહે છે. તેના જીવનોદ્દેશો અતિ વિચારપૂર્વક યોજાયલા હોવાથી તેઓ ઉત્તરોત્તર વૃદ્ધિ અને વિકાસ પામી રહે છે અને તેનો ફળરૂપ પરિપાક કદી વિનાશ પામતોજ નથી. આવો ઉદ્દેશ યુકત વિચાર પણ લક્ષ્યબળ જેવો થઇ રહે છે અને જે તેને રહસ્ય શકે છે તે સવિશેષ ઉચ્ચતા અને સામર્થ્ય સંપાદન કરી રહે છે. અને આ પ્રમાણે જીવન ઉદ્દેશ કેળવતો કેળવતો તે Absolute Consciousness પ્રતિ વળે છે.

મંજુલાલ જમનારામ દવે એમ. એ.

# શ્રી સુબોધક વાર્તામાળા.

## સૌદામિની.

### પ્રથમ પરિચ્છેદ.

#### તિરસ્કાર.

હે પરમેશ્વર ! હજુ આ કમનશીબ ભાગ્યમાં શું વીતવાનું બાકી રહ્યુ છે? અદ્યાપિપર્યંતનુ ઘણું જીવન દુઃખમાંજ વીત્યું છે. જાતિથી દૂર થઇ—સમાજથી દૂર થઇ ! એક મુઠી અનાજ માટે પણ હરકત પડે છે. આ કેવું કષ્ટ ! હે મધુસુદન ! ! શું આ અબળા નારીની આપ દયા નહિ લાવો ? હું કોણ હતી અને કોણ બની ગઇ ? મ્હારી પૂર્વ સ્થિતિની યાદ આવતાંજ હૃદય ભરાઇ આવે છે. સૌદામિની ! સૌદામિની ! !

ઉપરોક્ત વાક્યો કહેતી એક પ્રૌઢા સ્ત્રીએ પોતાની પુત્રી સૌદામિનીને હાકમારી પોતાની માની હાક શ્રવણ કરી એક યુવતી તેની પાસે આવી તથા અત્યંત નમ્રતાથી તેણે પ્રશ્ન કર્યો—કયેમ શું છે માતા ! કાંઇ કામ છે કે શું ? "

અહા ! એ વિણાના અવાજ જેવી મધુરવાણી જેણે શ્રવણ કરી નથી તેને કેવી રીતે લખીને બતાવી શકાય ! ! આ યુવતીજ પેલી પ્રૌઢા સ્ત્રીની પુત્રી સૌદામિની છે.

" બેટા ! આજે તો ખાવાનું પણ ઠેકાણું નથી ગૃહમાં ચોખાનો એક પણ દાણો નથી. "—પ્રૌઢાએ પુત્રીને કહ્યું.

" કયેમ ? ધનંજય આપશે જ્યાં સુધી એ વૃદ્ધ જીવતો છે ત્યાં સુધી શું ફીકર છે." સૌદામિની બોલી.

" ગાંડી છોકરી ! એ રોજ રોજ તને ખવડાવવાને માટે કયાંથી રૂપિયા લાવશે. તે પોતેજ ગરીબ હોવા છતાં પચાસ રૂપિયા ઉપરાંતની તેની ચીજો તો આપણને આપી ચૂકયા છે. "

"તેથી શું થઇ ગયું ? અને કદાચ ધનંજય મરી જશે તો તેથી શું આપણે ભુખે મરી જઇશું ? નહિં નહિં, ઇશ્વરે જન્મ આપ્યો છે તો આહાર પણ આપશેજ' હમણા પણ તેજ પ્રભુ ધનંજયના હૃદયમાં બિરાજી આપણું પોષણ કરે છે. ધનંજયના મૃત્યુ પછી પુનઃ તે પરમકૃપાળુ અન્ય કોઇના હૃદયમાં બિરાજી આપણુને આહાર અવશ્ય આપશેજ. માતા! તું મારે માટે આટલી ચિંતા કરે છે તો પછી વિશ્વેશ્વરની શું પોતાનાં બાળકો માટે કાંઇ પણ ચિંતા નહિં રાખતી હોય ? માતા "ઇશ્વરની સત્તા મનુષ્યે વિસરી જવી જોઇએ નહિં."

પ્રિય પાઠક! જોયું ? જ્યારે આવી પ્રભુપ્રેમપરાયણા દેવીઓ ભારતમાં ગૃહે ગૃહે નિવાસ કરતી હતી ત્યારેજ ભારતે સમગ્ર જગતની આગળ પોતાનું શિર ઉંચુ રાખ્યું હતું. આજે. સ્ત્રીઓનીજ વિચારહીનતાને લીધે તેમના અજ્ઞાનાંધકારને લેઇ પતિત થઈ જવાને. લીધેજ ભારત પોતાનું પૂર્વેનું કીર્તિમય જીવન ગુમાવી બેઠું છે. અસ્તુ.

પ્રૌઢાએ પુત્રીને પ્રેમપૂર્વક કહ્યું:-બ્હેન! અદ્યાપિ તું નાદાન બાળક છે. ઇશ્વરે આપણને હાથ પગ આપ્યા છે. જો જીવન ધારણ કરવું હોય તો તેનો ઉપયોગ કરવોજ જોઇએ. કર્મ વિના પ્રારબ્ધ કાંઈ કરી શકતું નથી. જો એકલા પ્રારબ્ધ ઉપર બેસી રહીએ તો છેવટે મરણને શરણજ થવું પડે."

સૌદામિનીએ માતાની કથા લક્ષ્યપૂર્વક શ્રવણ કરી ઉત્તર આપ્યો કે 'મરણને શરણ થવાનું તો એક દિવસે સર્વેને માટેજ નિર્માણ થયેલું છે. અને જો હું મરી જાઉં તો પછી મને શું ચિંતા રહે ?"

માતાએ પુત્રીને પોતાના વૃક્ષસ્થળ સાથે ચાંપી તેના કપાળ ઉપર સ્નેહથી ચુંબન કરી કહ્યુ—"બેટા! તારા પતિએ તારો સદાને માટે ત્યાગ કર્યો છે; તું અભાગિની છે!" આમ કહેતાં કહેતાં વૃદ્ધનાં નેત્રોમાંથી આંસુઓ ટપકવા લાગ્યાં.

સૌદામિનીએ કહ્યું:—"મા! મારા પતિએ મ્હારો ત્યાગ કર્યો છે તેથી શું હું અભાગિની છું ? નહિં નહિ! તારૂં ધારવું કાંઇક ભૂલ ભરેલું છે. જેનું કોઈ નથી તેનો બેલી અનાથનો નાથ શ્રી વિશ્વંભર છે. જો ધનંજય આપણને મદદ નહિ કરી શકે તો તેથી શું થઇ જવાનું છે? શું તે અનાથના નાથ જગતનિયંતાને આપણા ઉપર–તેનાં પોતાનાં બાળબચ્ચાં ઉપર દયા નહિં આવે ?"

"બેટા! તુ હજુ બિન અનુભવી છે! હજારો મનુષ્યોને મેં પેટની જવાળાથી મરતાં જોયાં છે. આપણી પણ તેવી અવસ્થા થશે કે કયેમ તેની કોને ખબર છે? બેટા! જો તું નારી ન હોત તો મને કોઇ પણ પ્રકારની ચિંતા રહેત નહિ, જો હું એકલી આ અસાર સંસારમાં હોત તો આ કરતાં પણ વિશેષ દુઃખ સહન કરી શકત. ચાર પાંચ દિવસ સુધી અનાહાર રહી શકત. પરંતુ તને મારાથી અનાહાર જોઇ શકાતી નથી. આ સંસારમાં તુંજ મારૂં એકનુએક બંધન છે."

સૌદામિનીએ માતાની કથા શ્રવણ કરી અશ્રુપૂર્ણનેત્રે એક ગાઢનિશ્વાસ મુકયા પછી મંદસ્વરે કહ્યુ:—"ત્યારે માતા! ત્હારી શાંતિને માટે ફક્ત એકજ માર્ગ રહ્યો છે. આવી દુઃખદાવસ્થામાં આપણે પાંડુપુર જઇને આપણા ભાગ્યની પરીક્ષા કરીએ તો કયેમ ?"

પાડિપુરનું નામ સાંભળતાંજ વૃદ્ધાનાં નેત્રોમાંથી પણ આંસુ ઉભરાઇ જવા લાગ્યાં આમ થવાનું કારણ ? એનું કારણ એ છે કે સૌદામિનીનો વિવાહ ત્યાંના એક ઉત્તમ કુલવાન તેમજ ધનાઢ્ય જમીનદારને ત્યાં થયો હતો પરંતુ એ ભોળાં મનુષ્યોએ કોઇ પણ પ્રકારનો અપરાધ જોવામાં આવ્યા સિવાય આવા વિપદના વખતે બન્ને માદિકરીનાથી પોતાનો સંબંધ તોડી નાખ્યો દરિદ્રતા એ એક એવી વસ્તુ છે કે જે મનુષ્યના સકલ ગુણોને છુપાવી દે છે ગરીબ ધનાઢ્યનો સંબંધ કયાથી નીભી શકે ? આવી અવસ્થામાં સૌદામિનીના પિતાના સ્વર્ગવાસી થયા પછી જ્યારે તેની માતાથી છુપા રીતે તેના પતિનું સઘળું ધન બીજાઓએ લુંટી લીધું ત્યારે એક ટુકડાને માટે પણ ભીખ માગવી પડે એવી અવસ્થાવાળી સૌદામિની પોતાના ધનાઢ્ય શ્વસુરને ત્યાં કેવી રીતે જઇ શકે ? તેને માટે તેના પતિ ગૃહનું દ્વાર બંધ થઇ ગયું. સૌદામિનીના પિતાના પરલોકવાસ થયા પછી પાંચ વર્ષ સુધી એ બંને અનાથ મા દીકરીએ અતિશય દુઃખની પરાકાષ્ટા સહન કરી છેવટે એવો પ્રસંગ પણ આવી પહોંચ્યો કે અન્ન મેળવવાનું પણ ઠેકાણું રહ્યું નહિ અંતે ભુખથીજ પ્રાણ ત્યાગવાનો પ્રસંગ આવી ઉપસ્થિત થયો.

પુત્રીની કથા શ્રવણ કરી તેની માતા શાંતતાથી રૂદન કરવા લાગી રૂદન કરતાં કરતાં જ્યારે તેનો હૃદયભાર કાંઇક અંશે ઓછો થયો ત્યારે તે બોલી:—"બ્હેન ! તું શું કહે છે? વગર-બોલાવે વગર પૂછ્યે, ભિખારિણીઓની માફક આપણે આપણા સંબંધીઓના દરવાજે ભિક્ષા યાચના કરવા જઇએ ? વળી તારા પતિ દેવતાએ પુનર્વિવાહ કર્યો છે એવું જાણવા છતાં તું કેવા હૃદયથી ત્યાં જવાની વાત કહે છે ? "

સૌદામિનીએ ઉત્તર આપ્યો કેઃ—" ગમે તેમ હોય તો પણ મારૂં સ્થાન છે અને હું ત્યાં જઇને રહીશ મારા પતિએ પુનર્વિવાહ કર્યો છે તેથી શું થઈ ગયું ? હું તેમના સુખમાંજ મારૂં સુખ અને દુઃખમાં દુઃખ સ્હમજીશ એમના ચરણોની સેવા કરવી એ મ્હારો ધર્મ છે એક દાસીની માફક હું તેમની ચરણ સેવા કરીશ તેમના પાદપદ્મની સેવા એજ મારે માટે સ્વર્ગ સમાન છે. એ એક તો શું પણ સેંકડો સ્ત્રીઓથી વિવાહ કરે, તો પણ મારી તેમના પ્રતિ અપ્રીતિ થાય એમ નથી "

ધન્ય છે હિંદુ રમણી ! આવાં નિસ્વાર્થ પ્રેમમય પતિભક્તિથી પરિપૂર્ણ એવાં વીરવાક્ય તો તારાજ મુખમાંથી નીકળી શકે છે. તારી પતિભક્તિ, તારૂં પતિવ્રત્ય આ છળકપટ પૂર્ણ સંસારની સામગ્રી નથી પણ સ્વર્ગીય પદાર્થ છે.

પોતાની પતિવ્રતા પુત્રીના વાક્યોએ વૃદ્ધ માતાના અંતરને ભેદી નાખ્યું. ત્હેણે અતિશય પ્રેમથી પુત્રીને પોતાની છાતી સરસી ચાંપી આનંદાશ્રુ વર્ષાવતાં કહ્યું:—" બ્હેન તું જીતી ને હું હારી. તારા આ વિચારો આગળ હું હારી ચૂકી છું તારી ઇચ્છા પ્રમાણે વર્તવાને હવે મને કાંઇ હરકત નથી. પતિના પ્રતિ પત્નીનો કેવો પવિત્ર ધર્મ છે એ તું ઉત્તમ પ્રકારે સ્હમજી ચૂકી છે, તે જાણી મારો આત્મા પ્રસન્ન થાય છે. બ્હેન સ્ત્રીનો ઇશ્વર પતિજ છે. પતિ સેવા કરવી એ પ્રભુ સેવા કરવા સમાન છે. ચાલ બ્હેન ! તારી ઇચ્છા છે તો આપણે ઉભય તારી સાસરી તરફ જઈએ "

ગૃહમાં એક પણ અનાજનો દાણો નહોતો કાંઈ પણ ખાધા પીધા સિવાય મા દિકરી રસ્તે ચાલવા લાગ્યાં લગભગ પાંડેપુર ત્યાંથી બે અઢી ગાઉ થતું હતું ત્રણ કલાકમાં મા દિકરી ત્યાં જઇ પહોચ્યાં સખ્ત તાપથી સૌદામિનીના વદનમંડળ ઉપર મોતીના દાણાંની પેઠે પ્રસ્વેદના ટીપા ઉપસી આવ્યા હતાં; તે અતિશય થાકી ગઇ હતી છતાં પતિપ્રેમની પ્રગાઢ ધારામાં તેનું સકળ દૈહિક કષ્ટ તથા મનોવેદનાએ દૂર થઇ ગઇ

પાંડેપુર જઇ પહોચ્યા પછી બન્નેનું હૃદય કંપવા લાગ્યું. પોતાને બન્નેને તે ભિખારિણીઓ જેવી સ્ત્રીઓના વેશે ધનાઢય સુરજસિંહના વિશાળ ભુવનની અંદર કોણ જવા દેશે એ વિચારથી સૌદામિનીની માતાનું હૃદય ધડકતુ હતું; ત્યારે સૌદામિનીનું હૃદય કોઇ બીજા વિચારોથી ધડકતું હતું. તે વિચારતી હતી કે.—"જે પૂજ્ય પ્રભુની પ્રતિમૂર્તિ મેં મારા હૃદયમાં દિલમાં પ્રતિષ્ઠિત કરી રાખી છે—પાંચ વર્ષ પછી હું તેજ પ્રભુના પ્રત્યક્ષ દર્શન કરવાને આવી છું. હવે હું તેમને ત્યાગનાર નથી તેમના ચરણોમાં ઢળી પડી પ્રાર્થના કરીશ કે મને ક્ષુદ્ર દાસીના પ્રમાણે પોતાના અંતઃપુરમાં રહેવાની અનુમતિ આપે પણ શું તે આ અભાગિનીના ઉપર કૃપા કરશે ? અરેરે ! ભાગ્યની કેવી વિચિત્ર લીલા છે ! જે ગૃહમાં રહી હું અપૂર્વ સુખનો ઉપભોગ કરતી હતી, જે સ્વામીના હૃદય ઉપર હું એક લીજ દાવો રાખતી હતી, તેજ ગૃહમાં પ્રવેશ કરવા જતાં, તથા એજ સ્વામી આગળ મને પોતાને તેમની દાસી તરીકે સ્થાન આપવાની પ્રાર્થના કરવા જતાં મને અતિશય ભય-તથા સંકોચ થાય છે ! આ સર્વ વિધાતાનુંજ વિધાન છે" સૌદામિનીના મનમાં આવા અનેક પ્રકારના વિચારો ચાલી રહ્યા હતા, તો પણ તેના મુખમંડળ પર પતિદર્શનના આનંદની આશાપૂર્ણ જ્યોતિપ્રકાશી રહી હતી.

ધીમે ધીમે માદિકરી વહેવાઇના વિશાળ બંગલા આગળ આવી પહોંચ્યાં. દ્વાર આગળ બેઠેલા ચાકરે બન્નેને 'ક્યાંથી આવો છો ?' એ પ્રશ્ન પૂછ્યો ત્યારે તેમણે પોતાનો સંબંધ કહી સંભળાવ્યો; જેથી તેણે બંનેને કોઇપણ પ્રકારની હરકત કર્યા સિવાય બંગલામાં જવા દીધાં અંદર ગયા પછી સૌદામિની આગળ આગળ ચાલવા લાગી તેણે પોતાની સાસુના ઓરડામાં પ્રવેશ કર્યો. સૌદામિનીની સાસુ એક વૃદ્ધા સ્ત્રી હતી પોતાની ઉમર વીતિ ગયા છતાં પણ તેના શરીર ઉપર અનેક અલંકારો દેખાતા હતા, તથા તેના મુખ ઉપરથી તે કોઇ મિથ્યાભિમાની સ્ત્રી હોય એવુ સ્પષ્ટ જણાઇ આવતું હતું. જ્યારે તેની નજર આ મા દિકરી ઉપર પડી ત્યારે તેને પ્રથમ તો આશ્ચર્ય લાગ્યું. થોડા સમય તે એ બન્નેના તરફ ભયજનક નેત્રોએ જોઇ રહી ત્યાર પછી તિરસ્કારદર્શક સ્વરે તેણે કહ્યું:—"તમે બન્ને ક્યાંથી આવો છો ?"

સૌદામિનીએ લાજ કાઢી હતી, તોપણ તેનું સુંદર મુખ પાતળા વસ્ત્રમાંથી પ્રકાશી નીકળતું હતું, તેનું અપ્રતિમ લાવણ્ય સૌંદર્ય તથા શરીરનો મનોમુગ્ધ વર્ણ જોઇ વૃધ્ધા સ્ત્રીને તેને ઓળખવાની ઘણી જીજ્ઞાસા ઉત્પન્ન થઇ. પ્રશ્ન શ્રવણ કરતાંજ સૌદામિનીની માતાએ ઉત્તરમાં પોતાની પુત્રીનો ઘુમટો ઉંચો કર્યો. મેઘના દૂર થયા પછી આકાશ જેવી રીતે સુંદર રંગબેરંગી જણાય છે તેજ પ્રમાણે સૌદામિનીએ સૌદામિની (વિજળી) જેવાં ચપળ નયનો, તેના મુખના પવિત્ર ભાવ, શોભા સૌંદર્ય તથા કોમળ અંગ જોઇને થોડા સમય સુધી તો તેની સાસુ સ્તબ્ધ બેસી રહી. તે એકી નજરે આ સુરસુંદરીના તરફ જોવા લાગી.

ઘણા સમય સુધી ત્રણે જણીઓ શાંત રહી. છેવટે સૌદામિનીની માતાએ શાંતતાનો ભંગ કરી કહ્યું:-"શું તમે તમારી પુત્ર વધુને પણ ઓળખી શકતાં નથી કે ?"

સાસુએ કહ્યું:-શું કહે છે ભિખારણ ! શું તારી પુત્રી મારી પુત્ર વધુ થશે ?

મનની વ્યથાને દબાવીને સૌદામિનીની માતાએ કહ્યું:-"શું તમે તમારા પુત્રનો વિવાહ રામનગરના જમીનદારની સાથે ન્હોતો કર્યો ?"

'હા, કર્યો હતો તેથી શું થઇ ગયું ! એ પાપિણીના નામનો શા માટે ઉચ્ચાર કરવો?

સૌદામિની ઉપરોક્ત વાક્યો શ્રવણ કરી શકી નહિં. તે એક તીક્ષ્ણ ચીસ પાડતાંની સાથે ધરણી ઉપર ઢળી પડી. સૌદામિનીની માતાએ પોતાને થયેલા અપમાન તેમજ મળેલી ગાળોની કાંઇ પણ પરવા ન કરતાં પુત્રીને સાવધાન કરવા માંડી. સંતાનને માટે માતાને કેટલું કષ્ટ સહન કરવું પડે છે તેની તુલના થઇ શકે તેમ નથી–માતાનો પ્રેમ અસીમ, અપરિમેય તથા સાગરની માફક અથાગ છે.

સૌદામિનીએ જ્યારે પોતાનાં નેત્રો વિકાસ્યાં ત્યારે તેમણે જોયું કે, એક અપૂર્વ રૂપ સુંદરીની જંઘા ઉપર પોતાનું માથું છે તથા તેની ગર્ભધારિણી તેને પંખા વાયુ ઢાળી રહી છે. પાઠક ! આ અલૌકિક સૌંદર્યમયી સ્ત્રી કોણ હતી ?–તેજ સૌદામિનીની શોક્ય તેના પ્રાણાધિક પ્રિયતમની દ્વિતીય પત્ની હતી.

---

## દ્વિતીય પરિચ્છેદ.

### પતિ–પત્ની.

ચાલો હવે થોડો સમય સૌદામિનીને એ સુંદરીની જંઘા ઉપર રહેવા દેઇ આપણે એક બીજી દિશાનું અવલોકન કરીએ.

એજ વિશાળ બંગલાની અંદર એક બીજા સુંદર દિવાનખાનામાં એક યુવક સૂતો છે. આજ આપણી આ ટુંક ઘટનાની નાયિકા સૌદામિનીનો પતિ છે, તેનું નામ યોગેંદ્રકિશોર છે તે ઘણોજ ઉદાર હૃદયવાળો અને નીતિવાન યુવક છે પરંતુ તેના દુર્ભાગ્યે તેનો પિતા ઘણોજ સંકુચિત હૃદયના પુરૂષ છે. ગૃહનાં કોઇપણ કાર્યમાં યોગેંદ્ર લક્ષ્ય આપતો નહિં. તેને વાચનનો વિશેષ શોખ હોવાથી આખો દિવસ વિરામાસનપર યાતો પલંગપર પડ્યો પડ્યો વાંચ્યા કરતો. તેના આ કાર્યમાં તેના પિતા તેને પ્રતિબંધ કરતાં નહિ.

જે દિવસની ઘટના લખવામાં આવે છે તે દિવસે યોગેંદ્ર પોતાના દિવાનખાનામાં સુપ્ત રહીને દ્વિપ્રહરનો સમય વ્યતીત કરતો હતો. એવામાં એક ચાકરડી ત્યાં આગળ આવી તેને જાગ્રત કરવા લાગી.

"ભાઇ ! તમે જાણતા નથી કે કોણ આવ્યું છે ?"

"શું હું જોવા ગયો છું કે કોણ આવ્યું છે ? જા, ચાલી જા, મને સુઇ રહેવા દે."

આ ચાકરડીએ બાલ્યાવસ્થામાંથી યોગેંદ્રનું અતિશય લાલન પાલન કર્યું હતું તેથી તેને બે શબ્દો ઠપકાના કહેવાને પણ કાંઇ હરકત જેવું નહોતું. બીજી ચાકરડીઓ કરતાં આ ચાકરડીનો અધિકાર યોગેંદ્ર ઉપર વિશેષ હતો.

"દુનિયામાં કોઇ કોઇનો ઉપકાર માનતું નથી. સર્વે લોક નિષ્ઠુર અને કૃતઘ્ન થાય છે."

યોગેંદ્રે કંટાળીને કહ્યું:-"અરે ! તું તો મારૂં માથું ખાઇ જવા લાગી. મને શાંતિથી સુઇ રહેવા દે. ગરબડાટ શું પ્રયોજનાર્થે કરે છે ?"

"મારા ઉપર પછીથી ગુસ્સે થજો. પ્રથમ આપની માતાના ઓરડામાં જઇને જુઓ કે ત્યાં શું ઘટના ઘટી છે ? એક અદ્ભૂત સ્ત્રી આવી છે."

અર્દ્ધ નિંદ્રાવસ્થામાં તથા અર્ધ જાગૃતાવસ્થામાં પડેલો યોગેંદ્ર હવે પોતાની ઉત્કંઠાને રોકી શકયો નહીં. તેના મનમાં એમ થવા લાગ્યું કે, 'જોઉં તો ખરો કે એવો તેશું અદ્ભૂત ઘટના ઘટી છે ?' આમ વિચારી તે ત્વરાથી પલંગપરથી નીચે ઉતરી માતાના ઓરડા તરફ જવા લાગ્યો કે, તેની પત્ની તેની નિકટ આવીને ઉપસ્થિત થઇ, તેના રકતવર્ણ લોચનદ્વય, તેના ગાલો ઉપર આવી ગયેલી હમેશ કરતા વિશેષ લાલીની સુરખી, તેનાં સંકુચિત ભવાં તથા જ્યાં ત્યાં લાગેલા અશ્રુના ડાઘ જોઇ યોગેંદ્રે એમ ધાર્યું કે, અવશ્ય કાંઇ અમંગળ ઘટના ઘટી હોવી જોઇએ. તેણે ઘણાજ ગભરાટમાં પૂછ્યું:—" પ્રાણ પ્યારી ! શું થયું ? તારા અંગ પ્રત્યંગ પર આવો વિચિત્ર ફેરફાર કેમ ? શું કાંઇ અદ્ભૂત ઘટના ઘટી છે ?

"અદ્ભૂત ? અદ્ભૂત તો એવી કે જેટલી કોઇ પણ સ્ત્રી સહન કરી શકે નહીં," આમ કહી તે રૂદન કરવા લાગી.

યોગેંદ્ર પત્નીને પોતાના બાહુપ્રદેશમાં લેઇ તેને પ્રેમ પૂર્વક પોતાના વૃક્ષસ્થળ સાથે ચાંપી તે તેને રૂદન કરતી બંધ રાખવાનો યત્ન કરવા લાગ્યો. વારંવાર તેને શું પ્રકાર બન્યો છે એ સંબંધી અનેક પ્રશ્નો કરવા લાગ્યો. છેવટે તેણે કહ્યું.—"એક બીજી રમણી આ વિશ્વમાં વર્તમાન છે જેનો મારા કરતાં પણ આપના ઉપર અધિક અધિકાર છે."

યોગેંદ્રે ઉત્તર આપ્યો:—"ઓહ ! એ વેસ્યાનું નામ મારા આગળ લઇશ નહીં."

"તમે પણ—ઓહ—તેના પતિ—ઇશ્વર—એક માત્ર અવલંબન થઇને પણ આ પ્રમાણેજ કહો છો ? અરેરે ! ત્યારે હવે આ સમગ્ર જગતમાં તેના ઉપર કોણ અનુકંપા લાવશે. કોણ તેને પ્રેમપૂર્વક વાતો કરી તેનું મન રંજન કરશે ?"

"તું સકળ પ્રકાર જાણતી નથી તેથીજ તેના તરફથી મારી આગળ વકિલાત કરે છે."

"એમ કેમ નથી કહેતા કે તમેજ સઘળા પ્રકારથી અજ્ઞાત છો ? તમે જે કંઇ શ્રવણ કર્યું તેથી વગર વિચાર્યે તે સત્ય માન્યું છે. અરે રે ! જો યદા કદાચિત તમે એ કુન્દ કુસુમાકળીને એક સમયે પણ જોઇ હોત તો તેના તરફ આટલી બધી નિષ્ઠુરતા તમે કરી શકત નહીં."

"શું તેં તેને જોઇ છે ? કયાં જોઇ છે ? કયારે જોઇ છે ?"

"હા, હા ! મેં હમણાંની તેને આપણા બંગલામાં જોઇ છે."

"શું ? એ આપણા બંગલામાં વિના પૂછ્યે આવી છે ? શું તેણે પોતાના અપવિત્ર ચરણોથી આપણા બંગલાની ભૂમિને પણ અપવિત્ર કરી છે ?"

"જ્યારે તે બિચારીને અનાજના એક એક દાણા માટે તરફડી મરવાનો પ્રસંગ આવ્યો ત્યારેજ તે અહિં એવી આશાથી આવી છે કે, જે ભાગ્યવાને ઇશ્વર તથા ગુરૂજનોને સાક્ષિમાં રાખી જન્મભર પોતાને પ્રતિપાલન કરવાની પ્રતિજ્ઞા કરી છે તે અન્ય કાંઇ નહિં તો મુઠીભર

અન્ન આપવાનો તો અસ્વીકાર નહિંજ કરે. પરંતુ અરેરે ! આ સંસારમાં દરિદ્રિને કોઇ પણ ગણતું નથી, ધનવાનના સાળા સર્વે બને છે, પણ ગરીબનું કોઇ બનેવી થવાને પણ ઇચ્છા રાખતું નથી. યદ્યપિ મારા પિતા સૌદામિનીના પિતાથી અધિક ધનવાન નથી તો પણ મારૂં માન એ માટે થાય છે કે, એ તમારી બરોબરીના છે. પરંતુ ભિખારી સૌદામિનીના હમણા એવા હાલ છે કે તેને નિરૂપાયે ભૂખ્યે મરવાનો વખત આવી પહોંચ્યો છે. તેની દશામાં આસ્માન-જમીનનું અંતર પડી ગયું છે અને તેની દશાના ચક્રને લીધેજ આજે તેની કાંઇ કિંમત નથી."

"ત્યારે તું શું એમ કહેવા ઇચ્છે છે કે જે અફવા સૌદામિનીને માટે ચાલી રહી હતી તે અસત્ય હતી ? શું તે કલંકિની નથી ?"

"નહિં, હું એ અફવા ઉપર યત્કિંચિત્ પણ વિશ્વાસ કરતી નથી. મેં સૌદામિનીનું દર્શન કર્યું છે. તેના પવિત્ર ભાવ, સરળતા પૂર્ણ વચનો, સલજ્જ વ્યવહાર હું જોઇ ચૂકી છું. તેના મુખારવિંદ ઉપરજ તેના હૃદયની પવિત્રતાનો પ્રકાશ પ્રકાશી રહયો છે. હું ખાત્રી પૂર્વક કહી શકું છું કે જો કદાપિ સૌદામિની કલંકિની હોય તો સમગ્ર સંસારમાં કોઇ પણ સ્ત્રી સાધ્વી હોવી જોઇએ નહિં."

"ત્યારે શું હું એને જોઇ શકીશ ?"

"મને તો એમ લાગે છે કે તમે એ પવિત્ર મુખ નહિં જોઇ શકો અત્યાર સુધીમાં તો એ ચાલી ગઇ હશે."

યોગેંદ્ર વિક્ષિપ્ત બની ગયો. તે પોતાના હૃદયની ઉત્કંઠાને રોકી શકયો નહિં કોણ જાણે કોણે તેને આવીને કહ્યું કે, "જેનું સૌન્દર્ય જોઇ લોકો દીવાના બની જાય છે તેજ સ્ત્રી જ્યારે કલંકિની હોય તો પછી તેને ભૂખે મરવાનો પ્રસંગ શા માટે આવી પહોંચે ? હજારો કામી મનુષ્યો તેના ચરણો આગળ પોતાનું સર્વસ્વ અર્પણ કર્યા સિવાય રહે નહિં; અને જો તેમ બનતું હોય તો પછી તે એક મુઠી અનાજને માટે મારા દ્વારે શા માટે આવે ?"

આથી કરીને તુરતજ તે દિવાનખાનાની બહાર નીકળ્યો. પુછપરછ કરતાં માલૂમ પડયું કે એ સ્ત્રીઓ હમણાંજ તેના ગૃહેથી ચાલી ગઇ છે, પરંતુ દ્વાર ઉપર બેઠેલો નોકર કહી શકયો નહીં કે, એ સ્ત્રીઓ કોણ હતી ? યોગેંદ્ર ત્વરિત પગલે રસ્તે જવા લાગ્યો. દશ પંદર મિનિટ સુધી અવિશ્રાન્ત ચાલ્યા પછી તેણે સૌદામિની તથા તેની માતાને રસ્તે ચાલ્યાં જતાં જોયાં. પૂર્વ કરતાં પણ વિશેષ ત્વરાથી તે તેમની પાસે જઇ પહોંચ્યો તથા ગદ્ગદ કંઠે તેણે કહ્યું:— "સૌદામિની !"

અવાજ શ્રવણ કરતાંજ સૌદામિનીના હૃદયમાં જાણે વિદ્યુતે પ્રવેશ કેમ ન કર્યો હોય એમ તે ચમકી. તેણે ઉત્તર ન આપતાં પોતાના મ્હોંને ઘુમટામાં છુપાવી દીધું, તથા તે થોડે દૂર ખસી ગઇ. સૌદામિનીની માતા પણ જમાતૃને ઓળખી ગઇ તેથી તેણે પત્નીને વાર્તાલાપ કરવાનો પ્રસંગ આપવાની ઇચ્છાથી તે ઘણેજ દૂર જઇને ઉભી રહી. તે ઘણીજ ગર્વિષ્ટ હતી. તે દૂર ખાસ કરીને તો એટલાજ માટે જઇને ઉભી રહી કે, પુનઃ હવે એ પરિવારની ગાળો શ્રવણ કરવાની શું જરૂર છે ? હવે બન્ને પતિ-પત્ની જન્મભરને માટે એક બીજાથી વિદાય લઇ લે એમાં પ્રતિબંધ કરવો યોગ્ય નથી.

જ્યારે સૌદામિનીએ જોયું કે, માતા ઘણે દૂર જઇ પહોંચી છે ત્યારે તેણે પોતાના અવગુંઠનને ઉંચો કર્યો જેથી કરીને તેના પતિદેવ તેની એ સ્વર્ગીય સૌંદર્ય શોભા જોઇને પોતાના નયનોનું સાર્થક કરે. યોગેંદ્ર એ મધુરી મૂર્તિનાં દર્શન કરી મુગ્ધ બની ગયો. તે જેવો પત્નીનો હાથ પકડવાં ગયો તેવીજ તે દૂર સટકી ગઇ. ગદ્‌ગદ્ કંઠે અશ્રુ પૂર્ણ નેત્રાએ તેણે કહ્યું:—"પ્રભુ! હું આપને યોગ્ય નથી...હું બાર...મને અડકવાથી આપના પવિત્ર હાથો દુષિત થશે. ઇશ્વર તમને સુખી રાખો. હવે પુનઃ હું આપને ત્યાં આવવાનું સાહસ કદાપિ કરીશ નહિ. આપ આપની દ્વિતીય પત્નીને દેવી સમાન સમજી તેની સાથે આપનું જીવન આનંદમાં વ્યતીત કરજો. મારી માફક એ સ્વર્ગની દેવી તુલ્ય પ્રતિમાને દુઃખી કરશો નહિં. એ માનવી નથી કિન્તુ દેવી છે." આમ કહેતાં કહેતાં તેના આંસુઓ ગુલાબી ગાલ ઉપર થઇને તેના વક્ષસ્થળને ભીંજવવા લાગ્યાં.

યોગેંદ્રે પૂર્વવત્ ગદ્‌ગદ્ કંઠે અશ્રપૂરિત નેત્રાએ કહ્યું:—સૌદામિની! તું નથી જાણતી કે, મેં શાથી તને અસાધ્વી જાણી હતી. મારા કાન ઉપર આવેલી કેટલીક અફવાઓએજ અદ્યપિ પર્યંત આપણો વિયોગ કરાવ્યો છે. વળી મે જે પુનર્વિવાહ કર્યો છે તે મે મારી રાજીખુશીથી નથી કર્યો. એટલુંજ નહિં પણ જેટલો પ્રેમ હું તારા ઉપર રાખતો હતો એટલો પ્રેમ આ મારી નવવધુ કદાપિ પ્રાપ્ત કરી શકે તેમ નથી."

સૌદામિનીએ શાંત સ્વરે રૂદન કરતાં કરતાં કહ્યું:—"ચ્હાતા હતા! પરંતુ હવે નથી ચ્હાતા!! હશે! જેવી ઇશ્વરેચ્છા! આ તમારી નવવધુ સ્વર્ગની દેવી છે! તમે તેની સાથે વિવાહ કર્યો છે તો તેને તમારા સ્નેહનું દાન દેવું એ તમારી ફરજ છે. આવો સ્વાર્થી ત્યાગ હૃદયનો આવો પવિત્ર ભાવ, તથા આવી પવિત્રતા પ્રત્યેક સ્ત્રીનામાં જોવામાં આવતી નથી હું પરમ કૃપાળુ જગતપિતાને હસ્તદ્વય જોડી વિનંતી કરૂં છું કે, એ દેવી તુલ્ય નારીની સાથે તમે ચિરકાળપર્યંત સુખ સંભોગ કરો પરંતુ ફક્ત એટલીજ વિનંતી કરવાને ઇચ્છું છું કે આપના બાળબચ્ચાંને એ નારીના નામ પર ગાળો દેવાની શિક્ષા આપશો નહીં કે જેણે કદાપિ 'मनसा वाचा कर्मणा' કોઇ પણ પ્રકારનું પાપ કર્યું નથી."

યોગેંદ્રના નેત્રદ્વયમાંથી અશ્રુઓ ઉભરાઇ જેવાં લાગ્યાં. તો પણ તેના હૃદયમાંથી સંદેહનું ભુત અદ્યાપિ પર્યંત દૂર થયું નહોતુ. તેણે પ્રશ્ન કર્યો.—"ત્યારે શું મારા પિતાએ-તથા અન્ય લોકોએ ખોટી અફવા ફેલાવી હતી."

સૌદામિની પતિ દેવતાના ચરણો પકડી કહેવા લાગી—"પ્રભુ! હવે આજથી પુનઃ કદાપિ તમે મારા નિવાસ સ્થાનની તેમજ મારી કોઇ પણ ખબર મેળવી શકશો નહીં. આથી કરીને આપની ચિંતાનો સદંતર નાશ થશે. હું અનાહારે મરણને શરણ થઇશ પરંતુ પુનઃ આપની પાસે આવીને ભિક્ષા યાચના નહીંજ કરૂં. આ અંતિમ મુલાકાત વખતે આપને એટલુંજ બતાવવા ઇચ્છું છું કે આજ સુધી મ્હેં 'मनसा कर्मणा' કાંઇ પાપ કર્યું નથી. તે અનાથનો નાથ શ્રી જગતનિયંતા મારા વચનોનો સાક્ષી છે. હવે હું કાંઇ પણ કહીશ નહીં જે કહેવાનું હતું તે સકળ કહી ચૂકી છું. હવે હું વિશેષ સમય સુધી રોકાઇ શકું એમ નથી. માતા મારી રાહ જોતી હશે." આમ કહી તે ત્વરાથી પતિ પાસેથી ચાલી ગઇ. યોગેંદ્ર તેને રોકવાને ઇચ્છતો હતો કિંતુ તેમ કરવાનું સાહસ એનાથી થઇ શક્યું નહીં.

## તૃતીય પરિચ્છેદ.

### મિલન

ઉપરોક્ત લખેલી ઘટનાને ઘટયાને કેટલાક વર્ષો વીતિ ગયાં. એ દરમ્યાન એક સમય એવો આવી પહોંચ્યો કે તે સમયે યોગેંદ્રની ઘણી ખરી દોલત એક કેસમાં સ્વાહા થઈ ગઈ વળી પૂર્વેનું માથા ઉપર કેટલુંક દેવું પણ હતું. તેની ઘણી ખરી દોલત સ્વાહા થઇ ગયેલી જાણી લ્હેણદાર શેઠો પોતાની લ્હેણી રકમ માટે વારંવાર આવીને ઉઘરાણી કરવા લાગ્યા તથા કેટલાકતો ન્યાયાલય સુધી પહોંચવાનો ભય દર્શાવવા લાગ્યા એમ કરી યોગેંદ્રનો પિતા પોતાની પાસે રહેલી થોડી ઘણી દોલત એ સર્વેને આપી દેઇ પોતે ઋણ મુક્ત થયો. આ સમયે તેણે પોતાના પુત્ર યોગેંદ્રને પણ નોકરી સ્વીકારી બગડેલી સ્થિતિને સુધારવા સંબંધી સૂચના કરી

આજ સમયે કલકત્તાના કોઇ જમીનદારે એક મેનેજરને માટે વિજ્ઞાપન આપી. યોગેંદ્રે એ નોકરી માટે પોતાની ઇચ્છા દર્શાવી; તથા તે નોકરી તેને પ્રાપ્ત પણ થઇ ગઇ તરતજ તે પોતાની દેવી તુલ્ય પત્ની તથા પરમસુંદર બે શિશુઓને લેઇ કલકત્તા જઇ પહોંચ્યો. તેણે પોતાના માલિકના બંગલા પાસેજ એક ન્હાનો બંગલો ભાડે રાખી પોતાનો પરિવાર એમાં રાખ્યો. જેને ત્યાં એ કામ કરતો હતો તેમની મુલાકાત લેવાનો અવસર અદ્યાપિપર્યંત યોગેંદ્રને મળ્યો નહોતો સર્વ કાર્ય લેખન વાંચનદ્વારા ચાલતું હતું, કારણ કે જમીનદારીની સત્તાધિકારીણી એક સ્ત્રી હતી. ગૃહમાં તેનો પતિ નહિં હોવાથી કામ કાજના કાગળો ઉપર પોતેજ પડદામાં બેઠી બેઠી સહી કરતી હતી. આ સ્થળે યોગેંદ્રને ઘણું માન મળવા લાગ્યું નવો મેનેજર આવતાં અન્ય નોકરો તેને કાઢી મૂકવાના પ્રપંચો કરે છે પરંતુ આ સ્થળે જઇ પહોંચતાંની સાથેજ યોગેંદ્રે સર્વ નોકર વર્ગ તેમજ જમીનદારીની સત્તાધિકારિણી સ્ત્રી એ સર્વેનો પ્રેમ સંપાદન કરી લીધો યોગેંદ્ર એ જમીનદારી પોતાની હોય તદનુસાર કામકાજ કરતો હતો સત્તાધિકારીણી સ્ત્રી પણ યોગેંદ્રના કોઇ પણ મતની વિરૂદ્ધ ઉતરતી નહિ, તેનાં બન્ને બાળકો તેજ બંગલામાં રમ્યા કરતા હતાં તેમને સત્તાધિકારિણી સ્ત્રી પોતાની પાસે બોલાવી ચુંબન કરતી તથા ખવડાવતી પીવડાવતી હતી, એટલુંજ નહિં પણ તેના શીખવ્યા પ્રમાણે બંને બાળકો તેને 'માતા' સંબોધનથી સંબોધતા હતા.

આવી રીતે કેટલાક દિવસો નિર્ગમન થયા પછી સત્તાધિકારિણી સ્ત્રીએ યોગેંદ્રની પત્નીને એક દિવસે પોતાને ત્યાં બોલાવી. અંદર શું શું બન્યું તેતો અમે જાણતા નથી પરંતુ યોગેંદ્રને એવા સમાચાર મળ્યા કે તે દિવસે રાત્રે એની પત્ની સ્વગૃહે આવશે નહિ આથી કરીને યોગેંદ્રને પણ ગૃહે ન જતાં તે રાત્રે ત્યાંજ સુઇ રહેવાનું સૂચન થયું.

રાત્રે યોગેંદ્ર પુનઃ બ્હાર ફરી આવીને પોતાની સત્તાધિકારિણીને ત્યાં આવ્યો. એક નોકર આવીને તેને એક સુંદર દિવાનખાનામાં લેઇ ગયો. યોગેંદ્રે આવું સુંદર દીવાનખાનું પોતાની જીંદગીમાં એક વખતને માટે પણ કદાપિ જોયું ન્હોતું. એવી રોશની એવો ભભકાવાળો પલંગ, બિછાનું વિગેરે એણે સ્વપ્નામાં પણ ભાગ્યેજ નિહાળ્યું હશે. નોકર ચાલ્યો

એટલે યોગેંદ્ર ભીંતાદિ ઉપરનું ચિત્રકામ ધ્યાનપૂર્વક અવલોકવા લાગ્યો, જેમ જેમ તે વિશેષ અવલોકન કરતો ચાલ્યો તેમ તેમ તેના મનમાં વિશેષ આશ્ચર્ય ઉત્પન્ન થવા લાગ્યું. એવામાં એકાએક પોતાની પીઠ પાછળની દિવાલ ઉપર પોતાનોજ એક ઓઇલપેઇન્ટિંગ ફોટો જોયો કે જે પોતાની યુવાવસ્થાની શરૂઆતનો સમય હતો.

પ્રતિમૂર્તિ (ફોટો) જોતાંજ તેના હૃદયમાં એક પછી એક એમ અનેક વિચારો આવવા લાગ્યા તથા આ વિચારોના વંટોળિયાએ તેના માનસ પ્રદેશને વિધ્વંસ કરી મૂકયો એવામાં એકાએક સ્મિત કરતીકરતી તેની પત્ની તેની પાસે આવી પરંતુ તેનાં બે બાળકો પત્નીની સાથે ન્હોતાં તેથી તેણે પ્રશ્ન કર્યો તો ઉત્તર મળ્યો કે, તે તેમની મોટી બા પાસે છે.

યોગેંદ્રે કહ્યું;– "અરે આતે કેવું ઇંદ્રભુવન છે? આ કોઇ જાદુઇ ખેલ છે કે શું?"

પત્ની એ પુછયું –" એમ કેમ બોલો છો?"

યોગેંદ્રે ઉત્તર આપ્યો.–"શું આ દિવાલ ઉપર મારી પ્રતિમૂર્ત્તિ તું જોઇ શકતી નથી? કોણજાણે કે મારી સ્વામિનીને એવો તે કોણ મારા જેવો પુરૂષ મળ્યો છે કે જેની પ્રતિમૂર્તિ એણે સંગ્રહ કરી રાખી છે. વળી જે વખતની આ પ્રતિમૂર્ત્તિ છે તે વખતે મારી સ્વામિની મારૂં નામ ઠામ ભાગ્યેજ જાણતી હશે."

એ તો હું પણ તમને પૂછવાનેજ ચાહતી હતી પ્રિયતમ! આથી કરીને તમારા મનમાં કાંઇ સંદેહ ઉત્પન્ન થાય છે કે નહિ?' આપ્રશ્ન કરતી સમયે તેનાં નિર્દોષ નયન યુગલ ઉપર આનંદનુ સ્મિત વસી રહ્યું હતું.

યોગેંદ્રે ઉત્સુકતાથી પત્ની પ્રતિદ્રષ્ટિ કરી કહ્યું:–પ્રિયે! હું આ રહસ્યનો ભેદ જાણી શકતો નથી. અવશ્ય આ કોઇ જાદુનોજ ખેલ હોવો જોઈએ.

યોગેંદ્રની પત્નીએ પતિ પ્રતિ નજર કરી શાંતતાથી કહ્યું:–પ્રભુ! આ આપની પ્રતિમૂર્તિ સિવાય અત્રે એક બીજો પણ ભેદ છે,"

આમ કહી તે પેલા ચિત્રની પાસે ચાલી ગઇ. તથા એક સ્પ્રિંગ(કળ)દબાવી જેને દબાવતાંજ એક ઢાંકણું ખસી ગયું, તથા અંદરથી એક પંચદશ વર્ષની યૌવના મદથી મલકાતી એક અનુપમ સુંદરીની પ્રતિમૂર્તિ નીકળીઆવી. યોગેંદ્રના નેત્રોએ તુરત જ જાણી લીધું કે, એ પ્રતિમૂર્તિ તે તેની પ્રથમની સ્ત્રી સૌદામિનીની હતી. આ અપાર શોભાનું નિરિક્ષણ કરી તે આનંદની ધારા માં સ્નાન કરવા લાગ્યો તથા તે આનંદની પરિસીમાથી તે ભૂમાતાને ભેટી પડવાની તૈયારીમાં હતો એવામાં તેની પત્નીએ તેને પકડી રાખ્યો. યોગેંદ્ર બરોબર ગ્નાનમાં આવ્યો ન્હોતો; એવામાં એક બીજી રમણી તે ન્હાનાં બાલકોને સાથે લઇ ઉપરોક્ત દિવાનખાનામાં આવી આવતાની સાથે જ તે યોગેંદ્રના ચરણદ્વય આગળ બેસી પડી.

યોગેંદ્રે પૂર્ણ સાનમાં આવતાં જોયું કે તેની સત્તાધિકારિણી ઉર્ફે સૌદામિની તેનાં ચરણદ્વય પકડી બેઠી છે. પોતાનું ગુમાવેલું ધન પુનઃપ્રાપ્ત થતાં યોગેંદ્રને અપાર આનંદ થયો તથા તેણે પોતાની પ્રાણપ્રિય પ્રિયતમા સૌદામિનીને છાતી સરસી ચાંપી.

સૌદામિની એકાએક આટલી બધી ધનવતી થઇ જવાનું કારણ એ હતું કે, તેના પરિવારના વકિલે તેના પિતાની તરફથી પ્રિવીકાઉન્સિલ સુધી કેસ ચલાવ્યો, જેથી સૌદામિનીના પિતાની જે અઢળક દોલત અન્યના હાથમાં ચાલી ગઇ હતી તે ન્યાયાધિશની આજ્ઞાનુસાર પુનઃ સૌદામિનીને પાછી મળી તથા તેજ સમયથી તેની દશાનું ચક્ર ફરી ગયું. યોગેંદ્રના પિતાને જ્યારે આ સમાચાર મળ્યા ત્યારે તે પશ્ચાતાપના અગ્નિથી બળીને પોતાની પત્ની સહિત પરલોકમાં પહોંચી ગયો. યોગેંદ્ર સૌદામિનીનો થઇ રહી તેની જમીનદારીનો ઉપભોગ કરવા લાગ્યો.

સૌદામિની તથા ચંચળકુમારી (યોગેંદ્રની દ્વિતીય પત્ની) એક વેલનાં બે પુષ્પો થઇને સુખથી પોતાનો જીવન કાળ વ્યતીત કરવા લાગ્યાં. આથી કરીને જ કહેવાય છે કે, અંતે તો સત્યનો તેમજ ધર્મનોજ જય છે




શરદ ઋતુના દિવસો હતા શરીરે પુષ્કળ ગરમ લુગડાં પહેરી પૈસાદાર લોકો ફેટનોમાં આમ તેમ લટાર મારી રહ્યા હતા. સાંજ પડી હતી છતાં પણ જરાએ તડકો હોય તો બેશી રહીએ એવા વિચારથી બિચારા ફાટેલાં તુટેલાં વસ્ત્રવાળા ગરીબ જનો તડકો શોધી આમથી તેમ ને તેમથી આમ ઉઠ બેશ કરતા હતા. મોહમયી જેવા શહેરમાં અને વળી સરિયામ રસ્તા ઉપર આમ તેમ સફર મારનાર બેદરકાર મનુષ્યોનું આયુષ્ય ટુંકુજ થય છે માટે પોલીસો તેવાઓને ધક્કો મારી કાઢી મૂકતા હતા. વિશેષ રમણીય સમય ન હોય છતાં પણ રમણીયતા એકઠી કરનારી મોહમયીનું વર્ણન આપી નકામું ટાયલું કરવા કરતાં આપણે શું કહેવું છે તે ઉપર આવીએ.

સાંજના મોહમયીના ધોરી રસ્તા ઉપર, જેને મન જંગલ પણ સરખું છે ને શહેર પણ સરખું છે એવો એક ગભરુ બાળક આશરે ૮ વર્ષનો, વસ્ત્રમાં પાટલુન તે પણ જરાક ફાટેલો ખરો, એક કબજો અને માથા ઉપર નાની સરખી ટોપી એટલાં વાનાં પહેરી કાંઇક ગણગણતો જતો હતો. "એઓ હેવાન, એક બાજુ યાર એક બાજુ!" એની ગાડીવાનોની ધુમથી ચમરી પાછું જોઇ તે કોરાણે ચાલવા લાગ્યો. બિચારો! હવે તો જેવે. કેમ જણાય છે? હજારો લોકો હજારો ગમને, હજારો ગાડીઓની અવરજવર આજુબાજુ ઠીચે ઠીય ફેન્સીમાળથી ભરેલી દુકાનો, એ બધાથી તે ગભરાઇ ગયો છે? ના, કારણ તે કાંઇ આમ તેમ જોતો નથી. તેતો ચાલ્યોજ જાય છે. કોઇ ગલી આવે છે કે જોતો મંડી પડે છે અને નિરાશ થઇ ચાલ્યો જાય છે. આમ કેટલી.

ફવાર કરતાં રાત્રી પડી. મોહમયીમાં બધે દિવા થયા ને બાળકના હૃદયમાં તેવા દીવા ન થયાથી તે ગભરાયો. એક બંધ થયેલી દુકાનના ઓટલા ઉપર બેઠો. આમ તેમ જોવા લાગ્યો અને કોણ જાણે શાથી ? એકદમ તે રડવા મંડી પડયો. ડુસકાં ખાતો "હે રામ !" એવો ઉચ્ચાર આઠ વર્ષના બાળકને કરવો પડે એવી શી વિપત્તિ તેના ઉપર પડી હશે ?

આપણે ભૂખ્યા થઇએ છીએ, ઘેરથી ભૂલા પડયા હોઇએ છીએ, બાથોડીઆં મારતાં કાંઇ જડતું નથી, ત્યારે નિરાધાર જેવા બની કેમ અકળાઇએ છીએ ? તદ્દત્ બલ્કે તેથી વધારે દુઃખ આ બાલકને છે તે ઘેરથી ભૂલો નથી પડયો. મુંબઇનો આઠ વર્ષનો યે છોકરો બોલવે ચાલવે ચબરાકજ હોય છે તેતો તુર્તજ પોલીસને પૂછીને પણ પોતાનું ઘર જો ભૂલ્યો હોય તો ખોળાલે છે પણ અહીં તેમ નથી ! આ બાળક જેનું નામ **नरेन्द्र** છે તેને માતાપિતા નથી, ઘરબાર નથી, આજુબાજુનાં હરામખોર સગાંઓએ તેને ઘરમાંથી કાઢી મૂકયો છે. કોઇએ સંઘર્યો નથી. હતી ત્યારે આને ત્યા પુષ્કળ સાહેબી હતી પણ આંખની શરમ જતાં બધુંયે ગયું. તેનો પિતા જતાં કોઇએ તેની સંભાળ લીધી નહિં અને **संमीलनेनयनयोंनहिकिंचिंदस्ति** એ કહેવત બધાએ ખરી પાડી આવા મુંબઈ જેવા શહેરમાં ભલે હજારો પુરૂષો હતા. પણ કોઇ તેનો ભાવ પૂછતું નહોતું. બિચારો ભૂખ્યો થયો તો પણ કયાં તેની મા હતી કે "બા, મને ખાવા આપ કહે ?" હા ! આ વિપત્તિ શું એક આઠ વર્ષના બાલકને નાની સરખી હતી ? પણ હતવિધિ કોણ જાણે તે બચ્ચાના કિયાંએ પાપનું તેને ફળ આપતી હતી ?

બાળક રડે! તેનું બીજુ શું જોર હતું ? શું ખિસ્સામાં હાથ નાંખતાં તેની પાસેથી કાંઇ નીકળે એ આશા તેની ઉપરની હકીકતથી તમો રાખી શકો ? બિચારો થાકયો. અને ઓટલા ઉપર જરાક આડો થયો. ભૂખ્યો તથા થાકેલો હોવાથી તુર્તજ ઉંઘી ગયો વિભુ ! ઉંઘના ફાયદા ઘણા છે એમ જણાય છે. ઉંઘ આવતાં બાળકને ન જણાઇ ભૂખ કે ન લાગી ટાઢ અને ન રહ્યુ. કયાં સુતો છું તેનુયે ભાન ! અર્ધ રાત્રિ વ્યતિત થઇ, કોન્સ્ટેબલો ફરવા લાગ્યા, બધુ શાન્ત થવા માંડયું પણ આ બચ્ચાને મન તો રાતના આઠ વાગ્યાથીજ બધું શાન્ત હતું. કોઇ કોઇ રોનવાળાઓને આ કોણ સૂતું હશે ? ચોર હશે ? ચાલો પકડીને ફરજ બજાવેલી બતાવીએ એ આશાથી ત્યાં જવા મન થતું. જતા અને બાળક દેખી, નિરાશ થઇ, પાછા ફરતા!

આમને આમ પ્રાતઃકાળ થયો. **नरेन्द्र** હજુ ઉંઘમાં હતો. છ થતાં દુકાનવાળાએ "એ કોણ છું, અલ્યા ? "ઉઠ" મફતનું ખાવું ને મસીદે સુવું વાળો ધંધો આદર્યો એટલે થયું કે ? આવા ભામટાઓને પોલીસ પકડીને ઢોરોની પેઠે પુરતીયે નથી તો ? ચાલ, ઉઠ, "દાઝ્યા ઉપર ડામ ! એક લાત મારી ઉઠાડયો અને તે ઉપર પ્રાતઃકાળમાં **नरेन्द्र** ને પુષ્પાંજલી આપી દુકાનદાર ખુશી થયો. બાળક ઉઠી ચાલતો થયો બેચાર છોકરા તેના જેવડી વયના જતા હતા તેમની જોડે ચાલ્યો અને તેઓ સ્ટેશન ઉપર જઇ "શેઠ પોટકી ! શેઠ મજૂર ? શેઠ આવું કે !" ઇત્યાદિ બોલતા તે જોડે બોલવા લાગ્યો. એક ઘરાક મળ્યો.

બે પૈસે ચાલ અહિંથી થોડેક દૂર એક દૂકાન ઉપર જવાનું છે તે માણસની નાની પોટકી સાથે નરેન્દ્ર ચાલ્યો, આ શેઠી દેખાતા પુરૂષના હૃદયમાં દયા વસતી હશે એમ જણાયું. તેણે પૂછ્યું "અલ્યા, નાનપણથી ભણવું મૂકી આમાં શું આનંદ માને છે? તારા માબાપે કેવાં કે આ પ્રમાણે તને રઝળતો મૂક્યો." બાળકે કરગરી, દીનતાથી પોતાની સ્થિતિનું ભાન આપ્યું અને "ગઈ કાલે આખો દિવસ ભૂખ્યો રહ્યો છું, એક દૂકાનના ઓટલા ઉપર પડી રહ્યો તો" આ વાક્ય સાંભળતા તે પુરુષનો ચહેરો દયાર્દ્ર થયો. "ચાલ હવે દૂકાન આવી નથી" દૂકાન આવતાં બેને બદલે પેલાએ ચાર પૈસા આ બાળકના હાથમાં મૂક્યા! ખુશી થતો, પાસેની દૂકાનેથી બે પૈસાનું ખાવાનું લઇ જવા લાગ્યો એટલામાં પેલાજ મનુષ્યે તેને પાછો બોલાવી એક ચીઠ્ઠી લખી આપી. આ ચીઠ્ઠી તેણે પોતાના એક ઓળખીતા શેઠીઆ ઉપર લખી આપી હતી; અને તેમાં આ ગરીબ છોકરાને કાંઇ નહીં તો ફક્ત અન્નદાન આપી, કામ કરાવવા ખાસ આજીજી કરી હતી. બાળક આભાર માની, શેઠને ત્યાં ગયો, જેણે ચીઠ્ઠી વાંચ્યા બાદ કેટલીક હકીકત સાંભળી, દયા લાવી, તેને પોતાની મીલમાં શાળખાતામાં કે જ્યાં બાળકોની જરૂર હોય છે ત્યાં ગોઠરી દીધો. શેઠે તેને પોતાને ત્યાંજ રહેવાનું સૂચવ્યું જ્યારે તે છોકરો બ્રાહ્મણ જ્ઞાતિનો હોવાથી જમવાનું એક પાસેની વીશીમાં નક્કી કરી આપ્યું.

આ રીતે નરેન્દ્રની જિંદગીની શરૂઆત થઇ એમ કહીએ તો ચાલે; પરંતુ તેના નસીબમાં હવે દુઃખ ન હતું, શેઠ પત્ની ને આ બાળકનો કાંઇક ઉદ્ધાર કરવાની આંતર સ્ફુરણા થઇ. તેને લાગ્યું કે એક બ્રાહ્મણના છોકરાને ભણાવી ગણાવી પોતાનું ગુજરાન ચલાવતો કરી દઇશું તો પુણ્યનું કામ થશે. આ સ્ફુરણા વધુ જાગ્રત થઇ અને તેથી તેણે એક દિન શેઠને કહ્યું કે, આ છોકરાને મીલનું કામ છોડાવી દો. અને તેને ભણાવો એક બ્રાહ્મણના છોકરાને ભણાવવાથી ઇશ્વર આપણું સારું કરશે. આ ઉપરાંત શેઠાણીએ બીજાં અનેક કારણો બતાવી, શેઠને ખાસ આગ્રહ કર્યો. અને શેઠે આગ્રહને માન આપી, નરેન્દ્રને નિશાળે મોકલવા માંડ્યો તે પાંચ ચોપડીઓ સુધી ભણેલો હતો તેથી છઠ્ઠીમાં બેઠો. એક બે વર્ષમાં તો તે ઘણો ચબરાક વિદ્યાર્થી લેખાયો. દરમીઆન ચિત્રકળા ઉપર તેને ઠીક શોખ હોય એમ જણાયું. આથી તેને ચિત્રકળા પ્રત્યે વિશેષ ધ્યાન આપવાનું ફરમાવવામાં આવ્યું.

કુદરતી કળા તરફ જેને શોખ હોય તેને જો તે ઉપર ખાસ ધ્યાન દેવરાવ્યામાં આવે છે તો તેના ઘણાંજ ઉત્તમ પરિણામ નીપજે છે. નરેન્દ્રની બાબતમાં પણ તેમજ થયું. તે કુદરતના દેખાવો ઠીક ચિત્રવા લાગ્યો. તેમજ બીજી વસ્તુઓના નમુનાઓ વગેરેના ચિત્ર પણ કાઢતો જતો. શેઠે, આથી તેને પોતાના એક ઓળખીતા ચિત્રકારને ત્યાં શીખવવા મૂક્યો જેણે તેને એક વર્ષમાં હોશીઆર બનાવ્યો.૧૬ વર્ષની ઉમર થતાં નરેન્દ્ર તેજ ચિત્રકારને ત્યાં તેના મદદનીશ તરીકે રહ્યો. હવે તે સમજણો હતો, તે પોતાની સ્થિતિ સમજી શકતો શેઠ તેનું સર્વસ્વ હતા અને શેઠપત્ની તેને સાક્ષાત્ દેવી તુલ્ય લાગતી. તેની નાનપણની રખડવાની સ્થિતિ, ત્યાંથી પેલાનું પોટકુ ઉપાડ્યું; ચાર પૈસા મળ્યા, વિગેરે તે એક દિવસ એકાન્તમાં બેઠો હતો ત્યારે તેને સાંભરી આવ્યું. માબાપ વિનાનાં બીજાં અનેક છોકરાંની શી વલે થતી હશે? મને તો ઠીક છે કે આ શેઠ મળ્યા અથવા પણ કોણ કહે છે કે બીજાને મળી જાય? મરતા સુધી પણ શેઠનું ઋણ હું વાળવા પ્રયત્નો કરીશ એમ ધારી તે મગ્ન થતો.

× × × ×

આ વાતને આજ લગભગ ચાર પાંચ વર્ષ થઇ ગયાં છે. એક દિવસ પ્રાતઃકાળમાં મુંબઇમાં દરિયા પાસેના એક બંગલાની એક બારીમાંથી એક યુગલ દરિયો નિહાળે છે. પુરૂષ બોલ્યો. "વહાલી ! અત્યારે હું જે જગત્ સુખમય ગણું છું તે જગત્ નાનપણમાં મને દુઃખમય હતું. હું રખડતો કંગાળ બાલક હતો. સ્ટેશન ઉપરથી પોટકીઓ ઉંચકતો, મારા માતપિતા નહતાં અને તેથી ઘણા દિવસ રસ્તામાં કોઇની કોઇની દુકાન ઉપર પડી રહેતો કેટલાક દિવસ ખાવાનું પણ ન મળતું. પણ વહાલી ઉપકાર માનું છું તે સરજનહારનો કે આજે તેણે મને હાલ જે જોઇએ તે સુખ આપ્યું છે. એક દિવસ સારા ચોઘડીઆમાં મેં એક પુરૂષની પોટકી ઉંચકીને તેના મને ચાર પૈસા મળ્યા કે ત્યારથી મારૂં ભાગ્ય ચક્ર ફર્યું મ્હારાં જીવન અર્પનાર, મ્હારા શેઠથીજ હું આ સંસારમાં છું એમ મ્હને થાય છે. નહીં તો ક્યાં હું ને ક્યાં આ શેઠ ? વિના સ્વાર્થે મારી પરવા રાખવાની તેમને શી જરૂર ? પરંતુ હજી જગતમાં દયાળુ, પરોપકારી અને સત્સવાન્ નરોની અછત નથી. આજ એજ શેઠના પ્રયત્ને હું ભણ્યો છું અને ચિત્રકાર તરીકે મારૂં માથું ઉંચુ રાખી શકું છું ! ખરેખર, જીવન સાર્થક તો તેજ નરનું કે જેણે અન્યને તાર્યાં છે. બચાવ્યા છે એટલુંજ નહીં પણ ઉપયોગી બનાવ્યા છે.

આ બોલનાર આપણી વાર્તાનો નાનકડો નાયક નરેન્દ્રજ હતો. તેની સાથે ઉભેલી તેની પત્ની હતી. શેઠે તેને પોતાની લાગવગથી તેની નાતના એક બ્રાહ્મણ ગૃહસ્થની કન્યા સાથે પરણાવ્યો હતો અને તે પછી તેને ખાસ તેના શોખનોજ ચિત્રકાર તરીકેનો ધંધો ગ્રહણ કરાવ્યો હતો.

નરેન્દ્રે આગલ ચલાવ્યું ! વહાલી, તું જાણે છે કે હાલ તે શેઠનો આત્મા કેટલો બધો પ્રસન્ન છે ? તેમના મનમાં એટલુંજ છે કે ઇશ્વરે, મને અન્યનું ભલું કરવા માટેજ પૈસા આપ્યા છે. આ વિચારથી તેઓ ઘણા પ્રસન્ન છે આવી પ્રસન્નતા કાંઇ જેમ તેમ આવતી નથી. "હાય વોય" કરી, કેંકજનોને ઉંધા ચત્તાં કરી, પૈસો મેળવાય એ કદાપિ સારે માર્ગે વાપરી ન શકાય એટલુંજ નહીં પણ એ પૈસાથી મનમાનતી મોજ પણ માણી ન શકાય. એતો સારૂં સારે રસ્તે ને નઠારૂં નઠારેજ નર્કના કીડા નર્કેજ. તેઓ પ્રસન્નતા ન મેળવી શકે તેમનું નાણું ફનાફાતીયા થાય ને તેમનું મોત કમોતે થાય. વહાલી ! મને યાદ છે, કે એક દુકાનદારે જે દિવસે મને ગાળો દીધી તેજ દિવસથી તેની દુકાનની આવક ઓછી થઇ મારો ઉદય ને તેનો અસ્ત. હાલ તે દેવાદારછે ને તેજ હાલતમાં દુઃખી થઇ રીબાઇ મરશે. ધનવાનોએ, તેટલા માટે અક્ષય સુખની ઇચ્છાથી આ સંસારમાં રઝળતા ગરીબોની ખબર અંતર રાખવી જોઇએ અને જેમ અત્યારે મારૂં જીવન આ શેઠે ઉદ્ધાર્યું કહું તો ચાલે, તેમજ એવા ઘણાઓનાં ઉદ્ધારી, ઉપયોગી બનાવવા જોઇએ.

\+ + + +

નરેન્દ્ર અંતે સારો ચિત્રકાર ગણાયો. શેઠને ઘણો ઉપયોગી થઇ પડ્યો અને ઘણીવાર પોતાના શેઠની પેઠે આવાં અનાથ બાળકોની ખબર અંતર રાખતો, તેની સુશીલ નિરાભિમાની તથા સદ્ગુણી પત્ની સહ સંસારમાં આનંદે વિચરવા લાગ્યો. વાંચનાર ! પરોપકારી કર્તવ્યથી આવાં જીવન અન્યનાં કરવાની હૃદયમાં કોઇ દિવસ પણ ઇચ્છા કરજે ખરો અને તેમ કરીનેજ જંપજે. પ્રભુ તેમ કરવાની તને સહાય દ્યો. તથાસ્તુ.



# નાટયલીલા.

આ નાનકડી નવલકથાનું સ્વરૂપ વાંચકોના ધ્યાનમાં આવવા માટે તેના ચારિત્ર્ય નાયક નવલચંદ્રની બાલ્યાવસ્થાની થોડી હકીકત જણાવવી અગત્યની છે.

નવલચંદની ઉમર આ વખતે માત્ર તેર ચૌદ વરસની હતી. તે વખતે તે અંગ્રેજી ચોથી ચોપડી ભણતા હતા. તેમનો અભ્યાસ કલાસમાં કેવા પ્રકારનો ચાલતો હતો? અભ્યાસના પુસ્તકો સાથે તે કેવા પ્રકારનો સંબંધ જાળવતા? એ વિશે વધારે વિસ્તારથી નહી લખીએ તો પણ ચાલશે. પણ તે વખતે ગુજરાતી નાટકો નવલકથાઓ અને કાવ્યો વાંચીને તેનું મનન કરવા જેવાં પુસ્તકો, કે પછી એકવાર જોઇને કચરાપટ્ટીમાં ફેંકવા લાયકના જેટલાં જેટલાં તેમનાં હાથ લાગતાં તેટલાં સઘળાં તે એકાદા ઓંત્રાસીયાની માફક આખી રાત્રીની રાત્રી ઉજાગરો કરી વાંચી જતા. લીધી ચોપડી કે કરી વાંચીને પુરી! એવો તેમનો પરીપાઠ હતો. તેમની બુદ્ધી તિવ્ર અર્થજ્ઞ હતી, જે કાંઇ સારી નરતી બાબતો એ નોવ્હેલમાં વાંચવામાં આવતી તે સઘળી તેમના મગજ તંતુના કોષમાં સંગ્રહીત થતી. નવલકથાઓ કરતાં પણ તેમને સંગીત નાટકો અને માસિકોમાંથી પ્રસિદ્ધ થતાં કાવ્યો બહુ પસંદ હતાં. ધીરે ધીરે તે કાવ્યના બહુજ શોખીન થયા. અને એ વાચનનું પરીણામ એ આવ્યું કે ઇંગ્લીશ સંસ્કૃત વીગેરે ભાષા વિષયોમાં જો કે સાધારણ સારા પ્રમાણમાં માર્કસ મળતા તો પણ ઇતિહાસ ભૂગોળ કે ગણીત વગેરે વિષયોમાં ઠોકર ખાવાનોજ વખત આવતો કલાસ માંહેના અન્ય વિદ્યાર્થીઓ અને કયારેક કયારેક તો તેમના માસ્તર પણ આપણા નવલચંદને ' કવિરાજ ' એવી પદવી આપી બોલાવતા એટલુંજ નહી પણ સ્કુલમાં તેમજ શહેરમાં પુષ્કળ સ્થળે નવલચંદ્ર કવિ એ નામેજ તેઓ પ્રસિદ્ધિ પામવા લાગ્યા જો કે કેટલે પ્રસંગે તે નામે મશ્કરી રૂપે પણ યોજાતું!

સ્કુલમાં બપોરે વચગાળે કલાકની રજા પડે છે. તેમાં જ્યારે બીજાઓ ચેવડો મસાલાની દાળ, પેંડા, ઝાડ ચીબડી વગેરે મિષ્ટ પદાર્થોને ખરીદી ન્યાય આપવામાં, અને આટીપાટી મોઇ દાંડીયાં વીગેરેની રમતમાં લીન બની જતા, તે વખતે એ કોલાહલથી તદન વેગળી જગાએ સહાધ્યાયી મંડળી ગપસપ સાથે બિલકુલ સંબંધ ન રાખતાં નવલચંદ્ર કલાસના એક ખુણામાં બેસી, પોતાની ગણીત વહી ઉખેળીને તેમાં અપૂર્વ દષ્ટિમય કલ્પના યુક્ત નાયિકાને ઉદ્દેશી ને બોલતા—

"વસી કયાં મારિ, મન હરણી ?
આવ, ઓ વ્હેલી પ્રિય રમણી !
જીવન મમ સફલ કરવાને,
કલેશનો ઓઘ હરવાને"

આવા પ્રકારની પુષ્કળ કવાલીયો તે નવી રચીને લખી કાઢતા કદાચ કોઇ વખતે તેમને આવાં કાવ્ય બનાવવાનો કંટાળોજ આવતો, તો પછી બિચારી કવિતાઓનો પ્રલાજ થતો. પછી તે કાવ્ય યુક્તી બિચારી પેન્સીલનો આશ્રય છોડીને કવિરાજના મોઢાનોજ આશ્રય લેતી આવા પ્રસંગે—

" રાત્રિ દિન ધ્યાન તારૂં ધરૂં
સતાવિશ કેટલી ? શું કહું !"

આવા કાવ્યો મોઢેથીજ બોલવાનો તે સપાટો ચલાવતા પણ તે મોટેથી નહી માત્ર ગણગણાટજ !

નવલચંદ્રનો હદથી બહાર ગએલ કાવ્યોનો વ્યાસંગ અને સ્વપ્નમય કલ્પના યુક્ત પ્રેમ વીહ્વલતા એવા કારણોથી જ્યારે વિશ્વવિદ્યાલયની અધિષ્ઠાત્રી દેવી સરસ્વતી એ નવલચંદ્રને પ્રવેશ દ્વારમાંજ દાખલ થવાની મનાઇ કરી ત્યારે આપણા ' કવિરાજ ' જરા ક્યાટમાં પડયા સરખા થયા. અને તેમના ઉપર બંદોબસ્ત થવા લાગ્યો છોકરો અભ્યાસની ચોપડીયો શિવાય અન્ય શું વાંચે છે ? શું કરે છે. ? એ બાબતમાં રાજેશ્રીના પિતાશ્રી તરફથી સખત તપાસ રાખવામાં આવતી દીવસમાં બે ત્રણ વખત તેમની ઓરડાની ઝડતી લેવાઇ, તેમની કવિતાઓની નોટો, કાગળના કડકા વીગેરે બધું જોતાં થઇ **અગ્નયે સ્વાહા** થતું અને અશ્લીલ કવિતાઓ બનાવવા માટે તેમને તેમના પિતાશ્રી તરફથી બે ચાર વખત સખત શીક્ષા પણ કરવામાં આવી તેમની પાસેથી બરાબર અભ્યાસ કરાવવા માટે ખાસ કરેલા માસ્તર તો આપણા કવિરાજને અભ્યાસ વિના અન્ય પુસ્તક હાથ પણ ધરવા ન દેતા.

આખર આ પ્રમાણે બે વરસ ગયા પછી પિતાશ્રી અને માસ્તરના અપરિહાર્ય શ્રમથી અને સખત પહેરાથી વિશ્વવિદ્યાલયના પ્રવેશદ્વારની શૃંખલા ઉઘડીને આપણા કવિરાજ જેમતેમ કરી કોલેજમાં દાખલ થયા.

નવલચંદ્રની કાવ્ય પ્રતિભાને તદ્દન છુંદી નાખવાની તેમના પિતાશ્રીએ ઘણી કોશીશ કરી, પણ તે ફળીભુત ન થતાં કવિરાજના મનમાં તો તે પ્રબળતા ધરાવતીજ હતી. તેમના પિતાશ્રી આદી સર્વ પોતાની ધારણા પાર પડેલી ધારી હર્ષ પામતા હતા, પણ તે બિચારાઓને કયાં ખબર હતી કે માથા પર બાબરી વધારીને પોતે જગતની ટીકાથી બેપીકર છીએ એવું બતાવા તે બેફામ રીતે ઉડતી રહે એવી ખાસ વ્યવસ્થા રાખીને, તેજ પ્રમાણે માર્ગશીર્ષ પોષ માસની સખત ટંડીના દીવસોમાં પણ ઢીંચણ સુધી લાંબા મલમલના ધોળા સફેદ ફેન્સી ખમીસો પહેરીને ' વસંત પ્રભા ' માસિકનું અધિપતીપણું ગુપ્ત રીતે સંભાળીને, અથવા એવાજ કોઇ અન્ય માર્ગો ગ્રહણ કરીને નવલચંદ્ર "પાકા કવિરાજ" હોવાની ખ્યાતી તેમની કોલેજના મિત્ર મંડળમાં અચ્છી તરેહથી પ્રગટાવવામાં ફળીભુત થયા હતા !

આવી રીતે જેમ જેમ મુદત જવા લાગી તેમ તેમ નવલચંદ્ર વધારે ને વધારે 'કાવ્ય પાગલ' બનતા ચાલ્યા હાલમાં તેમના મનને અથવા મગજને એક જુદીજ અસર થવા લાગી હતી. 'વસંત પ્રભા' માસિકમાં તેમનાં 'વીણા કાવ્ય' (LyricPoems ) સપાટાબંધ પ્રસિદ્ધ

કુસુમગૌરીએ આ પત્ર એકવાર-બીજીવાર અને ત્રીજીવાર પણ વાંચ્યો એટલામાં નવલચંદ્રના પગલાંનો ધ્વની તેણીને સંભળાયો. એટલે તેણીએ તે પત્ર પાછો જેમનો તેમ ચોપડીમાં મૂકી દીધો.

ઓરડીમાં આવી કુસુમ તરફ જોયું નજોયું કરી, તે પોતાના ખીંટીપરના કોટના ખીસા ટેબલ પરનાં પુસ્તકો-અને ટેબલના ખાના- ઉતાવળે ઉતાવળે શોધવા લાગ્યા જાણે કે કોઇ મહત્વની વસ્તુને શોધતા હોય, એમ તેના ચ્હેરા ઉપરથી અને વર્તન ઉપરથી દેખાતું હતું.

કુસુમગૌરીથી હવે મૌન ધારણ કરી રહેવાયું નહી તે જરા ચીડીયા સ્વરે બોલી-"શાનો આટલી બધી શોધ ખોળ ચાલે છે? "

જેટલી આશ્ચર્યચકિતના બતાવી શકાય, તેટલી દિલગીરી યુક્ત બનાવી અસ્પષ્ટ શબ્દ વડે નવલચંદ્ર બોલ્યા-"ના કાંઇ નહી, તે એક હતું એવુંજ કાંઇ-"

કુસુમગૌરીએ નવલચંદ્રના ખભાપર હાથ મુકી વીનવતાં પૂછ્યું-"પણ શું તે મને સમજાવીને કહોને? કેમ નથી કહેતુંને? ઠીક ત્યારે-"

નવલચંદ્ર કંટાળી ગયા માફક ચેહેરો કરી બોલ્યા-" શું આ પચાત? બહુજ પડપુછી હું એક પત્ર શોધું છું પત્ર-સમજી ".

" શું એ એટલો બધો મુદ્દાનો અને કીંમતી પત્ર છે એમ ! "

" હા. હા. તે એટલો બધો મુદ્દાનો અને કીંમતી પત્ર છે ત્યારેજ તો એટલી બધી તેના માટે મહેનત કરી શોધ કરૂં છું તે ! "

" આતો નહી કે તે આપનો પત્ર ? " એમ કહી કુસુમગૌરીએ પોતાના છેડાનીચે છુપાવેલ ચોપડીમાં ' કમળ 'નો લખેલ પત્ર નવલચંદ્રને આપતાં કહ્યું.

તેણીના હાથમાંથી કાગળ એકદમ ખેંચી લઇ, નવલચંદ્ર ગભરાયા માફક ચહેરો કરી કહ્યું-" હા હા. તેજ આ પત્ર તેજ. પણ તે વાંચ્યુ તો નથી ને તે ? "

કુસુમગૌરી કાંઇ પણ પ્રત્યુતર નહી આપતાં ઓરડીના એક ખુણામાં રીસાઇને ઉભી રહી તેની પાસે જઇ કવિરાજે તેણીનો હાથ પકડી કહ્યું—" કુસુમ ? "

" રાખો. એતો જણાયું બધું ! કુસુમ ઉપરના પ્રેમ પુરથી તણાઇ જવાઇ છે તે ! " આટલું બોલી નવલચંદ્રનો હાથ છુંટાવી કુસુમગૌરી ત્યાંથી એકદમ ચાલી ગઇ.

ઉપરની બાબત બનતી હતી ત્યારે આપણા કવિરાજ અંતરમાં તો ખુશી થતા હતાં. કુસુમગૌરી ત્યાંથી ચાલી ગયા પછી અત્યાર સુધી દાબી રાખેલ હસવું એકદમ છુટી પડયું પોતાની ધારણ પ્રમાણે બધું બરાબર થતું જોઇ, હવે કુસુમ પોતાપાસે માફી માગશે, પોતે તેણીને ક્ષમા નહી આપતા ખૂબ શીક્ષા આપીશું, આવી અનેક કલ્પનાઓ મનમાં આણી તે આનંદથી તલ્લીન બન્યા હતા

( ૭ )

' વસંત પ્રભા 'ના દિવાળીના અંકમા પ્રસિદ્ધ થવાની પોતાની કવિતાના પ્રુફ તપાસવા માટે નવલચંદ્ર ઓસરીમાં હીંડોળા ખાટ ઉપર બેસતા હતા, એટલામાં રતનબાઇએ એકદમ

દોડતી આવી ગભરાતાં ગભરાતાં રડી પડીને કહ્યું-"શેઠ સાહેબ ! હવે શું કરૂં ? હાય ! "

કવિરાજની બીતીથી બેવડી વળી ગઇ. તે અચકાતાં બોલ્યો-"અલી ! ચામુંડા ! ભુતડી ! પણ કહે તો ખરી. શું થયું ? આટલી ગભરાય છે કેમ ?"

"બા સાહેબને કાંઇક થઈ ગયું. આંખો તારવે છે અને હાથ પગ પછાડે છે ચાલોને સાહેબ. જરા જુઓ તો ! ગમે તે કરો પણ બાસાહેબને બચાવો. ઓછામાં પુરૂં મારીબા પણ ઘેર નથી હાય !" આટલું બોલી તે તુરત દાદરો ચડી ઉપર ગઇ.

કંપતા પગલે કવિરાજ ઉપર ગયા. જુએ છે તો સા કુસુમગૌરી અવ્યવસ્થિત દશામાં સેતરંજી ઉપર પડી હતી. તેણીના માથાના વાળ વિખરાઇ ગયા હતા. આંખો મીચેલી હોઇને ચહેરો ફીક્કો દેખાતો હતો. આવી રીતે તેણીની થએલ સ્થિતી જોઇ કવિરાજ બિચારા બહુજ ગભરાયા. તે કુસુમગૌરી પાસે જઇ તેણીના શરીર ઉપર હાથ ફેરવી બોલ્યા-"કુસુમ !"

કુસુમગૌરીયે ઘણી મહેનતે આંખ ઉઘાડી એટલે પ્રેમથી તેણીના કાનમાં કવિરાજે કહ્યું. "વ્હાલી કુસુમ ! તું આજે આમ કેમ કરે છે ? તને શું થાય છે ?"

શ્વાસોશ્વાસ લેતાં રતનબાઇ રડતાં રડતાં બોલી-"બહુજ ખોટું થયું બાસાહેબે કોઇને પણ ખબર ન પડે તેમ ઘડી પહેલાં ઝેર પીવું. અરર ! મારા માયાળુ બાસાહેબ શું અમને છોડી જશે ? હાય ! તેતો આ જગતને છોડી ચાલ્યાં-હાય !"

આ શબ્દો સાંભળતાંજ નવલચંદ્ર એકદમ ઉઠીને ઉભો થયો. આ વખતે તેમની બહુજ દયાજનક સ્થિતી થઇ હતી. "શું કહે છે ? ઝેર પીધું ?" આટલું બોલતાંજ તુરત તેમણે પોતાના મિત્ર ડોકટર મંચ્છારામને ચીઠી લખી કે "આ પત્ર વાચી તુરતાતુરત અત્રે આવજો. ઘરમાં તબીયત બહુજ બગડી છે." એ ચીઠી પોતાના નોકરને આપતાં કહ્યું. "શંભુ ! જા. દોડતો દોડતો જઇ ડોકટર સાહેબને સાથે તેડીને આવજે. ગાડી જોડી લેતો જા-જા."

પાછા ઓરડીમાં આવી દયાજનક અંતઃકરણથી, મરણપ્રાય થએલ પોતાની પત્ની પાસે આવી તેણીનું મસ્તક ખોળામાં લઇ તેણીના મોઢા તરફ જોઇ કહ્યું—"કુસુમ !"
કુસુમગૌરીનો ચહેરો વધારેને વધારે ફિક્કો થતો રહેલો તેમને જણાયો.

અરધી આંખો ઉઘાડી ક્ષિણ સ્વરે કુસુમગૌરીએ કહ્યું-આપે મને બોલાવી કે ? શા માટે સાદ કર્યો ?"

"કુસુમ ! તું આ શું કરી બેઠી ? આ નિર્દય-અધમ-પાપીના અપરાધ માટે તને આવી કડક શિક્ષા કરવાનું તને કેમ યોગ્ય લાગ્યુ ? વ્હાલી-" કવિરાજ આગળ બોલી ન શક્યા.

અહાહા ! બચવામાં સુખ છે એવું હવે મને સમજાય છે. પણ તે હવે શા કામનું ? મને તે બધું—"

કંપીત સ્વરે નવલચંદ્રે કહ્યું-"શું કહેછ તું કુસુમ ? ડર નહી હમણા ડોકટર આવશે." આટલું બોલતાં તેની આંખમાંથી અશ્રુ બિંદુ ટપકતાં કુસુમના ગાલપર પડ્યાં.

કુસુમ રૂંધાતા કંઠરડે બોલી-" હવે હું શાની આમાથી બચું ? પણ વ્હાલા ! આપ આમ રડો નહી. મારાથી એક રતી પણ આપે સુખ જોયું નથી. તે માટે મને અત્યારે બહુ લાગી આવે છે તે માટે હું આપની પાસે ક્ષમા માગું છું. વ્હાલા કેમ માફ આપશો ને ?"

પોતાની પ્રેમી પત્ની તરફ એકાગ્ર દ્રષ્ટિથી જોઇ નવલચંદ્ર બોલ્યા—" કુસુમ ! હુંજ અધમ ચંડાળ છું. તેથી મારેજ તારા સરખી સાધવી દેવીની ક્ષમા માંગવી જોઇએ. તારાથી મને સ્વર્ગના સુખનો લાભ થયો હતો. પણ તેનો મેં અજ્ઞાન અને અહંકારથી મારા પોતાના હાથેજ નાશ કરી લીધો ! કુસુમ ! મારો તારાપર કેટલો બધો પ્રેમ છે ? તેની તને સ્વપ્નેએ કલ્પના નહી હોય !"

કુસુમ ક્ષીણતા પામેલા સ્વરથી બોલી—" મારાપર આપનો પ્રેમ ? નહી નહી જેણીની પ્રાપ્તીથી આપની સ્વર્ગસમાન સુખી સ્થીતી બની હતી—એની છે તેણીનાં પર આપનો—"

કવિરાજ રડતાં રડતાં બોલ્યા—" નબોલ. નબોલ. કુસુમ ક્ષમાકર—મારા નિર્દયી પણા માટે મને ક્ષમાકર—તે બધું ખોટું હતું—ને પત્ર મેં તારી પરીક્ષા લેવા સારૂ મારા ડાબા હાથથી મને પોતાનેજ લખ્યો હતો. અને એ ખરી વાત એક હરનારાયણજ જાણે છે. અરરા પણ કેવું અવિચારી પગલું હું ભરી બેઠો ? "

" ના વ્હાલા—આમ પાછળથી પસ્તાવું તે શું. આપ સરખા કવિરાજ વિદ્વાન પુરૂષને છાજે છે? આ એક કુસુમ જશે, તો આપને બીજી લાખ કુસુમો મળશે. "

" નહી નહી. કુસુમ! તે લાખ કુસુમો મારી આ એક કુસુમ આગળ તુચ્છ છે

" શું આ ખરે ખરૂં આપ અંત:કરણથી કહો છો? જો હું આ અરિષ્ટમાંથી બચું તો મારો કોઇ દિવસ અનાદર નહી કરો? "

કુસુમના મુખચંદ્ર તરફ જોઇ નવલચંદ્ર બોલ્યા—"પરમાત્માની સાક્ષીએ કહું છું કુસુમ ! જો તું મુજ અભાગીના નશીબમાં રહી તો તને મારા અંત:કરણમાં—આ હૃદયમાં દેવી કરી પુજીશ."

" ના ના આમ કાંઇને કાંઇ શું આપ લવો છો? હું બચીશ તો આપને સુખ થશે એવું આપે કહ્યું ત્યારથી હવે બચવું એમ મારા પણ મનને યોગ્ય છે." આમ કહી કુસુમ ઉઠીને પથારીમાં બેઠી તેણીને ઉઠતાં જોઇ નવલચંદ્ર બોલ્યા—"કુસુમ ! ન ઉઠ સુઇજા ઉઠવાથી તને બહુ શ્રમ થશે—"

" શાનો શ્રમ તેમાં? આપ તે કાગળ ખોટો—તદન બનાવટી હોવાનું કહો છો તે ખરૂં કહો છો નો? "

" તદન તે ખોટો અથથી તે ઇતિ સુધી—તારા સોગન લઇ કહું છું "

" વ્હાલા ! મને પણ માફ કરો —મેં આપને બહુ દુખાવ્યા એ ઝેર પીધાની વાત પણ અથથી ઇતિ સુધી તદ્દન ખોટીજ.

નવલચંદ્ર આશ્ચર્ય ચકિત થતાં બોલ્યા—એટલે?

કુસુમ હસતાં બોલી—એટલે શું ? જેવાને તેવું. હરનારાયણ ભાઇને ત્યાં બાબુના લગન પર હું ગઇ હતી, ત્યારે રમણગૌરીયે સઘળી વાત મને કહી, એટલે મેં પણ થોડી ઘણી મજાક કરવાનો વિચાર કર્યો. આપ કવિરાજછો એટલે આપને આ નાટકનો પ્લોટ પસંદ પડશે એમ પણ મને લાગ્યું રતન બાઇ એક આમાંની કાંઇક હકીકત જાણે છે. કેમકે તેણીને મે મારા આ વિચારમાં સામેલ કરી લીધી હતી. મેં ઝેર પીધું નથી. અને આગળ પણ કોઇ દિવસ ઝેર પીશ નહી, તે આપ ખાત્રીથી માનજો. "

ભયંકર સંકટમાંથી મુક્તતા થઇ એમ માની નિશ્વાસ મૂકી હસતાં નવલચંદ્રે કહ્યું-"એમકે? ઠીક ત્યારે તું પણ જબરી ખરી હો હું કેટલો બધો ગભરાઇ ગયો હતો ? શું કહું ?"

એટલામાં 'શંભુએ આવી વરધી આપી—" ડોકટર સાહેબ આવ્યા છે."

" જોયું હવે તદ્દન લાજી મરવાનો વખત આવ્યો શું કરવું ? હવે તે કહેશે શું ? મારે તેમને શું કહેવું ? " ગભરાઇને નવલચંદ્રે કહ્યું.

કુસુમ હસીને બોલી—" અં· એમાશું ? કહીયે·કે તે તો એક અમસ્તી ગમત કરી હતી. ઘણા દિવસથી તમે આવ્યા ન હતા; એટલે એ બ્હાને બોલાવ્યા વળી તેમને આજે અમસ્તા ચાણી માટે રાત્રે અહીંજ રોકવા એટલે થયું. પ્રિયવાચક ! કવિરાજ જ્યારે પોતાના મનમાં પોતાને કાપટય પટુ સમજીને પોતાની ખાત્રી થઇ કે-'એક ઘરમાં બે ભલાં એક કાફરને કાલી—જેવો જોગી જેસલો એવી મકવાણી માલી !'

કવિરાજે પોતાનો સ્વભાવ બદલી સરલ કર્યો અને તેથી એ દંપતીના મન પણ એકત્ર થયાં. દુનિયાની રીતીજ છે કે-" સૌ સરખાં થઇએ. તોજ ગામમાં રહીયે ! ! "




अति प्रेम पांपशकी !!

કવિ કાલીદાસ.

પ્રમોદા અને કૌમુદિ વચ્ચે અતિ પ્રેમ હતો પરસ્પર એક બીજાને હરનિશ જોયા વિના તેમને ચેન પડતું નહીં તેમનો પ્રેમ સખીઓના જેટલોજ નહુતો પરંતુ તેથી અધિકતર પ્રિય પ્રણયિનીનો હતો. તેઓના પત્રો, પ્રેમજ પત્રો હતાં. માન, અભિમાન પ્રેમ અને સહૃદયતા શિવાય તે પત્રોમાં બીજું કાઇ પણ નહતું, તેઓ જ્યારે એક બીજાને મળતી ત્યારે એકાન્ત સ્થાનમાં જતી. તેમની વાતો એવા પ્રકારની થતી કે ત્રીજો કોઇ શ્રોતા ત્યાં આવી ચડતો તો એકદમ એ વાતો બંધ પડી જતી કિંવા વિષય બદલાતો.

કૌમુદિ ઘણીવાર પોતાનો બાહુપાશ પ્રમોદાને ગળે નાંખી પોતાનું-ચન્દ્રવદન તેના સરોજ વદન સરસું લઇ જઇ, પ્રશ્ન કરતી કે "વહાલી સાચું કહેજે. તું સૌથી કોને ચાહે છે ? તારા પતિને કે મને ?" પ્રમોદા હરહમેશ તેને ચુમ્બન કરી કહેતી "તને ?"

કૌમદિ ૧૭ વર્ષની એક યુવતિ છે. તેના વસ્ત્ર શ્વેત છે. તેના ગાલમાં સૌભાગ્ય ટીલડી

સુહાતી નથી. તેના બન્ને સુંદર હસ્તકમલમાં માત્ર હેમની નાની નાની બંગડીઓજ છે. સિવાય કાંઇ પણ અલંકાર નથી ! વાચક ! આપણા દેશમાં આ વેષ વિધવા શિવાય બીજા કોઇનો હોતો નથી. કૌમુદિ વિધવા છે. તે આઠ વર્ષની હતી ત્યારે તેનો સૌભાગ્યચંદ્ર સદાને માટે નષ્ટ થયો હતો. તે પછી તે પોતાના શ્વસુરગૃહમાંજ રહેતી. તેની સાસુ તથા વડસાસુ જીવિત હતા અને પ્રમોદા પાડોશણ હતી, બન્નેનાં ઘરની અગાસીઓ અડોઅડ હતી. ઘણીવાર તેઓ, તે અગાસીઓમાં સામેસામે ઉભી રહી, વાર્ત્તાલાપ કરતી.

એક દિન પ્રમોદા પોતાના ઘરની અગાસી ઉપર પણ ન દેખાઇ તેમ હમેશ મુજબ કૌમુદિ પાસે પણ ન આવી આથી કૌમુદિ ચિંતાતુર બની. પોતાના શ્વસુર ગૃહમાંની એક દાસીને પ્રમોદાને ત્યાં મોકલી, તપાસ કરાવી તો ઉત્તર આવ્યો કેઃ—"મારા પતિને કોલેજની રજામાં મારા પિતાએ ખાસ અત્રે બોલાવ્યા હતા તે આવ્યા છે તેથી તેમની સેવતામાં રોકાઇ છું." કવિ કુળગુરુ ભગવાન્ કાલીદાસ ખરૂં કહે છે કે-જ્યાં અતિ પ્રેમ થાય છે, ત્યાં અશ્ચીત પાપશંકા પ્રવેશે છે. કૌમુદીએ વિચાર કર્યો કે તેનો પતિ આવ્યો, તેમાં મારી પાસે એક ક્ષણ પણ તે આવી શકે નહી ? નક્કી એનો મારા પ્રત્યે ચાહ નથી અથવા તો એ મારો પ્રેમ વિસરી ગઇ છે-મને ભૂલી ગઇ છે " પતિ વિનાની આ બાળાને મન પ્રમોદા એનો પતિ, સખી કે જે કહો તે હતું. તેનો અનુરાગ એટલો બધો ઉત્કટ, દૃઢ અને સબળ હતો કે પ્રમોદા તરફના આજના આવેલા સંદેશાથી તે વિહ્વળ બની ગઇ. તેનું અન્ય કોણ હતું ? પોતાના ખંડમાં જઇ, દ્વાર વાસી, એકાન્તમાં તે ઘણું રોઇ. એ શિવાય બીજું કશું કરી શકી નહીં—કરી શકે એમ નહતું.

(૨)

એક દિન શાન્ત સન્ધ્યાકાલે, જે વખતે, મંદમંદ પવનની સુલલિત લહરીઓ વિહરી રહી હતી તે વખતે પોતાના શ્વસુર ગૃહના એક ખંડમાં બારી પાસે બેઠી બેઠી કૌમુદી નીચેના ગાનનું ગુંજન કરી રહી હતી.

"રૂઠા હે પ્યારા મેરા ઉસે કોઇ મનાદોરે
કોઇ મનાદોરે-ઉસે કોઇ બુલાદોરે

સખીરી કોઇ બુલાદોરે- રૂઠા૦

આ વિધવા તરૂણી જેણે પોતાનો સર્વ પ્રેમ પોતાની સખીને અર્પણ કરી દીધો હતો તે પ્રમોદાને વારંવાર " પ્રિ૦ " અથવાતો " પ્રિયતમ " કહીને સંબોધતી હતી. ઘણી વાર તે એવા પત્રો લખતી કે જે પત્રોનો અર્થ એક સ્ત્રી પોતાના વ્હાલા પતિને લખતી હોય એવો નીકળે એ પત્રોમા પ્રેમમય ઘણાજ હૃદયંગમ શબ્દો લખવામાં આવતા અને ખરે ! કોઇ શુદ્ધ હૃદયની પત્નીએ જો તે પોતાના પરમ પ્રેમી પતિ ઉપર તે લખ્યા હોય તો તેનાં પતિ પ્રસન્ન થયા વગર રહેજ નહીં.

પ્રમોદા પોતાના પિતાને ત્યાં રહેતી હોવાથી જેટલી સ્વતંત્ર હતી તેટલી કૌમુદિ નહતી. એટલે પ્રમોદા, કૌમુદીને ત્યાં ધારે એટલી વખત આવી શકે એમ હતું જ્યારે કૌમુદિ

તેમ કરે એ તેનાં સાસુસસરાંને પસન્દ ન પડે એ, આપણા હિંદુઓના વિચારો મુજબ, સ્વાભાવિક હતું.

જે દિન સાયંકાળે પ્રમોદા પોતાના ખંડમાં ગણગણી રહી હતી તે દિને પ્રમોદાને તેને ત્યાં ન આવ્યાને ચાર દિન થયા હતા તેનો પતિ જેને તેના સસરાએ ખાસ પોતાને ત્યાં બોલાવ્યો હતો તે ઝાઝીવાર ગૃહમાંથી બહાર નિઃસરતો નહી તો તેથી પ્રમોદાથી કૌમુદિને ત્યાં આવી શકાતું નહતું. તો પણ તેઓ બન્ને વચ્ચે પત્ર વ્યવહાર તો ચાલુ હતો. કૌમુદિ પ્રમોદાને ન આવવા માટે ચાલુ ઠપકાના વચનો લખ્યા કરતી ત્યારે પ્રમોદા વારંવાર ક્ષમા યાચતી.

આજે થોડી વાર સુધી કૌમુદીએ ગાયનથી પોતાનું દીલ બહેલાવ્યા પછી, તે પાછી કંટાળી ગઇ એક કાગળ લઇ તેણે તેમાં કાંઇક લખ્યું અને તે એક પર બીડીઆમાં મૂકી, તેની ઉપર "પ્રિયતમને પહોંચે"એ શિરોનામું કર્યું.

આ પત્ર, દાસી સાથે મોકલવાના આશયથી પોતાના ટેબલપર મૂકી તે ખંડમાંથી બહાર નીકળી પરંન્તુ આજે તેનું ચિત્તજ એકલું અસ્વસ્થ નહતું તેના તનને પણ આજે અસ્વસ્થતા હતી તેનું માથું કે જે સખ્ત દુઃખ્યા કરતું હતું તેમાં લેશ પણ ફેર પડયો નહતો. ઉપરાંન્ત તેના હાથે પગ ચુંથાતા હતા અને શરીર ગરમ હતું. આથી તે પાછી પોતાના ખંડમાં ગઇ તેને સુઇ રહેવાનું મન થયું અને સુતી. અર્ધા કલાક પછી ઘરની એક દાસીએ આવીને જોયું તો તે સુતી હતી અને તેને ઘણો તાવ આવેલો હતો. કૌમુદિના ભલા સ્વભાવથી આ દાસી જે તેની સાથે હમેશાં માયાભર્યું વર્ત્તન રાખતી. જેણે તેને માથે હાથ મુકી કહ્યું! કુમુદ બા, તમને શું થાયછે, બા?" કૌમુદી સખ્ત તાવને લીધે કાંઈ બોલી શકી નહિ પછી, તે દાસીએ કૌમુદિની સાસુને ખબર આપતાં તે એકદમ ત્યાં આવી પહોંચી.

દાકતરને બોલાવવાની જરૂર ન હતી કેમકે કૌમુદિનો કાકોજી એક દાકતર હતો. તણે પણ આવીને તેને તપાસીને અને "મેલેરિયા" થયો છે એવો મત આપ્યો.

(૩)

આ ઘટના બની, તેના ત્રણ દિન પહેલાં કૌમુદિનો કાકોજી કે જે પરગામ રહેતો હતો તે પોતાના પુત્રને જનોઇ દેવા માટે આવ્યો હતો. જનોઈ એક બે દિનમાં હતી. કૌમુદિની વડ સાસુ જીવિત હતી એટલે તેના શ્વસુર અને કાકાજી હજી સંયુકત કુટુંબમાંજ રહેતા હતા. કૌમુદિના કાકાજીનું નામ ચંદ્રવદનરાય હતું પણ તેને બધા 'રાયજી' કહીને બોલાવતા હતા. કૌમુદિને તાવ આવવાથી કાંઇ જનોઇ અટકવાની નહતી; તેથી તેજ દિને કૌમુદિની સાસુ, સગાંઓને નિમંત્રણ કરવા ગઇ હતી રાયજી અને તેની પત્ની કમલા, કૌમુદીના ખંડમાં તેની પાસે બેઠાં હતાં કૌમુદિને ઉંઘ આવી ગયલી હોવાથી તેની કાકીજી ઓરડામાં આમતેમ ફરતી હતી. એકાએક તેના જોવામાં એક પરબીડીઉં આવ્યું જેની ઉપર "પ્રિયતમને પહોંચે" એ શબ્દો લખેલા હતા. કુતુહલની ખાતર તેણે પરબીડીઉં લીધું અને કૌમુદિએ કાંઇ પરપુરૂષને લખ્યો હશે એમ તુર્તજ ધારી લીધું. કૌમુદિના ચારિત્ર માટે તેને આજ લગી ખરાબ શંકા

ન હતી કારણ એ કહ્યાગરી અને સરલ સ્વભાવની હોવાથી ઘરનાં બીજાંને જેમ પ્રિય થઇ પડી હતી તેમ આ કાકાજીને પણ પ્રિય થઇ હતી. પરંતુ આ કવરે, કાકીજીને મન કૌમુદિને દૂષણવતી બનાવી. કાકીજીના મનમાં આ કવરે એકદમ આ નિર્દોષ બાળા માટે તિરસ્કાર ઉપજાવ્યો. પોતાની ચોળામાં એ પરબીડીકું તેણે સંતાડી દીધું અને તે વખતે બીજા કામકાજમાં પરોવાઇ.

ચંદ્રવદન અને તેની પત્ની રાત્રે જ્યારે પોતાના શયન ગૃહમાં એકલા મળ્યાં ત્યારે કમલાએ પ્રશ્ન કર્યો:—"કૌમુદિ માટે તમારો કેવો મત છે ?"

રાયજી સમજ્યો કે તેની માંદગી સંબંધી આ પ્રશ્નને પૂછાયો છે તેથી તેણે કહ્યું; તેતો એક બે દિવસમાં મટી જશે. કાંઈ ગભરાવા જેવી માંદગી નથી.

કમલા:-મનેતો એમ લાગે છે કે એ મૂરી જાય તો સારૂં થાય.

ચંદ્રવદનરાય, કૌમુદીના ગુણોનો પુજારી હતો. તે આ વાત સાંભળી ને ગુસ્સે થઇ ગયો અને બોલ્યો; મૂર્ખ એવું બોલતાં તારી જીભ કેમ કપાતી નથી? એ બિચારી આપણને શું ભારે પડે છે? હું તો કહું છું કે તેની ગંભીર માંદગી હોય તો પણ તેને બચાવવા હું મારા દરેક પ્રયત્નો કરવા બાકી રાખું નહીં.

કમલા: એમાં તમે તેનું આટલું બધું ઉપરાણું લ્યો છો તો લ્યો આ કાગળ વાંચો એટલે જણાશે, તમારાં ડાહ્યાં ડમરાં થઇ ફરતાં વહુજીનાં લક્ષણ!

ચંદ્રવદનરાયે તે પત્ર લીધો, તેમાં લખ્યું હતું કે:-

"મારા પ્રિયતમ,

તું કેવો નિર્દય બન્યો છે? વારંવાર તું મારે મોઢે કહેતો હતો તેવોજ પ્રેમ શું તું મને હાલમાં બતાવે છે? પહેલાં તેં આવવું બંધ કર્યું અને હવેતો પત્રો પણ લખવા બંધ કર્યાં! ગઇ કાલના મારા પત્રનો ઉત્તર કેમ નથી આપ્યો? વ્હાલા, તને ન જોવાથી હું ગાંડી બની ગઇ છું. તું વિચાર. તારા શિવાય મારૂં કોણ છે! મને રાત દિવસ કાંઇ ચેન પડતું નથી. કાંઇ નહીં તો એક ક્ષણ પણ મને દર્શન દે. હું માની લઇશ કે તેં મને સ્વપ્ને રાત્રે દર્શન દીધાં. પ્રિયતમ, શું તારી આ તરૂણી પ્રાણ પ્યારી જુની પુરાણી બની એટલે તેં એનો ત્યાગ કર્યો! જો તું મને ખરેખરજ ચાહતો હોયતો આ પત્ર દેખીને જરૂર આવજે અને મારી હૃદય-વેદના દૂર કરજે.

લી- તારી આજ્ઞા ધારિણી."

પત્ર વાંચી ચંદ્રવદને કમલાને પૂછ્યું ? આ પત્ર કોણે લખ્યો છે ?

કમળા:—એજ તમારાં વહુજીએ જેમનાં તમે વખાણ કરો છો. ?"

રાયજી:—જા, જા, ગાંડી એમ બનેજ નહી !

કમળા:—તો તપાસ કરો કે આ અક્ષર કોનાં છે

રાયજી અરરર ! એવું હોય તો બહુજ ખોટું !

કમળા:—હાસ્તો. ઘણુંજ શરમ ભરેલું. એવી વહુઓને ચાર લાત મારી, ઘરની બહાર કાઢી મૂકવી જોઇએ.

રાયજીઃ—ત્યારે હવે આપણે શું કરવું?

કમળ.—એજ કે એને કોઇ વિધવા આશ્રમમાં મોકલો.

રાયજી એમ કર્યાથી કેવું ખરાબ દેખાશે?

કમળાઃ-પણ એનાં પાપ ઉઘાડાં પડશે ત્યારે આબરૂ ઉપર પાણી ફરી વળશે, તેનું કેમ?

રાયજી પણ મને તો આ બાબતમાંજ હજી શંકા છે. આપણે આ કાગળ જોયો છે ને? એ ઉપરથી પાપકર્મ કરનારી તેને કેમ માની લેવાય? મતલબ કે તેઓ પાપકર્મ હવે પછી કરનાર છે. હજી સુધી કર્યું નથી.

કમળા જાઓ, જાઓ, કોઇ તમને ગાંડાં કહેશે ગાંડા! સ્ત્રી સ્વભાવ કેટલો બધો ચટપટીઓ હોય છે તે તમે શું સમજો? હું તો નક્કી માનું છું કે એ છોકરી બગડી છે. વંઠી ગઇ છે.

રાયજીઃ-ત્યારે એનાં શાં પગલાં લેવાં તે હું વિચારી જોઇશ!

ચન્દ્રવદનરાય તે રાત્રે પથારીમાં આમથી તેમ આળોટયા કર્યું, તેને ઉંઘ આવી નહીં, અને વારંવાર આ કહેવાતી દૂષણવતી વહુ કે જે બહારથી કેટલી બધી ભલી, ડાહી અને આજ્ઞાધારિણી હતી તેનાજ વિચારો આવ્યા કર્યા ચંદ્રવદનનો સ્વભાવ એવો હતો કે કોઇ પણ કામમાં તે એકદમ વિશ્વાસ મૂકી દે નહીં અને જો તેને કોઇ વસ્તુ ઉપર વિશ્વાસ બેસી ગયો તો તે સજ્જડ બેસી જતો. તે વિચારવા લાગ્યો, આ છોકરી શૈશવાવસ્થાથીજ વિધવા છે, આથી સંસારનાં હજારો પ્રલોભનનો અતિક્રમ કરીને બ્રહ્મચર્યવ્રત પાળવું એ કામ કે જે કાંઇ સહેલું નથી તેમાં તે પાછી પડે એ દરેક રીતે બનવાજોગ છે; વળી તે લખી વાંચી જાણે છે. સ્ત્રીઓને કેળવણી આપવાના વિચારના વિરોધીઓ કહે છે કે લખતાં વાંચતાં જાણવાથી સ્ત્રીએ પ્રેમપત્રો લખતાં શીખે છે. એ ખરૂં હોકે ખોટું તે તો તેઓ જાણે પણ મારે ત્યાં તો મેં એ ખાસ અનુભવ્યું. ખરે! છોકરીઓએ હીંદુસંસારના પવિત્ર નિયમ ઉલ્લંઘન કર્યું અને મારી કીર્તિને કલંક લગાડ્યું. છતાં એટલું સારૂં છે કે લોકોએ હજી એ વાત જાણી નથી; પરંતુ જાણશે ત્યારે જબરો ભડકો થવો છે!"

કૌમુદિની સાસુ, કૌમુદિ ઉપર ઘણો પ્રેમ રાખતી પોતાના ગૃહને લગતા કામકાજમાંથી પરવારી તે નવરી થતી એટલે તુર્તજ માંદી કૌમુદિ પાસે આવી બેસતી; અને રાત્રે પણ તેની પાસે સુતી ચંદ્રવદન અને તેની વહુએ જાણેલી ગુપ્ત વાતથી તે અજ્ઞાત હતી. ઘરના બીજાં બધા કહેતાં કે " વિધવા વહુ છે. મરીજશે તો શું મોટું દુઃખ થવાનું છે? બિચારી ઉલ્ટી હમેશ માટે હેરાન થતી બચશે " પરંતુ તેની સાસુને તે પુત્રીવતજ લાગતી હતી અને તેથી તેની ખાતર બરદાસ્તમાં ખામી આવે એ જોવા તેનું અંતર રાજી ન હતું.

એ રાત્રે ૧૨ વાગતાં કૌમુદિનું દુઃખ વધ્યું. તાવમાંથી તે લવરી ઉપર ચઢી તેના પેટમાં અતિશય દુઃખાવો થવા લાગ્યો અને તાવ ૧૦૫ ડીગ્રી સુધી ચઢી ગયો ડો. ચન્દ્રવદનને એકદમ જગાડવામાં આવ્યો તે નિદ્રામાં નહોતો પડયો પણ વિચારોમાંજ હતો. તે કૌમુદિના ઓરડામાં ગયો પણ તેનું મન તેને સાજી કરવા કબુલ કરતુ નહતું. તેને એમજ થતું હતું કે ભલે એ બાળા આ સંસારમાંથી છુટે!

કુસુમગૌરીએ આ પત્ર એકવાર-બીજીવાર અને ત્રીજીવાર પણ વાંચ્યો. એટલામાં નવલચંદ્રના પગલાંનો ધ્વની તેણીને સંભળાયો. એટલે તેણીયે તે પત્ર પાછો જેમનો તેમ ચોપડીમાં મૂકી દીધો.

ઓરડીમાં આવી કુસુમ તરફ જોયું નજોયું કરી, તે પોતાના ખીટીપરના કોટના ખીસા ટેબલ પરનાં પુસ્તકો-અને ટેબલના ખાના- ઉતાવળે ઉતાવળે શોધવા લાગ્યા. જાણે કે કોઇ મહત્વની વસ્તુને શોધતા હોય, એમ તેના ચ્હેરા ઉપરથી અને વર્તન ઉપરથી દેખાતું હતું.

કુસુમગૌરીથી હવે મૌન ધારણ કરી રહેવાયું નહી. તે જરા ચીડીયા સ્વરે બોલી-"શાની આટલી બધી શોધ ખોળ ચાલે છે? "

જેટલી આશ્ચર્યચકિતના બતાવી શકાય, તેટલી દિલગીરી મુકત બનાવી અસ્પષ્ટ શબ્દ વડે નવલચંદ્ર બોલ્યા-"ના કાંઇ નહી, તે એક હતું એવુજ કાંઇ-"

કુસુમગૌરીએ નવલચંદ્રના ખભાપર હાથ મુકી વીનવતાં પૂછ્યું-"પણ શું તે, મને સમજાવીને કહોને? કેમ નથી કહેવુંને? ઠીક ત્યારે-"

નવલચંદ્ર કટાણા થયા માફક ચેહેરો કરી બોલ્યા-" શું આ પચાત? બહુજ પડપુછા હું એક પત્ર શોધું છું પત્ર-સમજી!"

" શું એ એટલો બધો મુદ્દાનો અને કીમતી પત્ર છે એમ ! "

" હા. હા. તે એટલો બધો મુદ્દાનો અને કીમતી પત્ર છે ત્યારેજ તો એટલી બધી તેના માટે મહેનત કરી શોધ કરૂં છું તે ! "

" આતો નહી કે તે આપનો પત્ર ? " એમ કહી કુસુમગૌરીએ પોતાના છેડાનીચે છુપાવેલ ચોપડીમાં ' કમળ 'નો લખેલ પત્ર નવલચંદ્રને આપતાં કહ્યું.

તેણીના હાથમાંથી કાગળ એકદમ ખેંચી લઇ, નવલચંદ્ર ગભરાયા માફક ચહેરો કરી કહ્યું-" હા હા. તેજ આ પત્ર તેજ. પણ તે વાંચ્યુ તો નથી ને તે ? "

કુસુમગૌરી કાંઇ પણ પ્રત્યુત્તર નહી આપતાં ઓરડીના એક ખુણામાં રીસાઇને ઉભી રહી તેની પાસે જઇ કવિરાજે તેણીનો હાથ પકડી કહ્યું—" કુસુમ ? "

" રાખો. એતો જણાયું બધું ! કુસુમ ઉપરના પ્રેમ પુરથી તણાઇ જવાય છે તે ! " આટલું બોલી નવલચંદ્રનો હાથ ઝુંટાવી કુસુમગૌરી ત્યાંથી એકદમ ચાલી ગઇ.

ઉપરની બાબત બનતી હતી ત્યારે આપણા કવિરાજ અંતરમાં તો ખુશી થતાં હતા. કુસુમગૌરી ત્યાંથી ચાલી ગયા પછી અત્યાર સુધી દાબી રાખેલ હસવું એકદમ છુટી પડયું પોતાની ધારણ પ્રમાણે બધું બરાબર થતું જોઇ, હવે કુસુમ પોતાપાસે માફી માગશે, પોતે તેણીને ક્ષમા નહી આપતાં ખૂબ શીક્ષા આપીશું, આવી અનેક કલ્પનાઓ મનમાં આણી તે આનંદથી તલ્લીન બન્યા હતા

( ૭ )

' વસંત પ્રભા 'ના દિવાળીના અંકમાં પ્રસિદ્ધ થવાની પોતાની કવિતાના પ્રુફ તપાસવા માટે નવલચંદ્ર ઓસરીમાં હીંડોળા ખાટ ઉપર બેસતા હતા, એટલામાં રતનબાઇએ એકદમ

દોડતી આવી ગભરાતાં ગભરાતાં રડી પડીને કહ્યુ-"શેઠ સાહેબ ! હવે શુ કરૂં ? હાય ! "

કવિરાજની ભીતીથી ખેવડી વળી ગઇ. તે અચકાતાં બોલ્યા-"અલી ! ચામુંડા ! ભુતડી ! પણ કહે તો ખરી. શું થયું ? આટલી ગભરામ છે કેમ ?"

"બા સાહેબને કાંઇક થઈ ગયું. આંખો તારવે છે અને હાથ પગ પછાડે છે ચાલોને સાહેબ. જરા જુએ તો ! ગમે તે કરો પણ બાસાહેબને બચાવો. ઓળામાં પુરૂં માશીબા પણ ઘેર નથી હાય !" આટલું બોલી તે તુરત દાદરો ચડી ઉપર ગઇ.

કંપતા પગલે કવિરાજ ઉપર ગયા. જુએ છે તો સા કુસુમગૌરી અવ્યવસ્થિત દશામાં સેતરંજી ઉપર પડી હતી. તેણીના માથાના વાળ વિખરાઇ ગયા હતા. આંખો મીચેલી હોઇને ચહેરો ફીક્કો દેખાતો હતો. આવી રીતે તેણીની થએલ સ્થિતી જોઇ કવિરાજ બિચારા બહુજ ગભરાયા. તે કુસુમગૌરી પાસે જઇ તેણીના શરીર ઉપર હાથ ફેરવી બોલ્યા-"કુસુમ !"

કુસુમગૌરીયે ઘણી મહેનતે આંખ ઉઘાડી એટલે પ્રેમથી તેણીના કાનમાં કવિરાજે કહ્યું. "વ્હાલી કુસુમ ! તું આજે આમ કેમ કરે છે ? તને શું થાય છે ?"

શ્વાસોશ્વાસ લેતાં રતનબાઇ રડતાં રડતાં બોલી-"બહુજ ખાટું થયું. બાસાહેબે કોઇને પણ ખબર ન પડે તેમ ઘડી પહેલાં ઝેર પીવું. અરર ! મારા માયાળુ બાસાહેબ શું અમને છોડી જશે ? હાય ! તેતો આ જગતને છોડી ચાલ્યાં-હાય !"

આ શબ્દો સાંભળતાંજ નવલચંદ્ર એકદમ ઉઠીને ઉભો થયો. આ વખતે તેમની બહુજ દયાજનક સ્થિતી થઇ હતી. "શું કહે છે ? ઝેર પીધું ?" આટલું બોલતાંજ તુરત તેમણે પોતાના મિત્ર ડોકટર મંન્છારામને ચીઠી લખી કે "આ પત્ર વાંચી તુરતાતુરત અત્રે આવજો. ઘરમાં તબીયત બહુજ બગડી છે." એ ચીઠી પોતાના નોકરને આપતાં કહ્યું. "શંભુ ! જા. દોડતો દોડતો જઇ ડોકટર સાહેબને સાથે તેડીને આવજે. ગાડી જોડી લેતો જા-જા "

પાછા ઓરડીમાં આવી દયાજનક અંતઃકરણથી, મરણપ્રાય થએલ પોતાની પત્ની પાસે આવી તેણીનું મસ્તક ખોળામાં લઇ તેણીના મોઢા તરફ જોઇ કહ્યુ—"કુસુમ !"

કુસુમગૌરીનો ચહેરો વધારેને વધારે ફિક્કો થતો ચાલેલો તેમને જણાયો.

અરધી આંખો ઉઘાડી ક્ષિણ સ્વરે કુસુમગૌરીએ કહ્યુ-આપે મને બોલાવી કે ? શા માટે સાદ કર્યો ? "

" કુસુમ ! તું આ શું કરી બેઠી ? આ નિર્દય-અધર્મ પાપીના અપરાધ માટે તને આવી કડક શિક્ષા કરવાનું તને કેમ યોગ્ય લાગ્યુ ? વ્હાલી-" કવિરાજ આગળ બોલી ન શકયા.

અહાહા ! બચવામાં સુખ છે એવું હવે મને સમજાય છે. પણ તે હવે શા કામનું ? મને તે બધું—"

કંપીત સ્વરે નવલચંદ્રે કહ્યું-"શું કહેછ તું કુસુમ ? ડર નહી હમણા ડોકટર આવશે." આટલું બોલતાં તેની આંખમાંથી અશ્રુ બિંદુ ટપકતાં કુસુમના ગાલપર પડયાં.

કુસુમ રૂંધાતા કંઠવડે બોલી-" હવે હું શાની આમાથી બચું ? પણ વ્હાલા ! આપ આમ રડો નહી. મારાથી એક રતી પણ આપે સુખ જોયું નથી. તે માટે મને અત્યારે બહુ લાગી આવે છે તે માટે હું આપની પાસે ક્ષમા માગું છું. વ્હાલા કેમ માફી આપશો ને ?"

પોતાની પ્રેમી પત્ની તરફ એકાગ્ર દ્રષ્ટિથી જોઇ નવલચંદ્ર બોલ્યા–" કુસુમ ! હુંજ અધમ ચંડાળ છું. તેથી મારેજ તારા સરખી સાધવી દેવીની ક્ષમા માંગવી જોઇએ. તારાથી મને સ્વર્ગના સુખનો લાભ થયો હતો. પણ તેનો મેં અજ્ઞાન અને અહંકારથી મારા પોતાના હાથેજ નાશ કરી લીધો ! કુસુમ ! મારો તારાપર કેટલો બધો પ્રેમ છે ? તેની તને સ્વપ્નેએ કલ્પના નહી હોય !"

કુસુમ ક્ષીણતા પામેલા સ્વરથી બોલી—" મારાપર આપનો પ્રેમ ? નહી નહી જેણીની પ્રાપ્તીથી આપની સ્વર્ગસમાન સુખી સ્થીતી બની હતી–બની છે તેણીના પર આપનો–"

કવિરાજ રડતાં રડતાં બોલ્યા–" નબોલ- નબોલ- કુસુમ ક્ષમાકર–મારા નિર્દયી પણા માટે મને ક્ષમાકર–તે બધું ખોટું હતુ–ને પત્ર મેં તારી પરીક્ષા લેવા સારૂ મારા ડાબા હાથથી મને પોતાનેજ લખ્યો હતો. અને એ ખરી વાત એક હરનારાયણજ જાણે છે. અરરર પણ કેવું અવિચારી પગલું હું ભરી બેઠો ? "

" ના વ્હાલા–આમ પાછળથી પસ્તાવું તે શું. આપ સરખા કવિરાજ વિદ્વાન પુરૂષને છાજે છે? આ એક કુસુમ જશે, તો આપને બીજી લાખ કુસુમો મળશે. "

" નહી-નહી- કુસુમા તે લાખ કુસુમો મારી આ એક કુસુમ આગળ તુચ્છ છે

" શું આ ખરે ખરું આપ અંતઃકરણથી કહો છો? જો હું આ અરિષ્ટમાંથી બચું તો મારો કોઇ દિવસ અનાદર નહી કરો? "

કુસુમના મુખચંદ્ર તરફ જોઇ નવલચદ્ર બોલ્યા–"પરમાત્માની સાક્ષીએ કહું છું કુસુમ ! જો તું મુજ અભાગીના નશીબમાં રહી તો તને મારા અંતઃકરણમા–આ હૃદયમાં દેવી કરી પુજીશ."

" ના ના આમ શાંઇને કાંઇ શું આપ લવો છો? હું બચીશ તો આપને સુખ થશે એવું આપે કહ્યું ત્યારથી હવે બચવું એમ મારા પણ મનને યોગ્ય છે." આમ કહી કુસુમ ઉઠીને પથારીમાં બેઠી તેણીને ઉઠતાં જોઇ નવલચંદ્ર બોલ્યા–"કુસુમા ન ઉઠ સુઇજા ઉઠવાથી તને બહુ શ્રમ થશે–"

" શાનો શ્રમ તેમાં? આપ તે કાગળ ખોટો–તદ્દન બનાવટી હોવાનું કહો છો તે ખરૂં કહો છો ને? "

" તદન તે ખોટો અથથી તે ઇતિ સુધી–તારા સોગન લઇ કહું છું "

" વ્હાલા ! મને પણ માફ કરો –મેં આપને બહુ દુખાવ્યા એ ઝેર પીધાની વાત પણ અથથી ઇતિ સુધી તદ્દન ખોટીજ.

નવલચંદ્ર આશ્ચર્ય ચકિત થતાં બોલ્યા–એટલે?

કુસુમ હસતાં બોલી—એટલે શું ! જેવાને તેવું. હરનારાયણ ભાઇને ત્યાં બાજુના લગન પર હું ગઇ હતી, ત્યારે રમણગૌરીયે સઘળી વાત મને કહી. એટલે મેં પણ થોડી ઘણી મજાક કરવાનો વિચાર કર્યો. આપ કવિરાજછો એટલે આપને આ નાટકનો પ્લોટ પસંદ પડશે એમ પણ મને લાગ્યું રતન બાઇ એક આમાંની કાંઇક હકીકત જાણે છે. કેમકે તેણીને મે મારા આ વિચારમાં સામેલ કરી લીધી હતી. મેં ઝેર પીધું નથી. અને આગળ પણ કોઇ દિવસ ઝેર પીશ નહી. તે આપ ખાત્રીથી માનજો. "..

ભયંકર સંકટમાંથી મુક્તતા થઇ એમ માની નિશ્વાસ મૂકી હસતાં નવલચંદ્રે કહ્યું–"એમકે? ઠીક ત્યારે તું પણ જબરી ખરી હો હુ કેટલો બધો ગભરાઇ ગયો હતો ? શું કહું ?"

એટલામાં શંભુએ આવી વરધી આપી—" ડોકટર સાહેબ આવ્યા છે."

" જોયું હવે તદ્દન લાજી મરવાનો વખત આવ્યો શું કરવું ? હવે તે કહેશે શું ? મારે તેમને શું કહેવું ? " ગભરાઇને નવલચંદ્રે કહ્યું.

કુસુમ હસીને બોલી—" અં: એમાંશુ ? કહીયે કે તે તો એક અમસ્તી ગમત કરી હતી. ઘણા દિવસથી તમે આવ્યા ન હતા. એટલે એ બ્હાને બોલાવ્યા. વળી તેમને આજે અમસ્તા ચાણી મારે રાત્રે અહીજ રોકવા એટલે થયુ. પ્રિયવાચક ! કવિરાજ જ્યારે પોતાના મનમાં પોતાને કાપટય પટુ સમજીને પોતાની ખાત્રી થઇ કે–'એક ઘરમાં બે ભલાં એક કાફરને કાલી—જેવો જોગી જેસલો એવી મકવાણી માલી !'

કવિરાજે પોતાનો સ્વભાવ બદલી સરલ કર્યો અને તેથી એ દંપતીના મન પણ એકત્ર થયાં. દુનિયાની રીતીજ છે કે–" સૌ સરખાં થઇએ તોજ ગામમાં રહીયે ! ! "



# બે સખીઓ.

अति प्रेम पापशकी ॥

કવિ કાલીદાસ.

પ્રમોદા અને કૌમુદિ વચ્ચે અતિ પ્રેમ હતો પરસ્પર એક બીજાને હરનિશ જોયા વિના તેમને ચેન પડતું નહીં તેમનો પ્રેમ સખીઓના જેટલોજ નહતો પરંતુ તેથી અધિકતર પ્રિય પ્રણયિનીનો હતો. તેઓના પત્રો, પ્રેમજપત્રો હતા. માન, અભિમાન પ્રેમ અને સહૃદયતા શિવાય તે પત્રોમા બીજું કાંઇ પણ નહતું, તેઓ જ્યારે એક બીજાને મળતી ત્યારે એકાન્ત સ્થાનમાં જતી. તેમની વાતો એવા પ્રકારની થતી કે ત્રીજો કોઇ શ્રોતા ત્યાં આવી ચઢતો તો એકદમ એ વાતો બંધ પડી જતી કિંવા વિષય બદલાતો.

કૌમુદિ ઘણીવાર પોતાનો બાહુપાશ પ્રમોદાને ગળે નાંખી પોતાનું ચન્દ્રવદન તેના સરોજ વદન સરસું લઇ જઇ, પ્રશ્ન કરતી કે "વહાલી સાચું કહેજે. તું સૌથી કોને ચાહે છે ? તારા પતિને કે મને ?" પ્રમોદા હરહમેશ તેને ચુમ્બન કરી કહેતી "તને ?"

કૌમદિ ૧૭ વર્ષની એક યુવતિ છે. તેના વસ્ત્ર શ્વેત છે. તેના ગાલમાં સૌભાગ્ય ટીલડી

સુહાતી નથી. તેના બન્ને સુંદર હસ્તકમલમાં માત્ર હેમની નાની નાની બંગડીઓજ છે. સિવાય કાંઇ પણ અલંકાર નથી ! વાચક ! આપણા દેશમાં આ વેષ વિધવા શિવાય બીજા કોઇનો હોતો નથી. કૌમુદિ વિધવા છે. તે આઠ વર્ષની હતી ત્યારે તેનો સૌભાગ્યચંદ્ર સદાને માટે નષ્ટ થયો હતો. તે પછી તે પોતાના શ્વસુરગ્રહમાંજ રહેતી. તેની સાસુ તથા વડસાસુ જીવિત હતા અને પ્રમોદા પાડોશણ હતી, બન્નેનાં ઘરની અગાસીઓ અડોઅડ હતી. ઘણીવાર તેઓ, તે અગાસીઓમાં સામેસામે ઉભી રહી, વાર્તાલાપ કરતી.

એક દિન પ્રમોદા પોતાના ઘરની અગાસી ઉપર પણ ન દેખાઇ તેમ હમેશ મુજબ કૌમુદિ પાસે પણ ન આવી આથી કૌમુદિ ચિંતાતુર બની. પોતાના શ્વસુર ગૃહમાંની એક દાસીને પ્રમોદાને ત્યાં મોકલી. તપાસ કરાવી તો ઉત્તર આવ્યો કેઃ—"મારા પતિને કોલેજની રજામાં મારા પિતાએ ખાસ અત્રે બોલાવ્યા હતા તે આવ્યા છે તેથી તેમની સેવનામાં રોકાઇ છું." કવિ કુળગુરુ ભગવાન્ કાલીદાસ ખરું કહે છે કે–જ્યાં અતિ પ્રેમ થાય છે. ત્યાં ખચ્ચીત પાપશંકા પ્રવેશે છે. કૌમુદીએ વિચાર કર્યો કે તેનો પતિ આવ્યો, તેમાં મારી પાસે એક ક્ષણ પણ તે આવી શકે નહી ? નક્કી એનો મારા પ્રત્યે ચાહ નથી અથવા તો એ મારો પ્રેમ વિસરી ગઇ છે–મને ભૂલી ગઇ છે. " પતિ વિનાની આ બાળાને મન પ્રમોદાએનો પતિ, સખી કે જે કહો તે હતું. તેનો અનુરાગ એટલો બધો ઉત્કટ, દૃઢ અને સબળ હતો કે પ્રમોદા તરફના આજના આવેલા સંદેશાથી તે વિહ્વળ બની ગઈ. તેનું અન્ય કોણ હતું ? પોતાના ખંડમાં જઇ, દ્વાર વાસી, એકાન્તમાં તે ઘણું રોઇ. એ શિવાય બીજું કશું કરી શકી નહીં—કરી શકે એમ નહતું.

(૨)

એક દિન શાન્ત સન્ધ્યાકાલે, જે વખતે, મંદમંદ પવનની સુલલિત લહરીઓ વિહરી રહી હતી તે વખતે પોતાના શ્વસુર ગૃહના એક ખંડમાં બારી પાસે બેઠી બેઠી કૌમુદી નીચે-ના ગાનનું ગુંજન કરી રહી હતી.

"રૂઠા હે પ્યારા મેરા ઉસે કોઇ મનાદોરે
કોઇ મનાદોરે–ઉસે કોઇ બુલાદોરે

સખીરી કોઇ બુલાદોરે–. રૂઠા૦

આ વિધવા તરૂણી જેણે પોતાનો સર્વ પ્રેમ પોતાની સખીને અર્પણ કરી દીધો હતો તે પ્રમોદાને વારંવાર " પ્રિય " અથવાતો " પ્રિયતમ " કહીને સંબોધતી હતી. ઘણી વાર તે એવા પત્રો લખતી કે જે પત્રોનો અર્થ એક સ્ત્રી પોતાના વ્હાલા પતિને લખતી હોય એવો નીકળે એ પત્રોમા પ્રેમમય ઘણાજ હૃદયગંમ શબ્દો લખવામાં આવતા અને ખરે ? કોઇ શુદ્ધ હૃદયની પત્નીએ જો તે પોતાના પરમ પ્રેમી પતિ ઉપર તે લખ્યા હોય, તો તેનો પતિ પ્રસન્ન થયા વગર રહેજ નહીં.

પ્રમોદા પોતાના પિતાને ત્યાં રહેતી હોવાથી જેટલી સ્વતન્ત્ર હતી તેટલી કૌમુદિ નહતી. એટલે પ્રમોદા, કૌમુદીને ત્યાં ધારે એટલી વખત આવી શકે એમ હતું જ્યારે કૌમુદિ

તેમ કરે એ તેનાં સાસુસસરાને પસન્દ ન પડે એ, આપણા હિંદુઓના વિચારો મુજબ, સ્વાભાવિક હતું.

જે દિન સાયંકાળે પ્રમોદા પોતાના ખંડમાં ગણગણી રહી હતી તે દિને પ્રમોદાને તેને ત્યાં ન આવ્યાને ચાર દિન થયા હતા તેનો પતિ જેને તેના સસરાએ ખાસ પોતાને ત્યાં બોલાવ્યો હતો તે ઝાઝીવાર ગૃહમાંથી બહાર નિઃસરતો નહી તો તેથી પ્રમોદાથી કૌમુદિને ત્યાં આવી શકાતું નહતું. તો પણ તેઓ બન્ને વચ્ચે પત્ર વ્યવહારતો ચાલુ હતો. કૌમુદિ પ્રમોદાને ન આવવા માટે ચાલુ ઠપકાના વચનો લખ્યા કરતી જ્યારે પ્રમોદા વારંવાર ક્ષમા યાચતી.

આજ થોડી વાર સુધી કૌમુદીએ ગાયનથી પોતાનું દીલ બહેલાવ્યા પછી, તે પાછી કટાળી ગઇ એક કાગળ લઇ તેણે તેમાં કાંઇક લખ્યું અને તે એક પર બીડીઆમાં મૂકી, તેની ઉપર "પ્રિયતમને પહોંચે"એ શિરોનામું કર્યું.

આ પત્ર, દાસી સાથે મોકલવાના આશયથી પોતાના ટેબલપર મૂકી તે ખંડમાંથી બહાર નીકલી પરંન્તુ આજ તેનું ચિત્તજ એકલું અસ્વસ્થ નહતું તેના તનને પણ આજ અસ્વસ્થતા હતી તેનું માથું કે જે સખ્ત દુઃખ્યા કરતું હતું તેમાં લેશ પણ ફેર પડયો નહતો. ઉપરાન્ત તેના હાથ પગ ચુંથાતા હતા અને શરીર ગરમ હતું આથી તે પાછી પોતાના ખંડમાં ગઇ તેને સુઇ રહેવાનું મન થયું અને સુતી. અર્ધા કલાક પછી ઘરની એક દાસીએ આવીને જોયું તો તે સુતી હતી અને તેને ઘણો તાવ આવેલો હતો. કૌમુદિના ભલા સ્વભાવથી આ દાસી જે તેની સાથે હમેશાં માયાભર્યું વર્ત્તન રાખતી, જેણે તેને માથે હાથ મુકી કહ્યું ! કુમુદા બા, તમને શું થાયછે, બા ?" કૌમુદી સખ્ત તાવને લીધે કાંઈ બોલી શકી નહિ પછી, તે દાસીએ કૌમુદિની સાસુને ખબર આપતાં તે એકદમ ત્યાં આવી પહોંચી.

દાકતરને બોલાવવાની જરૂર ન હતી કેમકે કૌમુદિનો કાકોજી એક દાકતર હતો. તેણે પણ આવીને તેને તપાસીને અને "મેલેરિયા" થયો છે એવો મત આપ્યો.

(૩)

આ ઘટના બની, તેના ત્રણ દિન પહેલાં કૌમુદિનો કાકોજી કે જે પરગામ રહેતો હતો તે પોતાના પુત્રને જનોઇ દેવા માટે આવ્યો હતો. જનોઈ એક બે દિનમાં હતી. કૌમુદિની વડ સાસુ જીવિત હતી એટલે તેના શ્વસુર અને કાકાજી હજી સંયુકત કુટુમ્બમાંજ રહેતા હતા. કૌમુદિના કાકાજીનું નામ ચંદ્રવદનરાય હતું પણ તેને બધા 'રાયજી' કહીને બોલાવતા હતા. કૌમુદિને તાવ આવવાથી કાંઇ જનોઇ અટકવાનાં નહતાં; તેથી તેજ દિને કૌમુદિની સાસુ, સગાંઓને નિમંત્રણ કરવા ગઇ હતી રાયજી અને તેની પત્ની કમલા, કૌમુદીના ખંડમાં તેની પાસે બેઠાં હતાં કૌમુદિને ઉંઘ આવી ગયલી હોવાથી તેની કાકીજી ઓરડામાં આમતેમ ફરતી હતી. એકાએક તેના જોવામાં એક પરબીડીઉં આવ્યું જેની ઉપર "પ્રિયતમને પહોંચે" એ શબ્દો લખેલા હતા. કુતુહલની ખાતર તેણે પરબીડીઉ લીધું અને કૌમુદિએ કોઇ પરપુરુષને લખ્યો હશે એમ તુર્તજ ધારી લીધું. કૌમુદિના ચારિત્ર માટે તેને આજ લગી ખરાબ શંકા

ન હતી કારણ એ કહ્યાગરી અને સરલ સ્વભાવની હોવાથી ઘરનાં બીજાંને જેમ પ્રિય થઇ પડી હતી તેમ આ કાકાજીને પણ પ્રિય થઇ હતી. પરંતુ આ કંવરે, કાકીજીને મન કૌમુદિને દૂષણવતી બનાવી. કાકીજીના મનમાં આ કવરે એકદમ આ નિર્દોષ બાળા માટે તિરસ્કાર ઉપજાવ્યો. પોતાની ચોળીમાં એ પરબીડીકું તેણે સંતાડી દીધું અને તે વખતે બીજા કામકાજમાં પરોવાઇ.

ચંદ્રવદન અને તેની પત્ની રાત્રે જ્યારે પોતાના શયન ગૃહમાં એકલા મળ્યાં ત્યારે કમલાએ પ્રશ્ન કર્યો:—"કૌમુદિ માટે તમારો કેવો મત છે?"

રાયજી સમજ્યો કે તેની માંદગી સંબંધી આ પ્રશ્નને પૂછાયો છે તેથી તેણે કહ્યું; તેતો એક બે દિવસમાં મટી જશે. કાંઈ ગભરાવા જેવી માંદગી નથી.

કમલાઃ-મનેતો એમ લાગે છે કે એ મરી જાય તો સારૂં થાય.

ચદ્રવદનરાય, કૌમુદીના ગુણોનો પુજારી હતો. તે આ વાત સાંભળી ને ગુસ્સે થઇ ગયો અને બોલ્યો; મૂર્ખ એવું બોલતાં તારી જીભ કેમ કપાતી નથી? એ બિચારી આપણને શું ભારે પડે છે? હું તો કહું છું કે તેની ગંભીર માંદગી હોય તો પણ તેને બચાવવા હું મારા દરેક પ્રયત્નો કરવા બાકી રાખું નહીં.

કમલાઃ એમાં તમે તેનું આટલું બધું ઉપરાણું લ્યો છો તો લ્યો આ કાગળ વાંચો એટલે જણાશે, તમારાં ડાહ્યાં ડમકાં થઇ ફરતાં વહુજીનાં લક્ષણો

ચંદ્રવદનરાયે તે પત્ર લીધો, તેમાં લખ્યું હતુ કે:-

પ્યારા પ્રિયતમ.

તું કેવો નિર્દય બન્યો છે? વારંવાર તું મારે મોઢે કહેતો હતો તેવોજ પ્રેમ શું તું મને હાલમાં બતાવે છે? પહેલાં તેં આવવું બંધ કર્યું અને હવેતો પત્રોએ લખવા બંધ કર્યાં! ગઇ કાલના મારા પત્રનો ઉત્તર કેમ નથી આપ્યો? વ્હાલા, તને ન જોયાથી હું ગાંડી બની ગઇ છું. તું વિચાર. તારા સિવાય મારૂં કોણ છે? મને રાત દિવસ કાંઇ ચેન પડતું નથી. કાંઇ નહીં તો એક ક્ષણ પણ મને દર્શન દે. હું માની લઇશ કે તેં મને અહો રાત્ર દર્શન દીધાં. પ્રિયતમ, શું તારી આ તરૂણી પ્રાણ પ્યારી જુની પુરાણી બની એટલે તેં એનો ત્યાગ કર્યો? જો તું મને ખરેખરજ ચાહતો હોયતો આ પત્ર દેખીને જરૂર આવજે અને મારી હૃદય-વેદના દૂર કરજે.

લી- તારી આજ્ઞા ધારિણી."

પત્ર વાંચી ચંદ્રવદને કમલાને પૂછયું ? આ પત્ર કોણે લખ્યો છે ?

કમળાઃ—એજ તમારાં વહુજીએ જેમનાં તમે વખાણ કરો છો ?"

રાયજીઃ—જા, જા, ગાંડી એમ બનેજ નહીં !

કમળાઃ—તો તપાસ કરો કે આ અક્ષર કોના છે!

રાયજી અરરર ! એવું હોય તો બહુજ ખોટું !

કમળાઃ—હારતો. ઘણુંજ શરમ ભરેલું. એવી વહુઓને ચાર લાત મારી, ઘરની બહાર કાઢી મૂકવી જોઇએ.

રાયજીઃ—ત્યારે હવે આપણે શું કરવું?

કમળ.—એજ કે એને કોઇ વિધવા આશ્રમમાં મોકલો.

રાયજી એમ કર્યાથી કેવું ખરાબ દેખાશે?

કમળાઃ-પણ એનાં પાપ ઉઘાડાં પડશે ત્યારે આબરૂ ઉપર પાણી ફરી વળશે, તેનું કેમ?

રાયજી પણ મને તો આ બાબતમાંજ હજી શંકા છે. આપણે આ કાગજ જોયો છે ને? એ ઉપરથી પાપકર્મ કરનારી તેને કેમ માની લેવાય? મતલબ કે તેઓ પાપકર્મ હવે પછી કરનાર છે. હજી સુધી કર્યું નથી.

કમળા જાઓ, જાઓ, કોઇ તમને ગાંડા કહેશે ગાંડા! સ્ત્રી સ્વભાવ કેટલો બધો ચટપટીઓ હોય છે તે તમે શું સમજો? હું તો નકકી માનું છું કે એ છોકરી બગડી છે, વંઠી ગઇ છે.

રાયજીઃ-ત્યારે એનાં શાં પગલાં લેવાં તે હું વિચારી જોઇશ!

ચંદ્રવદનરાય તે રાત્રે પથારીમાં આમથી તેમ આળોટયા કર્યું, તેને ઉંઘ આવી નહીં, અને વારંવાર આ કહેવાતી દૂષણવતી વહુ કે જે બહારથી કેટલી બધી ભલી, ડાહી અને આજ્ઞાધારિણી હતી તેનાજ વિચારો આવ્યા કર્યા ચંદ્રવદનનો સ્વભાવ એવો હતો કે કોઇ પણ કામમાં તે એકદમ વિશ્વાસ મૂકી દે નહીં અને જો તેને કોઇ વસ્તુ ઉપર વિશ્વાસ બેસી ગયો તો તે સજ્જડ બેસી જતો. તે વિચારવા લાગ્યો, આ છોકરી શૈશવાવસ્થાથીજ વિધવા છે, આથી સંસારનાં હજારો પ્રલોભનનો અતિક્રમ કરીને બ્રહ્મચર્યવ્રત પાળવું એ કામ કે જે કાંઇ સહેલું નથી તેમાં તે પાછી પડે એ દરેક રીતે બનવાજોગ છે; વળી તે લખી વાંચી જાણે છે. સ્ત્રીઓને કેળવણી આપવાના વિચારના વિરોધીઓ કહે છે કે લખતા વાંચતાં જાણ્યાથી સ્ત્રીએ પ્રેમપત્રો લખતાં શીખે છે. એ ખરૂં હોકે ખોટું તે તો તેઓ જાણે પણ મારે ત્યાં તો મેં એ ખાસ અનુભવ્યું. અરે! છોકરીએએ હીંદુસંસારના પવિત્ર નિયમ ઉલ્લઘન કર્યું અને મારી કીર્તિને કલંક લગાડ્યું. છતાં એટલું સારૂં છે કે લોકોએ હજી એ વાત જાણી નથી, પરંતુ જાણશે ત્યારે જબરો ભડકો થશે છે!"

કૌમુદિની સાસુ, કૌમુદિ ઉપર ઘણો પ્રેમ રાખતી પોતાના ગ્રહને લગતા કામકાજમાંથી પરવારી તે નવરી થતી એટલે તુર્તજ માંદી કૌમુદિ પાસે આવી બેસતી; અને રાત્રે પણ તેની પાસે સુતી ચંદ્રવદન અને તેની વહુએ જાણેલી ગુપ્ત વાતથી તે અજ્ઞાત હતી. ઘરનાં બીજાં બધા કહેતાં કે " વિધવા વહુ છે. મરીજશે તો શું મોટું દુઃખ થવાનું છે? બિચારી ઉલ્ટી હમેશ માટે હેરાન થતી બચશે " પરંતુ તેની સાસુને તે પુત્રીવતજ લાગતી હતી અને તેથી તેની ખાતર બરદાસ્તમાં ખામી આવે એ જોવા તેનું અંતર રાજી ન હતું.

એ રાત્રે ૧૨ વાગતાં કૌમુદિનું દુઃખ વધ્યું. તાવમાંથી તે લવરી ઉપર ચઢી તેના પેટમાં અતિશય દુઃખાવો થવા લાગ્યો અને તાવ ૧૦૫ ડીગ્રી સુધી ચઢી ગયો ડૉ. ચંદ્રવદનને એકદમ જગાડવામાં આવ્યો તે નિદ્રામાં નહોતો પડયો પણ વિચારોમાંજ હતો. તે કૌમુદિના ઓરડામાં ગયો પણ તેનું મન તેને સાજી કરવા કબુલ કરતુ નહતું. તેને એમજ થતું હતુ કે ભલે એ બાળા આ સંસારમાંથી છુટે!

તેણે જઇને તપાસ કરી અને તે પછી ઘરમાંના સર્વને દરદીથી દુર લઇ જઇને ખબર કરી દીધી કે આપણી દવાના સખ્ત ઉપચાર હોવા છતાં કેસ ઘણો ગંભીર થઇ ગયો છે અને એકાદ કલાકમાં તેનો ફેંસલો થઇ જશે. કૌમુદિનાં સાસુ સસરાએ કોઇ વધુ હોશીયાર ડાકટરની સલાહ-સેવા અને તે વખતે થાય એટલી ફી આપવા માટે સૂચના કરી. પણ રાયજીએ કહ્યું: એ દાકતર આવીને નાહક ધાંધલ કરશે. મારા કરતાં તે કાંઇ પણ વધુ કરી શકનાર નથી અને આ બિચારીનું મૃત્યુ આજ રાતમાં થશે તેમાં તે કાંઇપણ ફેર પાડી શકનાર નથી.''

આથી બિચારાં સાસુ સસરો કપાળ કુટી રહ્યાં. ચંદ્રવદનરાય વિચારમા પડયો કે—"આ લોકો નાહક એ વહુ ઉપર શા માટે મરી ફીટતાં હશે!"

(૪)

રાત્રિના બે વાગે અઘોર અન્ધારું છવાઇ રહ્યું છે. ગામમાં સર્વત્ર શાન્તિ છે. કૌમુદિના શ્વસુરના ગ્રહમાં અત્યારે ગભરાટની છાયા પ્રસરેલી છે. કારણ કૌમુદિની ઘડીપળ ચાલો છે, અને તે ખુબ લવારી ઉપર ચઢી છે. તેની લવારીના એકેક શબ્દો સાંભળી તેની સાસુ આંખમાંથી અશ્રુધાર પાડે છે. ચંદ્રવદનરાય અને કમલા ગુસ્સે થાય છે અને ઘરનાં બીજાં બધાં દિલગીર થાય છે. " પ્યારા " " વ્હાલા " " પ્રિયતમ " માં રિસાવ. જુઓ હું તમારે પગે પડું છું. મને દર્શન દો., મારી પર કૃપા કરો. " વગેરે શબ્દો તે બોલ્યા કરતી, કેટલીક વારે કૌમુદિની સાસુ રડતી હતી ત્યાંથી એકદમ ઉભી થઇ અને દાસીને પોતાની સાથે ફાનસ લઇને આવવાનું કહી, ઘરની બહાર નીકળી. ઘરનાં સર્વ, આશ્ચર્ય સાથે વિચારમાં પડયાં.

કૌમુદિની સાસુ મંદાકિની પ્રમોદાને ઘેર ગઇ અને તેની માને ખાસ કહીને, તેના પતિની સોડમાંથી તેને ઉઠાવીને પોતાને ત્યાં લઇ આવી. પોતાની વહાલી સખીની આવી પરિસ્થિતિ જોઇને પ્રમોદા રડી પડી. તેણે કૌમુદિને બોલાવી પણ તે કેવી રીતે ? " વહાલી કુમુદ, શાન્ત થા જો તારો " પ્રિયતમ " તારી પાસે હાજર છે- " એ શબ્દોએ આબાદ અસર કરી " કોણ મારો પ્રિયતમ ? મારી વહાલી સખી ? આવ, આવ, મને ભેટ અને શાંતિ આપ." કૌમુદિ, એ વખતે સર્વના આશ્ચર્ય વચ્ચે અજબ જોરથી ખાટલામાં બેઠી અને પોતાની સખીને ભેટી હા ! પણ તે પછી તુર્તજ એક ક્ષણમાં તેનો પ્રાણ કિરતાર સમક્ષ પોતાના પુન્ય પાપનો હિસાબ આપવા ઉપડી ગયો ! તાંસા બજ ગયા, રણકાર રહે ગયા ! "

કૌમુદિના મૃત્યુથી ડૉ. રાયજીના પુત્રનું જનોઇ બંધ રહ્યું.

કૌમુદિનાં મૃત્યુથી તેનાં સાસુ સસરો દિલગીર થયાં અને ચંદ્રવદન આભો બની ગયો. કેમકે તેણે છેવટની ઘટના જોવાથી તેને શંકા ગઇ હતી કે કાંઇક કાચું કપાયું છે.! કમલા અવિચારી અને સાહસિક કમલા એજ વિચારથી ખુશ હતી કે કુલ કલંકિની મૃત્યુદશાએ પહોંચી એ ઠીકજ થયું છે.

એક દિવસ ડૉ. રાયજીની શંકાનો સ્ફોટ થયો અને તેજ વખતે એ ડોક્ટર, કૌમુદિના મૃત્યુ માટે પોકેપોક મૂકીને રડયો.

સાયંકાળનો સમય હતો, તે પોતાના ખંડમાં બેઠો બેઠો વાંચતો હતો. તેની વહુ કોઇક સગાને ત્યાં મળવા ગઇ હતી, અને મંદાકિની ગૃહકાર્યમાં પરોવાયલી હતી. એકાએક મંદાકિનીને પોતાની મૃત થયલી વહુ યાદ આવી અને તે મોટે સાદે રડવા લાગી.

રાયજી તેનો રડવાનો સાદ સાંભળી એકદમ પોતાના ખંડમાંથી બહાર આવ્યો, તેણે કહ્યું, ભાભી, તે ગઇ તે તમારા કલ્પાન્તથી પાછી આવે એમ નથી. નાહક તમારા જીવને કલ્પાંત કરી, તમે તમારૂં શરીર બગાડશો, જે બનવાનું હતું તે બની ગયું છે: અને તે છતાં પણ ભાભી, એ બિચારી આ સંસારમાંથી છૂટી એમ કહો ને, બાકી એ જીવી હોત તો તેથી આપણને સુખવારો નહતો !"

મંદાકિની આ સાંભળી અજબ થઇ. તેનાથી પોતાની ડાહી મૃત વહુ માટે આવું વેણ સાંખી શકાયું નહીં. તે બોલીઃ-દીયરજી એમ કેમ કહો છો ? એ જીવી હોત તો આપણને શું ભારે પડી હોત ? પોતે તો બિચારી દુ ખીજ હતી પણ તેનાથી મારા ઘરનાં તો સહુ સુખી હતાં.

ડોકટરઃ-ભાભી, આજ ઘણા દિવસથી મારે તમને એક વાત પુછવાની હતી. અત્યારે જ્યારે વાત નીકળીછે ત્યારેજ કહું છું કે શું મરનારીની ચાલ ખરાબ ન હતી?

મંદાકિનીઃ-હેં? શું બોલોછો? હું માનું નહીં. મારી એ સુલક્ષણી વહુનું નશીબ ફક્ત એટલુંજ વાંકુ હતું કે તે વિધવા હતી. એ શિવાય એનામાં કાંઇ પણ કહેણું નહતું એની મને પાકી ખાત્રી છે.

ચંદ્રઃ—ભાભી, એનો લખેલો કાગળ બતાવું તો?

મંદાઃ—શું કાગળ? કોની ઉપર લખેલો?

ચંદ્રઃ-અંદર કાંઇ નામ નથી પણ તે કોઇ પુરૂષ ઉપર લખેલો છે.

મંદાઃ-એમ? બતાવો જોઇએ.

રાયજીએ પોતાના ખંડમાં જઇને એપત્ર આણ્યો અને ઉછળતે હૈયે તે મંદાકિનીના હાથમાં આપ્યો મંદાકિનીએ તે વાંચીને કહ્યું બસ ? આજ કાગળને ? ઓહો ! ત્યારે તો તમારો વહેમ તદ્દન ખોટો છે. મારી વહુ મારા કુળને લેશ પણ ડાઘ લગાડયા વિનાજ સ્વર્ગે સીધાવી છે. પરમાત્મા તેને મોક્ષ આપો.

ચંદ્ર-કેમ? એમ કેમ? શું આ કાગળ એણે કોઇ પુરૂષ ઉપર નહોતો લખ્યો?

મંદાઃ-દીયરજી એણે આ કાગળ કોઇ ખરા પુરૂષ ઉપર નહીં પણ કલ્પિત પુરૂષ ઉપર લખ્યો હતો. એણે તે કોઇ પોતાના વહાલા ઉપર નહીં પણ વહાલી ઉપર લખ્યો હતો, ફક્ત સંબોધન વહાલા પ્રિયતમ એમ કર્યું હતું.

ડોકટરે આશ્ચર્યથી પૂછયું; એ કોની ઉપર લખ્યો હતો ?

મંદાઃ-આપણા પાડોશી મન્મથનાથની પુત્રી પ્રમોદા ઉપર મરનારી બિચારીને ફક્ત પ્રમોદાજ સર્વસ્વ હતું. એ બે જણીઓ આ દુનિયામાં ખરેખરા શુદ્ધ સ્નેહથી જોડાયલી હતી એ બે જણીઓ આનંદની ખાતર પતિપત્ની તરીકે પત્રો લખતી હતી. કૌમુદિ ઉપર પ્રમોદાના

પત્રો પતિરૂપે આવતા અને પ્રમોદા ઉપર કૌમુદિના પત્નીરૂપે જતા અમે બધાએ, એ વાત જાણતા હતા. એ બાબત નિર્દોષ હતી એટલે અમે " આંખ આડા કાન " કર્યા હતા. તમે કેમ ભુલી ગયા ? છેક છેલ્લી ઘડીએ કૌમુદિને પ્રમોદાએ કહ્યું કે હું તારો " પ્રિયતમ " છું ત્યારે તે કેટલી બધી ખુશી થઇ હતી અને એ ખુશાલીમાં તે બિચારી મરણ પામી હતી!

ચંદ્રઃ—એમ ! એ વખત હું તો એમ સમજ્યો કે તેને ભાન નથી અને "પ્રિયતમ " " પ્રિયતમ " લવે છે તો કાંઇક તેને શાન્ત મળે તે માટે તમે " પ્રિયતમ " શબ્દ કહેવરાવ્યો હતો.

મંદાઃ—ના. એવું નહતું.

ડૉકટરનું મુખમંડળ એ વખતે ફિક્કું પડી ગયું. તે વખતે સાયંકાળનું અંધારૂં હતું, એટલે મંદાકિના લક્ષમા એ ના આવ્યું પરંતુ, એ વખતથીજ ચંદ્રવદન ઘણાજ ગાઢ અને ઉદ્વેગપૂર્ણ વિચારોમાં ગુચાઇ ગયો. મંદાકિનીએ પૂછ્યું, કેમ શાન્ત પડી ગયા ?

ચંદ્રઃ—મને અફસોસ એટલોજ થાય છે કે આ બાબત હું પહેલાંથી જાણતો હોત તો બહું સારૂં થાત.

મંદાઃ એમ કેમ? શું તમે જાણત તેથી એનો જીવ બચત? અમે તે જાણતાં હતાં તોયે તેનો જીવ કેમ નબચ્યો?

ચંદ્રવદન ચૂપ રહ્યો પોતાનુ હૃદય વધારે ખોલીને પોતાને મૂર્ખો અને ધિક્કારને પાત્ર ઠરાવવો તેણે વાજબી નધાર્યો; કારણ મંદાકિની કે જે ઘણી લાગણી વાળી સ્ત્રી હતી તે જો જાણે કે રાયજીએ ઉપચાર કરવામાં જાણી જોઇને પાછી પાની કરી હતી તો ચંદ્રવદનરાયને ભોંય ભારે પડયા વિના રહે નહીં! આથી થોડીવાર પછી તેણે ઉત્તર આપ્યો; ના, ના, એમ નહીં, હું એ વાત પહેલાંથી જાણતો હોત તો બિચારી ઉપર વધારે વહાલ કરત બાકી જેના દિવસો પુરા થઇ ચૂકયા હોય છે તેને કોટી ઉપાયે પણ કોણ બચાવી શકે છે! પ્રારબ્ધના લેખ પ્રમાણે, માણસના મરણકાળ માટે જે ઘડી નિર્માણ થઇ હોય છે તે તો ભાભી, હું, તમેકે બ્રહ્મા પણ મિથ્યા કરી શકતાં નથી.

મંદાકિની ચતુર સ્ત્રી હતી. તેને રાયજી માટે વેહેમ ગયો અને તેજ ઘડીથી તેણીના મનમાંથી રાયજી ઘણોજ ઉતરી ગયો।

બિચારો ડાકટર! પોતાના ખંડમાં જઇ કૌમુદી માટે—એવી શુદ્ધ બાળા માટે—જાર જાર આંસુ પાડી રડવા લાગ્યો; પોતાની શંકાશીળ સ્ત્રીને તે ધિક્કાર આપવા લાગ્યો એટલુંજ નહી પણ પોતાના સંકુચિત અને નબળા મન માટે કલ્પાંત કરવા લાગ્યો પરંતુ આખરે એ નકામું હતું! પહેલાં તેણે ધાર્યું હોત તો આ કેસ તે બચાવી શકત પણ હા! હવે તો તેના મનમાં ચોકકસ ઠસી ગયું કે તે પોતે એક અનાથ વિધવા અને તે પણ સુકુમાર બાળાનું ખુન કરનાર નિર્દય અને દુર્ભાગી પુરૂષ હતો!

# ભેરવીની ભુલવણી.

પંડીત સાહેબને ત્યાં લગ્ન પ્રસંગની આજે જબરી ધમાલ અને બડી ધામધૂમ ચાલી રહી હતી. તેમની એકની એક પુત્રની તુલ્ય પ્રિય કન્યા શાંતાબાઇના લગ્ન હોવાથી આનંદમાં અને ખર્ચમાં શાની ન્યૂનતા હોય ? તેમના બાળસ્નેહી ભાઉ સાહેબ બર્વે ખાસ લગ્ન પ્રસંગે પંડીત સાહેબના નિમંત્રણથી આવ્યા હતા. બર્વે સાહેબ અને પંડીત સાહેબ મુળ એકજ ગામના રહેવાશી. પણ જ્યારે પંડીત સાહેબ વકીલાતમાં આગળ વધ્યા, ત્યારે બર્વે સાહેબ બ્રીટીશ નોકરીમાં જોડાયા. એટલે પંડીત સાહેબે એકજ નિવાસસ્થાન રાખ્યું. અને બર્વે સાહેબને નોકરીના અંગે મુંબઇ ઇલાકામાં ઘણા શહેરોમાં ફરવાનો પ્રસંગ આવેલો. પંડીત સાહેબ તરફથી આગ્રહ પૂર્વક લગ્નનું ખાસ નિમંત્રણ આવવાથી તે પોતાના કુટુંબ સાથે આવ્યા હતા તેમનો ભત્રીજો ચંદ્રકાંત મુંબઇમાં મોટી કોલેજમાં અભ્યાસ કરતો હતો તેને પણ ઉનાળાની રજા પડવાથી તે સાથેજ આવ્યો હતો. જો કે તેને હજુ અભ્યાસ ઘણો કરવાનો બાકી હતો, પણ શાંતા બહેન અને પોતે બચપણમાં સાથે રમેલાં જમેલાં એટલે ખાસ ચંદ્રકાંત પોતાના અભ્યાસના થોડાં ઘણાં પુસ્તકો સાથે લઇ આવ્યો હતો.

ચંદ્રકાંત બહુજ તીવ્ર બુદ્ધીનો ખરો. પણ યુનિવર્સીટીની પરીક્ષામાં તેની જોઇએ તેવી બુદ્ધી કામ કરતી નહતી. ગયા વરસે તેણે પ્રીવ્હીયસની પરીક્ષા પસાર કરી હતી. પણ પુરવણી પરીક્ષામાં તે સાધારણ બુદ્ધીના સ્કોલરો સેકંડ ગ્રેડમાં પાસ થાય છે, ત્યારે ચંદ્રકાંત આટલો બધો હુંશીયાર–કુશાગ્ર બુદ્ધીનો હોવા છતાં પાસવર્ગમાં દાખલ થવા જેટલાએ માર્કસ તેણે ન મેળવેલા જોઇ ઘણાને આશ્ચર્ય લાગ્યું. પણ બર્વે સાહેબ અને તેમના ખાસ મિત્રોને તેના કારણની માહિતી હતી. એટલે અને ચંદ્રકાંત ઉંચે નંબરે આવે, એમ પ્રયાસ કીધો નહતો તેમ તેની આશા પણ રાખી નહતી.

ચંદ્રકાંતને વાચનનો બહુજ શોખ હતો. બર્વે સાહેબની લાયબ્રેરીમાંના ઇંગ્લીશ પુસ્તકો વાંચવાની તો તેણે દસ વરસની તેની ઉંમર થાય ત્યારથીજ શરૂઆત કીધી હતી પ્રીવીયસની પરીક્ષા નજીક આવવા લાગી અને આપણા રાજેશ્રીએ ઇબ્સેનના નાટકોનું પ્રેમથી અધ્યયન ચલાવ્યું, આવી રીતે અન્ય પુસ્તકો તરફ વલણ જવાથી અભ્યાસના પુસ્તકો તરફ સ્વાભાવિકજ દુર્લક્ષ થયું. અને પરીક્ષાઓનો હેતુ માત્ર જ્ઞાન પ્રાપ્તિનોજ છે એવી માન્યતાથી બર્વે સાહેબે તેને અટકાવ પણ કર્યો નહિ.

ચંદ્રકાંતે અભ્યાસના પુસ્તકો આણ્યાં ખરાં, પણ પોતે પંડીત સાહેબને ત્યાં આવ્યા પછી તેના એકે પૃષ્ટનું દર્શન સરખું પણ તેણે કર્યું નહતું; પંડીત સાહેબને ત્યાંના લગ્ન, અને તેમાં વળી શાંતા બ્હેનના ! એટલે ચંદ્રકાંતભાઇને ફુરસદજ શાની મળે ?

આખરે લગ્નની ધામધૂમ પૂર્ણ થઇ. અને જાને વિદાયગીરી લીધી.

( ૨ )

સવારના પાંચ બજવાનો વખત ચંદ્રકાંત મેડીપરની પોતાની ઓરડીમાં 'લૉજીક' તર્કશાસ્ત્ર વાંચતો બેઠો હતો. લૉજીક એ તેની પ્રીતીનો વિષય હતો. કોલેજને રામરામ કર્યા પછી આજે તેણે પ્રથમજ પુસ્તક ઉઘાડયું હતું. પ્રિય વિષયથી શરૂઆત અભ્યાસની થાય એટલે બીજા સઘળા અભ્યાસ ઉપર પ્રીત ચોંટે એવી તેની માન્યતા હતી. એટલે તેણે તર્કશાસ્ત્ર વાંચવા લીધું. ચંદ્રકાંત તેમાં ઘણીવાર સુધી તલ્લીન બન્યો હતો. કેટલીકવારે પવનનો સપાટો આવવાથી મીણબત્તી ઓલવાઇ ગઇ એટલે તે પ્રગટાવવા માટે ચંદ્રકાંત ઉઠયો. પણ બાકસ તેને જડતું નહતું. જેથી તેને ટેબલ પાસેની બારી ઉઘાડી એટલામાં બહારથી એકદમ મધુરો ધ્વની તેને સંભળાયો. આટલું વહેલું કોણ ગાતું હશે ? એ વિચારમાં તેણે બહાર ડોકીયું કાઢયું. અને તેમાં તે તલ્લીન બનીને સાંભળતો રહ્યો

રસ્તે સર્વત્ર શાંતતા હતી. આ મીઠો—સંગીતનો ધ્વની આવે છે કયાંથી ? એજ ચંદ્રકાંત નક્કી કરી શકતો નહતો ધીરે ધીરે તાનપલટા ઉંચા સપ્તકમાં પડવા લાગ્યા, અને તેની ગતી પણ કંપને લીધે વધારે ચિત્તાકર્ષક થવા લાગી. ચંદ્રકાંતે ચસમા સાફ કરી ફરી ચોમેર દ્રષ્ટી કરી. ત્યાં શું આશ્ચર્ય ? સામેજ પંડીત સાહેબની અગાસીમાં એક ચૌદ પંદર વર્ષની બાલિકા ગાયનમાં તલ્લીન બનેલી તેના જોવામાં આવી. ધીમા ચંદ્રપ્રકાશમાં તેણીનું સ્વરૂપ ચંદ્રકાંતને સ્પષ્ટ દેખાયું નહીં. પણ કાનને મીઠા લાગનારા તેણીના સંગીતાલાપથી તેણીના સૌંદર્યની કલ્પના કોઇને પણ સહેજે કરતાં આવડત !

બાલિકા પોતાના સંગીતમાં એકલીન બની હતી. નહીતર સામેજ બારીમાં પોતા તરફ અનિમીષ દ્રષ્ટીવડે જોતા રહેલા ચંદ્રકાંત તરફ તેણીનું ધ્યાન ગયા વીના કદી રહેત નહી. બાલિકાયે સુંદર પ્રભાત સમયને અનુકુલ એવી ભેરવી આરંભી હતી—

શું...? સુંદર બાલ રવિ આ ખિલતો !
નિશા સરીને દિન-મણી પ્રગટયા,
દ્વિજ ગણુ મોદે ભરતો—સુંદર૦
નિશા દેવિના દુઃખ વિયોગે,
મ્લાનવદન શશિ કરતો—સુંદર૦
પ્રેમબદ્ધ અલિ મુક્ત કમલથી,
થઇને સ્વિશ્વ વિચરતો—સુંદર૦
ભાનુ વિકાસી કમલો ખિલતાં,
પરિમલ ગંધ પ્રસરતો—સુંદર૦
કલરવ મીઠો કાંતા કેરો,
કાંત હ્રદયને હરતો—સુંદર૦

ચંદ્રકાંતે આજ સુધી ઘણા ગવૈયાઓના ગાયનો સાંભળ્યાં હતાં, પણ આજના સંગીતમાં ચદ્રકાંતની મનોવૃત્તિને જાગ્રત કરવાની જે જાદુ સમાઇ હતી તે અદ્વિતીયજ હતી. આજ દિવસ સુધી તેનો તેને કોઇ દિવસ પણ અનુભવ મળ્યો નહતો.

ધીરે ધીરે અરૂણોદય થયો. ચંદ્રકાંતનું ચિત્ત તે બાલિકા તરફ બહુજ આકર્ષાયું હતું. પણ થોડાજ વખતમાં તે મનહર બાલિકા ગાતી ત્યાંથી ચાલી ગઈ. ચંદ્રકાંત માત્ર હતો ત્યાંજ ઉભો હતો. તેનુ ધ્યાન હવે તે અગાસી તરફ નહતું. કેમકે હવે ત્યાં લક્ષ ખેંચવા સરખું કાંઇ નહતું. પણ ચંદ્રકાંતની કલ્પના સૃષ્ટીમાંની સુંદર આકૃતી તેની દૃષ્ટી આગળ હજુ જેમની તેમ ખડી હતી. તેણીની મુખાકૃતી આ વખતે ચંદ્રકાંતને વધારે મોહક દેખાતી હતી. ચંદ્રકાંત પ્રેમ-ઘેલછામાં આવી રીતે કેટલીયે વાર સુધી ઉભો હતો!

આખરે બારીમાંથી સ્વચ્છ સૂર્યપ્રકાશ અંદર આવ્યો, ત્યારે તે એકદમ ચમક્યો અને ઉભેલ જગ્યાએથી ખસ્યો તર્કશાસ્ત્રનું પુસ્તક ટેબલપર ઉઘાડું પડયું હતું તે બંધ કરીને તે નીચે ગયો. બર્વે સાહેબને આજે ઉઠવાને જરા અમુર થયું હતું. એટલે ચાહ પણ તૈયાર નહતો. એટલે અમસ્તા બેસી રહેવા કરતાં પંડીત સાહેબને ત્યાં એક લટાર મારી આવવાનો તેણે વિચાર કર્યો.

પંડીત સાહેબ વિવાહ ખર્ચનો આંકડો કરતા મોદી સાથે બહારના પરસાળના ભાગમાં બેઠા હતા. જમાઇ રાજ હજુ મેડીપર ઉંઘતા પડયા હતા. કેમકે પંડિત સાહેબ એક માસ માટે તેમને ખાસ રોક્યા હતા ચદ્રકાંત પંડિત સાહેબ પાસેજ એક ખુરસી ઉપર બેઠો. અને ગુજરાત ટાઇમ્સનો તાજો અંક પડયો હતો. તે લઇ વાંચવા લાગ્યા. વાંચવા લાગ્યા એમ કહેવા કરતાં તે માંહેના અક્ષરો પરથી પોતાની નજર ફેરવવા લાગ્યા એમ કહેવું વધારે ઠીક છે. તેની દ્રષ્ટી જે અક્ષરો પરથી ફરતી હતી. તે અક્ષરો વાંચવાની તેણે પુષ્કળ મહેનત કરી પણ વ્યર્થ! તેના નેત્ર તેની મરજી વિરૂદ્ધ આમ તેમ ચોરીને જોવા લાગતા, એક વાર હીંમત કરી મેડીપર જઇ આવવું એમ તેના મનમાં ઘણી વાર આવી ગયું, પણ શાથી તે કોણ જાણે? તેમ કરવા તેને હીંમત ચાલતી નહતી, શાંતાબ્હેન તરફથી ચંદ્રકાંતની જીજ્ઞાસા પુર્ણ થવાની વકી હતી, પણ આ વખતે તેણીનો મેળાપ થવો એ શકય ન હતું. પંડીત સાહેબને પુછી જોઉતો! છટ્-એવિચારજ અયોગ્ય-'

ઉપરોક્ત ટાઇમ્સના પાના ફેરવતા મનની ચલવિચલ થતી સ્થિતી દાબી રાખવાનો પ્રયત્ન ચંદ્રકાંતે ચલાવ્યો હતો, એટલામાં દરવાજા આગળ એક સિગરામ આવી ઉભો રહ્યો.

"પરોણા મંડળમાંથી શું આજે કોઇ જનાર છે," ચંદ્રકાંતે પુછ્યું.

"મને ખબર નથી ભાઇ-" આટલું બોલતાં પંડિત સાહેબ તપાસ કરવા ઉઠવા લાગ્યા, ત્યાં એક આધેડ માણસ પોતાના સામાન સાથે નીચે ઉતરી આવ્યો. તેની સાથે બે છોકરાં હતાં તેમના હાથમાં ધાબરી પહેરાવેલ તંબુરો અને પીવાનો હતા. બધાની પાછળથી હાથમાં ડબો લઇ એક બાલિકા ઉતરી.

તેમને નીચે આવેલ જોઇ પંડીત સાહેબે ઉભા થઇ પુછ્યું-"કેમ ઉસ્તાદજી! આજેજ નીકળ્યા શું? આટલી બધી ઉતાવળ શાની? આટલામાં અમારો કંટાળો આવી ગયો કે શું?"

"હાજી ! એમ કેમ ?" તેણે કહ્યું–"આપના સાહિલ પ્રેમનો સહવાસ તો અમને ભાગ્યેજ મળે ? વધારે બે દિવસ હું અહીં ખુશીથી રહેત, પણ મારે વડોદરે જવું છે. અને ત્યાં હજી બેચાર દીવસ મને રોકાણુ થશે."

"ઠીક ત્યારે, પધારજો." પંડિત સાહેબ બોલ્યા. "આપના સંગીતને લઇ આ લગ્ન સમારંભમાં બહુજ સારો આનંદ જામ્યો હતો હો ?"

પંડીત સાહેબ ઉઠયા તે વખતે ચંદ્રકાંત પણ ન્યૂસપેપર ખુરસીપર પડતું મુકી ઉઠયો. ગવૈયાજી સાથે આવેલ એ બાલિકાજ પ્રભાતમાં વહેલી અગાસીમાં ગાતી હતી, એમ તેના તુરત ખ્યાલમાં આવ્યું. ઉસ્તાદજી સાથે આપણે કાંઇ પણ બોલવુ એમ ઘણું તેના મનમાં હતું. પણ શું બોલવું ? એ તેને સુઝતું નહતું. અને વિચાર કરે એટલીવારમાં તે ગાડીમાં જઇને બેસી પણ ગયા. પંડીત સાહેબ સાથે ચંદ્રકાંત પણ તેમને પહોંચાડવા દરવાજા સુધી ગયો. સિગરામ દષ્ટીથી દૂર થયો ત્યાં સુધી ચદ્રકાંતની નજર તે તરફજ હતી. એટલામાં ભાઉસાહેબ સિગારેટ સળગાવતા ત્યાં આવી બેઠા.

ચંદ્રકાંતે ભાઉ સાહેબને પુછયું–"ભાઉ સાહેબ ! તમારા ગવૈયાજીને કેમ આટલામાંજ રજા આપી ? તમે છો ત્યાં સુધી તો રાખી લેવા હતા ? "

" જવાદોજી, તેમને રોકીને શુ કરવા છે ? અમારા ખાસ ઉસ્તાદજીની તબીયત જરા નરમ હતી, એટલેજ આ રાજેશ્રીને ખાસ ઇંદોરથી બોલાવ્યા હતા. પણ કેટલી બધી મીજાજી ! કહે ' આટલાજ દિવશ રહીશ. વળી રોજના ત્રીસ રૂપીયા લઇશ ' ઠીક થયું. લપ ગઇ, મને આવા કલમબંધી ઠરાવો કરી લેનારા બીલકુલ નથી ગમતા. પરમ દીવસે બક્ષીએ તેમને બંગલા પર જલસો થતો હતો ત્યારે કહ્યું કે–અનરે અનૈયા૦ એ ચીજ ઉપાડો. તો કહે ' એ કલ્યાણ રાગ સવિતાનારાયણ અસ્તાચલ ઉપર જાય ત્યારે ગવાય. અત્યારે તો બાર બજી ગયા છે. એટલે આ વખતે તે ગવાશે નહીં. ' જુઓ ! આવી રીતે કરે એટલે સારો પૈસો કયાંથી પેદા કરે ? "

ભાઉ સાહેબના બડબડાટ તરફ ચંદ્રકાંતનું ધ્યાન નહતું. તે ત્યાંથી ઉઠી ઘેર ગયો. તે દિવસે તર્કશાસ્ત્રનું પુસ્તક ઉઘાડયું સરખું પણ નહી. સાંજે ફરવા જતી વખતે આવતી કાલે સવારના મેલમાં પોતે મુંબઇ ઉપડી જનાર હોવાનું બર્વે સાહેબને તેણે જણાવ્યું.

"ભાઇ ચંદ્રકાંત ! રજા ખલાસ થતાં સુધી અહીંયાંજ રહેને તારે અંહીની શાંતિવાળી હવામાં અભ્યાસ પણ સારો થશે. મુંબઇ આ દિવસોમાં કેટલો બધો બફારો થાય છે ?"

" એ ખરું પણ બધા અભ્યાસના પુસ્તકો મેં સાથે આણ્યા નથી. અને કાલેજ ઉઘડતાં પહેલાં તો બધો અભ્યાસ પુરો થવો જોઇએ."

"ભલે તેમ હોય તો શાંતા બ્હેનની રજા લઇ આવતી કાલની મેલમાં મુંબઇ જજે થયું. " બર્વે સાહેબે કહ્યું.

(૩)

અહાહા ! વખત કેવો સપાટાબંધ ચાલ્યો જાય છે ? શાંતા બ્હેનના લગ્નને પાંચ વર્ષ વીતી ગયાં છે. ચંદ્રકાંત બી. એ, બી. એસ. સી. થઇ વર્ધમાનપુરમાંજ આવી રહ્યા, તેના

મિત્રોએ તેને આગળ વકિલાતનો અભ્યાસ કરવા ઘણું કહ્યું પણ તેણે કાંઇએ અન્ય ધંધો નહી કરતાં સમાજ સેવામાં જીવન ગાળવું, એવી બર્વે સાહેબની ઇચ્છા હોવાથી તે પોતાના કાકા પાસે આવી રહ્યો.

બર્વે સાહેબના વાડવડીલોએ પુષ્કળ પૈસો મેળવ્યો હતો, અને તેમણે પોતે પણ તેમાં સારો ઉમેરો કર્યો બર્વે સાહેબની ઉમર લગભગ પચાસ વર્ષની હતી. તોપણ શરીર સુદ્રઢ હોવાથી આઠ દસ વરસ ધંધો કરીને દસ પંદર હજાર રૂપીયા વધારે ઉમેરી શકત, પણ બાકીનું આયુષ્ય દેશબંધુઓની સેવામાં ગાળવું. અને ચંદ્રકાંતે પણ પોતાની દેખરેખ નીચે લોક હિતના કાર્યો કરવાં એવી તેમની ઇચ્છા હોવાથી તે બધો ધંધો છોડીને વર્ધમાનપુર આવી રહ્યા હતા.

બર્વે સાહેબ હાલમાં કેમ્પમાંના બંગલામાં આવી રહ્યા હતા. તે સરકારી નોકરીમાં એક કારકુનથી માંડીને મામલતદારના હોદ્દા સુધી પહોંચ્યા હતા. તેમણે પોતાનો સીટી માંહેનો બંગલો જોશી સાહેબને રહેવા આપ્યો હતો; બર્વે અને જોશી ઘણી મુદત સુધી બન્ને સાથેજ નોકરીમાં હતા. અને બન્નેના વિચારો મળતા હોવાથી બર્વે સાહેબના આગ્રહથી તે પણ ત્યાંજ રહેવા આવેલા હતા. જોશી સાહેબની પાછળ સંસારનું મોટું લફરૂં નહતું. એક ન્હાનો બાબુ અને તેમની ભાણેજ એટલાંજ હતાં. તેમણે પેનસન લીધા પછી તેમને કાંઇ તેવું વિશેષ કામકાજ નહતું. એટલે વધારે વખત તે બર્વેસાહેબ સાથે જનસમાજના કામો વિશેની ચર્ચામાંજ કાઢતા હતા,

ચંદ્રકાંત મુંબઇથી આવ્યા પછી બીજેજ દિવસે બર્વેસાહેબ તેને જોશીને ત્યાં લઇ ગયા વિઝીટીંગ રૂમમાં તેમની ભાણેજ તેમને કેટલાક ઇંગ્લીશ લેખો વાંચી બતાવતી હતી. બર્વે સાહેબ અને ચંદ્રકાંતને આવતા જોઇ તુરત તેણી પુસ્તક નીચે મૂકીને વિનયથી ઉભી થઇ.—

" કેમ કુમુદ ! ઉભી થઇ ? " જોશી સાહેબ બોલ્યા, " તે કાંઇ પરાયા નથી. આપણા બર્વેસાહેબના ભત્રીજા જે મુંબઇથી આવનાર હતા, તેજ. તું તારે તારૂં વાંચન ચાલવા દે; આવો. બેસો ચંદ્રકાંત ! આ મારી ભાણેજ કુમુદ ગયા વર્ષેજ મેટ્રીક પાસ થઇ છે. આપે સાંભળ્યું તો હશેજ. "

" જી. હા. તેમનું નામ પેપરમાં મારા વાંચવામાં આવ્યું હતું ખરૂં. "

બર્વે સાહેબના આગ્રહથી કુમુદે આગળ વાંચવું શરૂ કર્યું. તેણીના ઇંગ્રેજી શબ્દોનો શુદ્ધ ઉચ્ચાર સાંભળી ચંદ્રકાંતને આશ્ચર્ય લાગ્યું. બર્વે સાહેબનું અને જોશી સાહેબનું ધ્યાન લેખો તરફજ હતું. પણ ચંદ્રકાંતે તો તે લેખ વાંચનાર દેવીનું સુક્ષ્મ દ્રષ્ટીથી અવલોકન શરૂ રાખ્યું હતું. લેખ વંચાઇ રહ્યા પછી ચંદ્રકાંતે પુછ્યું—" કેમ હવે કોલેજમાં આગળ જવાનો આપનો વિચાર નથી શું ?

" ના તેમ બની શકે તેમજ નથી, કેમકે હું આગળ અભ્યાસમાં જોડાઉં તો મામાશ્રીના બાબુને સંભાળે તેમ બીજું કોઇ નથી. "

" યુરોપની જેમ એક નમુનેદાર બોર્ડીંગ સ્કુલો આપણા દેશમાં નથી, એ એક મોટી અડચણ છે. તેવી સ્કુલોની યોજના જો આપણા દેશમાં થઇ હત, તો બાળકોના શિક્ષણની ઘણી સારી સોઇ થાત. "

" હા. માબાપ બિનકેળવાયલાં હોય, અથવા તો તેમની પાછળ સુદ્દાના જરૂરી ધંધાઓ વળગેલા હોય તો તેવા બોર્ડીંગ ઠીક ઉપયોગી થાત, પણ મને લાગે છે કે સુશિક્ષીત અને સહ્રદય માબાપો પાસેથી બાળકોને જે કેળવણી મળે છે, તેની તો બીજા કશાથી પણ તેમને મળવાની નહીજ. "

ચંદ્રકાંતને તે કહેવું કબુલ કરવું પડયું. થોડીવારે તેણે પુછ્યું–" આપને અહીં બરાબર ગમતું નહી હોય.

" ના તેમ કાંઇ નહી. ઘરમાંનું બધું કામ કાજ હું પોતેજ જોઉં છું. એટલે વખત તુરત જતો રહે છે. બાકી આપ કહો છો તેમ પુરૂષવર્ગને ખરૂં કે કાંઇ ધંધો નહોય ત્યારે વાંચવા કે રમવા ખેલવા શિવાય શામાં વખત કાઢવો એની ચિંતા થઇ પડે " બીજી પણ કેટલીક વાતચીત થયા પછી ચંદ્રકાંત ઘેર જવા ઉઠયો.

ચંદ્રકાંત આવ્યાને પાંચ ૭ મહીના થયા હતા. બર્વેસાહેબની દેખરેખ નીચે તેનો સમાજ શાસ્ત્રનો અભ્યાસ ચાલુ હતો. પ્રત્યેક મેલે યુરોપ અને અમેરીકામાંથી તે વિષયના લોક માન્ય પુસ્તકો આવતાં. અને બર્વેસાહેબ પોતે તથા ચંદ્રકાંત બંન્ને તેનું મનન કરતા.

એક દિવસે વાંચન આટોપી કાકા ભત્રીજો બગીચામાં ગપ્પા મારતા બેઠા હતા. વાત પરથી વાત નિકળતાં બર્વે સાહેબે પૂછ્યું–" કેમ ચંદ્રકાંત ! કુમુદ માટે તારી શી માન્યતા છે?"

ચંદ્રકાંતને આ સવાલ જરા વિસ્મયકારક લાગ્યો. તો પણ તે બોલ્યો–

" મને લાગે છે કે તેણી સુશીલ અને સારી કેળવાયલી લાગે છે. "

" પણ તેણીનો સ્વભાવ તને પસંદ છે ? "

આ સવાલનો હેતુ શું એ ચંદ્રકાંત સમજી શકયો નહી, તેથી તેણે કહ્યું–

" પણ આ સવાલ પુછવાનો ઉદ્દેશ મને જણાવવામાં આવે તો કહી શકું. "

" હું કાંઇ તારી પરીક્ષા લેતો નથી. પણ તેણી સાથે તારૂં લગ્ન થાય, તો તું ખુશી છે કે નહી, એ જોણુવા માટે મેં આ સવાલ તને પુછયા. " બર્વે સાહેબે ખુલાસો કર્યો.

ચંદ્રકાંત થોડીવાર વિચારમાં પડયો. તેની દ્રષ્ટી અવનત હતી. તે બોલ્યો–

" ના. તેણીની સાથે મારા લગ્ન થાય એવી મારી બિલકુલ મરજી નથી. "

આ ઉત્તરથી કાકાને આશ્ચર્ય લાગ્યું. " કુમુદ સુશીલ અને કેળવાયલી છે. એમ તેં હમણાંજ કહ્યું તો પછી તેણીનામાં એવી બીજી શું ખામી છે ! કે જેથી તેણી તને પસંદ આવતી નથી ! "

" તેણીનામાં કોઇ જાતની ખામી છે એવું મારૂં બિલકુલ કહેવું નથી. અને મારા લગ્નના સંબંધમાં મેં જે નિશ્ચય કર્યો છે. તે જો ન કર્યો હત તો હું તેણીની સાથેજ ખુશીથી લગ્ન કરત "

" વળી એવો શું નિશ્ચય ! હું જાણું તો ખરો. "

ચંદ્રકાંત વિચારમાં પડયો, ખરી હકીકત કહ્યા વગર હવે છુટકોજ નથી એમ ધારી તે બોલ્યો–" કાકાશ્રી ! આપને આશ્ચર્ય લાગશે. પણ શાંતા બ્હેનના લગ્નમાં પેલા ઇંદોરના ગવૈયાજી આવ્યા હતા. તેમની કન્યા સાથે મારો લગ્ન કરવાનો નિશ્ચય થયો છે, "

ચંદ્રકાંતના ખુલાસાથી બર્વે સાહેબને આશ્ચર્ય લાગ્યું. પણ તે બહાર ન બતાવતાં બોલ્યા " કાંઇ ચિંતા નહી. ત્યારે તેણી પણ સારી ભણેલી ગણેલી હશેજ. "

" તેની મને કાંઇ ખબર નથી. "

" એટલે ? તેણીની અને તારી કાંઇ પિછાન તો થઇ હશેજને ? "

" ના તેણી પંડીત સાહેબને ત્યાં વિવાહમાં તેના બાપ સાથે આવી હતી, ત્યારે તેણીનું ગાયન સાંભળ્યું હતું. એટલીજ તેણીની સાથે પિછાન. "

બર્વે સાહેબ હસીને બોલ્યો–" હં હ. પ્રથમ દર્શનેજ પ્રેમોત્પત્તિ કહેવાય છે તે તેમાંનોજ આ એક નમુનો. ઠીક પણ ત્યારે તે છોકરી હાલ ક્યાં ? તેની તને ખબર છે ? "

" ના–ના "

ત્યારે તેણી હજુ પરણી નહી હોય એમ શા ઉપરથી ? તે વખતે તેણીની ઉમર કેટલી હતી ? "

" હશે બાર તેર વરસની. "

" ચંદ્રકાંત ! તું આટલો બધો વિદ્વાન ખરો પણ આ બાબતમાં તો મારે કહેવું પડશે કે તારી બુદ્ધિ જરાએ ચાલી નથી ગવૈયા કહ્યા એટલે તે તો અંતે જુના મતના, તેણે પોતાની કન્યાનું લગ્ન દશમે વર્ષેજ કરી નાંખ્યું હશે ઠીક કદાચ એ વખતે તેણી કુંવારી હતી, એમ ધારીયે તો પણ તેણીનું લગ્ન હવે તો થઇજ ગયું હશે શાંતા બ્હેનના લગ્નને પાંચ વર્ષ થઇ ગયાં . એટલે આજે તેણી અઢારેક વરસની હોય. તો આટલી ઉમર સુધી શું તે કુંવારી રહી શકે ખરી કે ? "

બર્વે સાહેબે સમજાવેલી વાત પ્રથમજ પોતાના કેમ ધ્યાનમાં ન આવી તે માટે ચંદ્રકાંતને આશ્ચર્ય લાગ્યું.

" ભાઇ ચંદ્રકાંત! વિચાર કર કે કદાચ કોઇ કારણ સર હજુ તેણીના લગ્ન બાકી હોય તો પણ તેણી ભણેલી–સુશીક્ષીત નજ હોય ગવૈયાઓને પોતાને વિદ્યાનો ગંધ સરખોયે હોતો નથી ત્યાં બાળાઓને શિક્ષણ આપવાની વાત કયાં રહી? અને અશિક્ષીત સ્ત્રીના સહવાસથી તને સંસાર સુખકર નિવડશે એમ લાગે છે ખરૂં? તેણીને સારૂં ગાતા આવડતુ હશે. સારી સારી રાગરાગણીઓની તાનો મારશે. અને તે પ્રથમ તો તને બહુજ ગમશે. પણ એક વરસમાંજ તને તેનો કંટાળો આવશે. પછી આગળનો રસ્તો શું? તને હજુ આગળ ઘણા સમાજના હીતના કામો કરવાના છે. એટલે કેળવાયલી સ્ત્રીની તને પગલે પગલે આવશ્યકતા છે. એક માત્ર સંગીતથી ભવિષ્યમાં આવનારી બધી અડચણો દૂર થઇ–શકનાર નથી."

આમાંનું એક પણ વાક્ય ખોટું કહેવાને ચંદ્રકાંતને શકતી નહતી. ચંદ્રકાંતને સ્વસ્થ બેઠેલો જોઇ થોડી વારે બર્વેસાહેબ ફરી બોલ્યા–" આવી હકીકતછે તો પણ હું તારી મરજી વિરૂદ્ધ કરવા માગતો નથી, તું આટલા દિવસ સ્વસ્થ થઇ બેસી રહયો. એ તારી ભુલ થઇછે, હવે આ બાબતમાં મારે જાતેજ તજવીજ કરવી પડશે ઇંદોરમાં એક પોલીસ ઇન્સ્પેકટર મારા મિત્ર છે, તેમને આ બાબતમાં તપાસ કરવા લખું છું. "

બર્વે સાહેબ કોઇ પણ કામ હાથપર લેતા તો તેમાં દીર્ઘસૂત્રતા કદી પણ નહીકરતા–" "અનંતશાસ્ત્રી ગવૈયાજી ઇંદોરમાંજ છે કે કેમ? અને તેમની કન્યાનું લગ્ન થયું છે કે નહી! આવી રીતે તેણે ઇંદોર તાર કર્યો, પોતાના કાકાની પોતા માટે આવી કાળજી જોઇ ચંદ્રકાંતને આનંદ થયો.

બીજે દિવસે તાર આવ્યો, જેમાં–ગવૈયાજી ગુજરી ગયાને ઘણા વર્ષ વીત્યાં તેમના કુટુંબના કોઇ માણસ અત્રે નથી. ક્યાં ગયા તેનો પત્તો મળતો નથી, છોકરીનું ઘણું કરી લગ્ન થઇ ગયું હશે–"

હવે ચંદ્રકાંત તદ્દન નિરાશ થયો તેણે તાર વાંચીને બર્વે સાહેબને પાછો આપ્યો.

"ચંદ્રકાંત ! હવે શું કરવું એનો વિચાર તારે કરવાનો છે. તું આ જન્મ અવિવાહિત રહીશ, તો પણ મારે અડચણ નથી છોકરાનું વહેલું લગ્ન થઇ, તેની પાછળ કચ્ચાં બચ્ચાંની જંજાળ ચોટી, એટલે પોતાનો જન્મ સફળ થયો, એવું માનનારાઓમાંનો હું નથી. જોઇ કાલે જોશી સાહેબની ભાણેજ સંબંધે તને મેં પુછ્યું એ માત્ર એક સુચના રૂપેજ. તેણીની સાથે તારે લગ્ન કરવાંજ.એવો મારો આગ્રહ નથી. તો પણ પુરો વિચાર કરીને તારી ઇચ્છા મને જણાવજે. કેમકે प्राप्ते षोडश वर्षेषु पुत्र मित्रवदाचरेत् "

આટલું કહી બર્વેસાહેબ બહાર ગયા.

ચંદ્રકાત વિચાર કરતો ત્યાંજ બેઠો. પાંચ વરસ પહેલાં સંભળેલી ભૈરવીના સુર હજી પણ તેના કર્ણપટપર ઘુમતા હતા. ઉષઃકાલે અગાસીમાં ગાતી હતી તે બાલિકાની મનહર મૂર્તી હજુ પણ તેના નેત્રો આગળ પ્રત્યક્ષ થતી હતી. પણ ઉપયોગ શું ? બીજી બાજુ કેળવાયલી વિનયયુક્ત કુમુદ તેના હૃદયનું આકર્ષણ કરતી હતી. તેણીની અલૌકિક બુદ્ધી અને રસિકતાની છાપ પાડનાર તેના વિસ્તૃત ભાલ પ્રદેશ અને ચચલ નેત્રે ચંદ્રકાત ઉપર જાદુપ્રયોગ આરંભ્યો હતો

ચંદ્રકાંતના હૃદયપર પોતપોતાના સ્વામિત્વનો હક સ્થાપન કરવા માટે પાંચ વરસ પહેલાં એક વખતજ નજરે પડેલી મુગ્ધ બાલિકા અને બીજી બાજુ હાલમાં હમેશાં નજરે રમનારી યૌવન શ્રી યુક્ત તરૂણી કુમુદ એ બન્નેની લડાઇ ચાલી હતી. ઘણીવાર સુધી ચંદ્રકાંત બન્નેની તુલના કરતો રહેલો. અને આખરે તેના કાકાએ કાઢેલી શંકાઓ તેને ખરી લાગવા લાગી. તે બાલિકાનો મેળાપ હવે અશક્ય છે. એમ તેને લાગ્યું અને તેથી કુમુદ સરખી સદ્‌ગુણી અને સર્વાંગ સુંદર તરૂણીને ખોઇ બેસવી એ ડહાપણ ભરેલું નથી, પોતાની કૅમેરમાં એક અત્યંત મહત્વની બાબતમાં સત્તા સ્થાપિત કરવાની શક્તી પ્રાપ્ત થાય એવી મદદરૂપ ગુણી- પણ ગૃહિણી કરતાં ગાયનમાં શું મહત્વ છે ? શું શાસ્ત્રવિધી લગન થયા પાછી કુમુદને ક્યાં સંગીત શીખવી નહી શકાય ? મારે કાકાશ્રીનું કહેવું ખરૂં છે. વગેરે ચંદ્રકાંતે નિશ્ચય કર્યો

બર્વે સાહેબ ઘેર આવતાં વાર તુરત ચંદ્રકાંતે પોતાનો વિચાર કહી બતાવ્યો "ઠીક છે. ત્યારે હું જોશી સાહેબને ત્યાં જઇ આવું. આ વિચાર તેમણેજ થોડા દિવસ પહેલાં મને જણાવ્યો હતો." આમ કહી તે પાછા બહાર ગયા.

(૫)

ઉપરોક્ત વિચાર પછી એક મહિનામાંજ ચંદ્રકાંત અને કુમુદના લગ્ન થયાં. જેને આજે ત્રણ ચાર માસ વ્યતીત થયા છે. ચંદ્રકાંતે કુમુદને માટે ખાસ મુંબઇથી હારમોનિયમ મંગાવ્યું હતું. અને તેનું આવેલ પાર્સલ તે છોડતો હતો એટલામાં કુમુદ ત્યાં આવી અને મૃદુ સ્મિત કરતાં બોલી–" શું ત્યારે આપને હારમોનીયમ બજાવતાં આવડે છે એમ ?"

"હા થોડું ઘણું જાણું છું. પણ આ મંગાવ્યું ખાસ તારા માટે."

"મારા માટે ? તે કેમ વારૂ ?"

"કેમ વારૂ કેમ ? તને કાંઇ ગાતાં તો આવડતું હશેજને !"

આ સવાલથી કુમુદ શરમાઇ. તેણી નીચું જોઇ નકારદર્શક માથું ધુણાવ્યું.

"એટલે ?" ચંદ્રકાંતે અસાશ્ચર્યથી પુછ્યું–" હાઇસ્કુલમાં બાળાઓને તો ગાયન વાદન શીખવવામાં આવે છે. તે હું જાણું છું."

"હા એ આપનું કહેવું ખરૂં. પણ હું કાંઇ તે શીખી નથી કેમકે તેનો મને શોખ નથી.

"પણ વ્હાલી ! તમને સંગીત સાંભળી સાંભળીને શોખ વધશે. મને પણ ક્યાં ગાયનનો શોખ હતો ?" આટલું કહી ચંદ્રકાંતે હારમોનીયમ ખોલી સુરદાસનું લોકમાન્ય ગાયન બજાવવું શરૂ કીધું.

બે ત્રણ મીનીટ સુધી કુમુદે તે ગાયન ધ્યાનપૂર્વક સાંભળ્યું. અને પછી તેણી જરા જરા કંટાળી ગયા જેવો ચહેરો કરી છેટે જઇ ઉભી રહી.

ચંદ્રકાંતે આશ્ચર્યથી હારમોનીયમ બંધ કરતાં કુમુદને પુછ્યું—' કેમ મારૂં બજાવવું તમને ગમતું નથી શું ?"

એ તો આપ કદાચ ઘણું સારૂં બજાવતા હશો પણ મેંજ કોઇ દિવસ સાંભળેલ નહી એટલે તેના સુરમાં મિઠાશ જણાતી નથી."

"પણ તું શીખવાની ટ્રાય તો કર પછી તનેજ ગમશે."

"અં તે તો મને અશક્યજ લાગે છે. કેમકે એનો મને સ્વભાવત જ કંટાળો છે."

ચંદ્રકાંતના ચહેરાપર નિરાશા જણાવા લાગી. ' કુમુદ સુશિક્ષિત હોવા છતાં આવી અરસિક કેમ ! અને ગાયન વાદન ન શીખવાને તેની આવી હઠ કેમ ? પતિ અને પત્નીના સ્વભાવમાં આવી રીતની એક બીજાથી વિરુધ્ધતા હોય એ શું સારૂં ? લગ્ન થયાં પહેલાં આ બાબતની જો ચોખવટ કરી લીધી હત તો બહુ ઠીક થાત.'

આવા ઘણા વિચારો ચંદ્રકાંતના મનમાં રમવા લાગ્યા પાંચ છ વરસ પહેલાના ભેરવી સુરો પાછા પોતાને સંભળાય છે, એવો તેને આભાસ થવા લાગ્યો.

(૬)

ગયા મેલમાં વિલાયતથી પ્રોફેસર ' એલન કી ' નું ' Love and marriage ' નામનું હુરતમાંજ પ્રસિધ્ધ થએલ પુસ્તક આવ્યું હતું. તે ચંદ્રકાંત ત્રાં

ચતો બેઠો હતો. આ વિષય ઉપર તેણે આજ સુધી જે જે પુસ્તકો વાંચ્યા હતાં, તે બધામાં આ પુસ્તક વધારે મામિંક ભાષામાં લખાએલ અને ઉંચ્ચ વિચારો વાળું જણાયું, પણ તે વાંચતાં તેના મનની સ્થિતી બહુજ વિચીત્ર થઇ. તે પોતાના મેરીજ સમ્બધે જેમ જેમ વિચાર કરવા લાગ્યો, તેમ તેમ તે વધારેને વધારે ગુંચવણુમાં પડતો ગયો. "૭ વરસ પહેલાં પોતે શું નિશ્ચય કર્યો હતો, અને આ બન્યું શું? ઇંદોરના ગવૈયાજીની કન્યા ઉપર પોતાનો જેટલો પ્રેમ હતો, તેટલો કુમુદપર નહી છતાં તેણીની સાથે લગ્ન કરવામાં નૈતિક અવનતીજ આપણે કરી લીધી નથી શું? નિ:સીમ પ્રેમ અને લગ્ન એ બન્નેના ઐક્ય વિના ખરી નીતી શકયજ નથી અને બચપણમાં તે બાલિકા સાથે જોડાએલ પ્રીતી તો હજી કાયમજ છે. તો પછી વિના કારણ કુમુદ સાથે લગ્ન કરીને તેણીની અને પોતાની ઉન્નતીમાં શા માટે અડચણ આણી? અને ઇદોર વાળી બાલિકાનો તો પુરો શોધ પણ કર્યો નહી! તેણી ઇંદોર નથી એટલોજ માત્ર પત્તો લાગ્યો, પણ તેણી હાલ કાં છે? કેવી સ્થિતીમાં છે? તેની તપાસ મારે ન કરવી જોઇએ કે?"

ચંદ્રકાંત ખુરશીચેઅર ઉપર વિચાર કરતો પડયો. બહારથી શીતલ પવન આવતો હતો. જેથી તેના તપેલ મગજને કાંઇક શાંતી મળતી, તેને નિદ્રાનું ઝોકું આવી ગયું, એટલામાં તેને એક સ્વપ્ન પડયું. પોતે પંડીત સાહેબની મેડી ઉપર હોઇને, સામી અગાસીમાં પોતે જેણીનું ચિંતન કરતો હતો તેણી પોતેજ ચદ્રકાંત સામે આવી ઉભી છે, એટલે પોતે તેણીની પાસે જવા આગળ વધે છે એટલામાં પછવાડેથી કોઇએ હળવેથી ખભાપર હાથ મૂકયો એટલે પાછું વાળી જોતાં કુમુદ હસતી ઉભી છે. તેણીનો હાથ છોડાવી પોતે અગાસી તરફ જોવા લાગ્યો પણ ત્યાં કોઇ નહતું! ચંદ્રકાંતની નિરાશા થએલી જોઇ કુમુદ હસી પડી—'

આટલો દેખાવ જોઇ ચંદ્રકાંત જાગી ગયો. ફરી તેજ વિચાર પાછા માથામાં ઘુમવા લાગ્યા. ગમે તેમ કરી એ ઇંદોરવાળી બાલિકાનો પત્તો મેળવવોજ એવો નિશ્ચય કરી તે ત્યાં !! ઉઠયો. ' હિન્દુસ્તાનના જુદા જુદા પ્રાંતોમાં ફરી જનસમાજની સ્થિતી અવલોકન કરવાની પોતાની ઇચ્છા છે. ' એમ બાહ્ય અંગે દરશાવી બર્વે સાહેબ અને કુમુદની રજા લઇ, તેણે જોઇતા સામાન સાથે મુસાફરી શરૂ કીધી.

ભોળી કુમુદ અને દેશોન્નતીના વિચારોમાં ઘેલા બનેલ બર્વે સાહેબ ચંદ્રકાંતના માયાવી વિચારોમાં ભોળવાઇને ફસાયા.

( ૭ )

પંડીત સાહેબની તબીયત જરા નરમ હોવાથી, શાંતાબાઇ પોતાના પતિ ફ્ણશે સાહેબ સાથે પીયર આવેલ હતી. ફણશે સાહેબ વિદ્યાવ્યાસંગી અને પ્રસિદ્ધી પામેલા એક સારા રાજસ્થાનના કારભારી હતા. તેમનો વિચાર કેટલાક યોગ્ય કાયદાઓ બાંધીને રાજ તથા પ્રજા બન્ને ઉન્નતિએ પહોંચે એમ કરવાનો હતો. અને તેને માટે અનુભવી વિદ્વાન માણસોની તેમને આવશ્યકતા હતી. એટલે પંડીત સાહેબની સુચનાથી આ વાત તેમણે બર્વે સાહેબને કહી. બર્વે સાહેબના મુખ્ય વિચારો દેશોન્નતી કરવાનાજ હતા. તેથી તે વાત તેમણે માન્ય કરી વળી શાંતા બ્હેનની કુમુદ સાથે એટલી બધી પ્રીતી બંધાઇ કે તેના વિના તેણીને ઘડીભર પણ ચેન પડતું નહતું.

"જી. હા. પણ અમારી થોડી હકીકત આપશ્રીના જાણુવામાં આવશે એટલે તે બાબતમાં આશ્ચર્ય લાગશે નહી. અમે વડોદરા છોડયા પછી એક વરસે મારા બાપુ ગુજરી ગયા. મારૂં લગ્ન પોતાની નજર આગળ થાય તો સારૂં, એવી તેમની બહુ ઇચ્છા હતી, પણુ તે પુરી થઇ નહી, અને પાછળથી મારી માતુશ્રીને મારા લગનની ફીકર થઇ પડી. અમારા પડોશના એક ગૃહસ્થના બોલાવવાથી ગ્વાલીઅરના બેચાર ગૃહસ્થો મને જોવા આવેલા, તેઓ મને જોઇને ખુશી થયા. વેવિશાળ નક્કી થયું. અને અમુક મુરતપર આવી ગોળ, ખાઇ કપડાં ચઢાવી જવાનું ઠર્યું જતી વખતે તેમાંથી એકે પુછયું." બાળા! તને કાંઇ ગાતાં આવડે છે કે? મને તે વખતે કાંઈ સમજણુ નહતી, એટલે હા કહીને તુરત મને ગમતો ' દિલ નહી લગતા ' એ વાગેશ્વરી રાગમાંનો ખ્યાલ ગાવો શરૂ કર્યો. તે સાંભળી એ આવેલ મંડળના મોઢાપર તિરસ્કારની છટા દેખાવા લાગી કાંઇ પણુ બોલ્યા વગર તે ત્યાંથી ઉઠી નીકળ્યા. અને જેની તેની પાસે' આ ખ્યાલ ટપ્પા ગાનારી છોકરી સંસારશું ચલવવાની હતી? कचिद्रानी पतिव्रता આમ કહેવા લાગ્યા. આવી વાતો આખા ગામમા પ્રસરતાં કાંઇ વખત લાગતો નથી. પાણીના પુર માફક એ વાત સર્વત્ર ફેલાઇ એટલે સઘળા પછી મારી ટીકા કરવા લાગ્યા. મારા લગ્નનું હવે શું થશે એવી મારી માતાને ચિંતા થઇ પડી! આ હકીકત મારા મામાશ્રીના જાણવામાં આવી એટલે તેમણે મને પોતા પાસે બોલાવી લીધી. અને મારી બાને કહેવરાવ્યું ' છોકરીની તું જરા પણુ ચિંતા નહી કરતી. એ મારીજ દીકરી છે એમ હું માનું છું ? પછી તેમણે મને ઘેરજ ઇંગ્રેજી શીખવવા માંડયું, પણુ મારો અભ્યાસ પુરો થતાં સુધી તેણી બિચારી જીવવા પામી નહી "

બોલતાં બોલતાં કુમુદનો કંઠ ભરાઇ આવ્યો વિષયાંતર કરવા માટે તેણી બોલી–" પણુ હવે કોકો ઠંડો પડી જશે નહી કે પછી ? વેલાસર એકવાર તે પી તો લેવો હતો ને ! "

તે દિવસે રાત્રે નાસ્તા પાણી આટોપી, બર્વે અને ડૉકટર સાહેબ સાથે બંગલામાં પોતાના પ્રવાસની અંદર બનેલી વિનોદ પૂર્ણ વાતોનુ વર્ણન કરી ચંદ્રકાંત કુમુદને સંતોષ આપતો હતો. પ્રીતી વિષયની ચર્ચા શરૂ થતાં વખત કેટલો જલદી પસાર થઇ જાય છે, તે જણાતું નથી. બોલતાં બોલતાં અર્ધી રાત્રી વ્યતિત થઇ.

× × + ×

" ઠીક ત્યારે એકાદી અચ્છી ચીજ સાંભળવા દો. એટલે આ પરીશ્રમોનું નિરસન થયું એમજ હું માનીશ " ચંદ્રકાંત કુમુદ તરફ જોતાં હસીને બોલ્યો–

" મારી ના નથી પણુ–"

" પણુ હારમોનીયમ કે સતાર તંબુરા વિના ગાવું નહીં એમ નિશ્ચય કર્યો છે કે શું ? "

" ના એમ તો કાંઇ નહી, પણુ કહું ઉસ્તાદજીની છોકરીનું સંગીત સાંભળતાં કોઇ વાર જોશી સાહેબની કેળવાયલી ભાણેજ સાંભરી આવે ! અને ફરી તેણીના શોધ માટે ઘરબાર છોડીને આખા હિંદુસ્તાનમાં રખડવાની પાછી લહેર ચડી આવે તો ! " કુમુદ હસતાં હસતાં બોલી. અને પોતાના મધુરકંઠથી જેજેવંતી રાગમાં ગાવા લાગી–

"... મધરાત આઇ, સુખ સુખદાઇ
તે મોહી પવન બહે, સીતલ સુગંધમંદ-મધ૦
પ્રફુલ્લિત-કુંજ બન, પાલવ નવલ સઘન,
તેમેંહી રસીક-રાજ,-રાજન આનંદકંદ-મધ૦ "

બધે સાહેબ વગેરે પોતપોતાના બિછાનાપર નિદ્રાવશ થવા ગયા એટલે આ વખતે ચંદ્રકાંત તથા કુમુદ બેન્તેજ હતા. કુમુદના મુખથી ગવાયેલ સંગીતથી આખો ઓરડો નાદબ્રહ્મમય બની ગયો અને તેથી ચંદ્રકાંતની પ્રેમજ્યોતી એકાંત સહવાસથી સતેજ થતાં તેણે વિવેકશૂન્ય બની કુમુદને દૃઢાલિંગન આપી ઉભય હૃદયમાં પ્રેમોર્મીની જાગૃતી કરી.

ભેરવીની ભુલવણીમાં ભ્રમીત થએલ ચંદ્રકાંત હવે શુધીપર આવ્યો છ દોરના ગવૈયાજીની કન્યા તેજ જોશી સાહેબની ભાણેજ કુમુદ છે. અને તેથી પ્રેમ વિનાનું શુન્યવત ભાસતું લગ્ન હવે સુખકરજ છે એવી તેને ખાત્રી થઇ. પ્રેમોર્મીની જાગ્રતીમાં જેજેવંતીના મધુરા સુરો ચંદ્રકાંતના હૃદયમાં ચિતરાયા તે કાયમને માટેજ રહ્યા અને છેલ્લી ટુકમાં-રસિકરાજ રાજત આનંદ કંદ એ પ્રમાણે સંગીત અને શૃંગારપ્રિય ચંદ્રકાંત કુમુદ સાથે સંતોષથી ગૃહ સુખ અનુભવવા લાગ્યો. અસ્તુ.

---

# ચંદ્ર પ્રકાશ.





કલા ૭-માર્ગશિર્ષ ૧૯૭૦-રશ્મિ ૨

તંત્રી તથા પ્રકાશક

પ્રભુશંકર નરભેરામ વ્યાસ.

ચંદ્રપ્રકાશ ઓફીસ, ભાગાતળાવ, સુરત



વાર્ષિક લવાજમ રૂપૈયો સવા પોસ્ટેજ સાથે

છુટક નકલના આના બે





The Lakshmi Art' Bombay



---

આ માસિક પત્ર **અમદાવાદ** શ્રી 'સત્યવિજય' પ્રેસમાં શા. સાંકલચ દ હરીલાલે છાપ્યું.

**સસ્તુંસાહિત્યવર્ધક કાર્યાલય,—મુંબઇ નં. ૨ અને અમદાવાદ**
સુરત એજન્ટ મંગળદાસ હરકીશનદાસ બુકસેલર્સ ભાગાતળાવ.
પી. વી. મહેતાની કું. પારસીશેરી.



श्रीदत्तात्रय.

चंद्रप्रकाश ओफीस, सुरत.

The Lakshmi Art,'—Bombay

સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલય,—મુંબઇ નં. ૨ અને અમદાવાદ

સુરત એજન્ટ મંગળદાસ હરકીશનદાસ બુકસેલર્સ ભાગાતળાવ.

પ્રી ધી. મહેતાની પ્રી. પારસીશેરી.

# चंद्रप्रकाश.

कला ७ मार्गशीर्ष १९७०. रश्मि २.

॥ ॐ श्री ॥

## सर्वत्र शांति.

### પદ ભૈરવ ધ્રુપદ.

શાંતિ શાંતિ વિશ્વે વ્યાપી; મનમતિ ધ્યો તેમાં સ્થાપી:
શાંતિ કેરા જાપ જાપી, (રહો) શાંતિથી રંગાઇ;—
શાંતિ રૂપ ઇશ લહાય, ખાલી અણુ ન જેનો કયાંય.
શુભ પણે સર્વ માહ્ય. શાંતિ સુખદાઇ;—
શાંતિ જીવન આપનારી, ભવનાં દુઃખ કાપનારી.
ધન્ય જેણે શાંતિ ધારી, (તેને) રહ્યું ન ભ્રમવું કાંઇ;—
શાંતિથી સઉ પ્રાપ્ત થાય, અશકય એવું રહે ન કાંય,
શાંતિનો ભારે મહિમાય જાઓ (તે) માર્ગે ધાઈ;—
શાંતિ વિના જીવન ધિક્ક, જીવન રત્ન ન એ હકીક.[1]
માટે કહું છું આજ ઠીક, શાંતિ લેજો સ્હાઈ;—
શાંતિ ગ્રહે તો જય થાય, દશદિશ ત્રિભુવનની માંહ્ય.
શાંતિ સામર્થ્ય ના કયાય. અપરીમીત[2] છે ભાઈ;—
જે જનો ઉર શાંતિ ધ્યાય[3] ઉન્નતિ ભવમાં તેની થાય.
સઘળે એક સ્વરે વદાય, રહો શાંતિ નદીમાં ન્હાઈ;—

---

૧ શાંતિ વગરનું જીવન રત્નરૂપી જીવન નથી પણ હકીક કહેતાં પથ્થર રૂપી જીવન છે. ૨ જેની મર્યાદા ન થઈ શકે તેટલું વધારે. ૩ ધ્યાનકરે.

## कुदरत अने मनुष्य.

કુદરત મનુષ્યને આરોગ્ય રહેવાનું જ્ઞાન આપે છે. ત્યારે મનુષ્ય હાથે કરી તેના નિયમનો ભંગ કરી વ્યાધિનો ભોગ થઇ પડે છે.

કુદરત મનુષ્યને તેના માર્ગમાં વહન કરનારને નવું નવું દૈવી સ્ફુરણ કરાવીને અપૂર્વ બળ આપે છે. પણ તેના માર્ગમાં ચાલી મનુષ્ય બળ અને જ્ઞાન વગરનો થઇ પડે છે.

કુદરત તેના આશ્રય દાતાઓની પ્રગતિ કરે છે. ત્યારે મનુષ્ય તેનો આશ્રય છોડી વિપર્થ ગામી થાય છે.

કુદરત પ્રાણી માત્રનું સરંક્ષણ કરનાર એક માતા સમાન છે. તેને છોડી મનુષ્ય અન્યત્ર જ્યાં ત્યાં ભટકી પોતાનો નાશ થવાનાં કારણો પોતાની હાથેજ ઉભાં કરે છે.

કુદરત નિત્ય સારૂં કરવાના સ્વભાવવાળી હોયછે. ત્યારે મનુષ્ય તેના સ્વભાવને વિસરી પોતાના સ્વભાવથી દુઃખના અનુભવો કરેછે.

☞ આમ હોવાથી કુદરતને અનુકૂલ થાઓ, તેનાથી લેશ માત્ર પણ પ્રતિકૂલ ન બનો. કુદરતના નિયમોનું જ્ઞાન સંપાદન કરી તેને અનુસાર વર્તન રાખો, એટલે સોનું અને સુગંધી એક થશે.

---

# Economy.

Economy is the art of saving that which is useful. Saving from what? From misuse and distruction.

We generally understand the term as applied to money or money's worth. We save our things when we apply them to their appropriate purposes. The more we are able to do so the more Economic we really are. We then call ourselves Liberal. We thus see that Liberality is not, as is supposed by some unthinking men, in any way opposed to Economy, but is identical with it. When we however become unwise and use our things for improper purposes we earn the name of a Spendthrift. In this case we misuse our things. On the one hand we lose them and on the other we do damage by accomplishing improper purposes. Liberality is therefore a virtue but becoming a Spendthrift is a vice. If we do not know proper use of our things we should rather pause till we find it. It is only for the purpose of finding such proper use, and only for so long as we cannot find it, that we have to keep and protect our things with a view to see that they are used properly at the very first opportunity. This is known as Economy, proper. It is a virtue; but if This is known as Economy, proper. It is a virtue; if we hoard our things notwithstanding that there is immediate proper purpose demanding their use we at once become misers. The actuating phenomena then working upon us is weakness of heart depriving us of all self-confidence and we become pervaded with fear. This state of heart is certainly most undesirable. Things hoarded up keep us always in

પ્રસિદ્ધ કર્તા-તંત્રી, મણિશંકર નરભેરામ વ્યાસ.
[illegible]. ચકલા-સુરત.

fear and anxiety, and eventually either they leave us or we them. We lose the golden opportunity of discharging our duty towards them, viz. allowing them their appropriate and rightful use. This is thus a vice.

We have next to apply the above principle to the Economy of the Time at our disposal. Unlike our money or money's worth Time is not a thing which if allowed to leave us can ever be recovered. A minute of our Life, if not used with wise Economy immediately passes away and then we can never use it. We must Therefore always remain prepared with our plans and estimates for making the most appropriate use of it, and actually so use it.

What is a proper use ? Energy is the actuating principle that moves the whole Universe. It is the Deity to whom everything that was, is and will be, owes its Being. Latent, it is limitless and defies all human thought or conception. It is in that phase therefore not the subject either of Word or Mind. It is only when it condescends to become manifest that it assumes a boundary and makes us feel that we cognize it first dimly and as we develope, with a brilliant blaze.

It pervades, as everthing else, our own Being as well. We are what it has made us and we shall be what it will make us hereafter. More than anywhere else, we have to realize it at the centre of our heart, The heart is therefore described as the abode of the Deity. Energy is the highest manifestation of God in us. We are and have to be knowingly or unknowingly the most faithful and ardent worshipers of this God in us.. Compared to all other forms of

worship, this is therefore considered the highest form of worship.

We have therefore our most sacred duty to perform towards this manifestation of Deity, viz. life-energy first appearing to shine forth in our heart and in and through it blazing forth in a variety of phases known as the different functions of the most wondrous and fearful worknouse of our body and mind.

We thus see that we have to approach our different physical and mental functions with serious piety and reverence. It is failing in our duty towards God so manifesting himself to think that we may recklessly use our body in vices or even allow it to become lazy and dormant. We have no right to allow our thoughts to run wild and unsystematic. To do so means incurring the highest displeasure of the Almighty, and yet if we persist we must expect misery—disease and finally death. Here we need the highest phase of the virtue of Economy–The Economy of Energy.

Brother! Cultivate this Economy in its various phases and forms and that is the only one ever unfailing key to brilliant success in all branches of our life.

True Economy consists in using our things, our time, our body, our mind, our heart and everything that we conceive as ours to the highest developement of Energy in us and in our worthy brothers and sisters living with us on this Globe. This is the proper use of that which is ours, and that is our goal in life. May the Almighty give it to you as His most precious gift, amen!

D. N. TRIVEDI.
( H. D. COLLECTOR ) SURAT.

---

પ્રસિદ્ધ કર્તા-તંત્રી, મણુશંકર નરભેરામ વ્યાસ.
[illegible]

# સ્નેહ-લગ્ન.

( અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ઠ ૫ થી. )

(૨)



કિશોરીલાલ જ્યારે મેટ્રિક્યુલેશનની પરીક્ષા માટે અભ્યાસ કરતો હતો ત્યારે ત્હેના પિતાની નોકરી રાજકોટમાં હતી. ત્યાં કેટલાક મિત્રોના સહવાસથી, તથા પુસ્તકોનાં વાંચનથી ત્હેના સ્વભાવમાં દેખીતો ફેરફાર થવા લાગ્યો. સત્તર વર્ષની ઉમરે તેણે આત્મ સુધારણાનું કાર્ય આરંભ્યું, ગુણી પુરૂષોનાં જીવન ચરિત્રો તથા સદ્વર્તન શીખવે એવાં પુસ્તકો સિવાય તે કદી બીજું વાંચતો નહિં. દિવસે દિવસે વિચારશીલ થતો હતો. અંતઃકરણની વૃત્તિઓની પરીક્ષા કરતો અને ક્ષુદ્ર મલિન ઇચ્છાઓને વીણી ફંગાડવાને દૃઢ સંકલ્પ કરતો અને દૃઢતા માટે પ્રભુની પ્રાર્થના નિત્ય કરતો. જેમ જેમ ત્હેની અંતરની ભક્તિ વધતી ગઇ તેમ તેમ જગતની દૃષ્ટિએ જે ભક્તિ મનાય છે તે શુષ્ક ગૌણ ભક્તિ ત્હેનામાંથી લુપ્ત થઇ. ત્હેનાં કુટુંબીઓને મન તે બગડતો હતો. ત્હેને સુધારવાને યથાશક્તિ ઉપાયો યોજ્યા અને અંતે નિરાશ થતાં તેમણે એને મનથી કહાડી નાંખ્યો.

મેટ્રિક્યુલેશનથી જ કિશોરીલાલનો વિદ્યાભ્યાસ અટક્યો. પિતાના ગામમાં રહી નિરંતરનો ક્લેશ વ્હોરી લેવાની ત્હેની ઇચ્છા ન હતી. આથી રાજકોટ છોડી તેણે અમદાવાદ નોકરી લીધી. ત્હેનાં લગ્ન અગાઉથી જ થએલાં હતાં. પંદર રૂપીઆની ટુંકી આવક વડે પણ વર વહુ સુખી હતાં, દુર્ગા વહુ અશિક્ષિત, છતાં ભોળી ને દયાળુ હતી પતિના મનોરાજ્યમાં ભાગ લઇ જાણતી નહિં છતા ત્હેને બધી રીતે સુખી કરવાને યત્ન કરતી માત્ર લોકમાં પતિ નાસ્તિક ગણાય તે ત્હેનું પતિ-પરાયણ હૃદય સાંખી શકતું નહિ,

દુર્ગાવહુને પ્રથમ એક પુત્ર થયો. શીતળાનો રોગ અમદાવાદમાં ફાટી નિકળ્યો ત્હેમાં એ બાળકનું મૃત્યુ થયું ઘરમાં બળીયાનું પૂજન થયું, નહિ તેથી એ બાળક ન બચ્યો એવો ડાઘ દુર્ગાવહુના દિલમાં રહી ગયો પણ મરતા સુધી તેણે પતિને જણાવ્યો નહિ.

બીજે વર્ષે ત્હેને એક પુત્રી થઇ. કિશોરીલાલના મિત્રો અને સગાં કહેવા લાગ્યાં કે હવે એની મેળે ઠેકાણે આવશે. જોઇશું તો ખરાં ક્યાં સુધી ન્યાત જાતથી અતડાં રહેવાય છે.

કિશોરીલાલની સ્થિતિમાં સારો ફેરફાર થયો હતો. પચાસનો પગાર મળતો એટલે માબાપ અને અન્ય કુટુંબીઓ ત્હેની સાથે મેળ રાખતા.

કાન્તા આઠ નવેક વર્ષની થઈ એટલે ત્હેના લગ્ન માટે તાકીદ શરુ થઈ. કિશોરીલાલે એકેક વર્ષ તો ખેંચી રાખ્યું. ચારે તરફથી ત્હેના ઉપર દબાણ થવા લાગ્યું. માતાપિતા અને પત્ની સર્વે ત્હેને કસરવાન લેખતાં. દુર્ગાવહુ પણ પ્રસંગે પ્રસંગે કાન્તા ન હોય ત્હારે એજ વાત ક્હાડતી.

" બળ્યું છોકરીને પરણાવ્યા વિના છુટકો છે ? એ તો પારકું ધન ક્યહાં સુધી આપણે ત્હાં રહે ! લોકનાં મ્હેણાં નથી સંખાતાં ત્હમારે કાંઈ સાંભળવું પડે છે. અમારે બધાંનું સાંભળવું ને રોવું. ત્હમે ક્હો તે ત્હમારુંએ સાંભળવું અને બીજાનું યે. છોકરીને મ્હોડે ચ્હડાવી છે. એવડો તો છોકરાને યે ન લડાવાય. ના કહ્યું કે એને પેલુ વાજુ—બળ્યુ નામે નથી આવડતું—તે એને ના શીખવાડો. એ સાહેબ લોકની ને પારસીની છોડીઓને છાજે. સાસરે ખુરશી પર બેસી વાજાં નહિ વગાડાય. આજ બે દહાડાથી રંગની પેટી લઇ બેઠી છે. ખાવાયે નવરી નહિ—"

દુર્ગાવહુએ આગળ ભાષણ ચલાવ્યું હશે પણ બાકીનું કિશોરીલાલે ઉંઘમાં સાંભળ્યું ન્હોતું.

બીજે દહાડે રાજકોટથી પત્ર હતો.

" કાન્તાનાં લગ્ન માટે હવે જેટલો વિલંબ કરસો તેટલો ત્હમને પસ્તાવો થશે. ત્હમે સારો યોગ્ય વર શોધવાનું કહો છો પણ સારો તો ન્યાતમાં હશે તેજ. નવા અવતરશે તે કામ લાગવાના નથી. થોડું ઘણું ભણેલા છોકરા જલદીથી ચૂંટાઇ જાય છે. ત્હમે ના પાડી એટલે જાદવરાયના છોકરાનો વિવાહ ત્હમારાજ સાકુની છોકરી વેરે થઇ ગયો. હજી એક છોકરો ચૌદ વર્ષની ઉમ્મરનો છે. ત્હેને બે ત્રણ માગાં આવ્યાં છે પણ અમે ત્હેના બાપને પટાવી ફોસલાવી રહેવા દીધો છે. રૂપાળો, ભણેલો, આગળ ભણે એવો અને કાન્તા કરતાં પાંચ ૭ વર્ષે મ્હોટો એ બધાં વાનાં ક્યહાંથી એકમાં મળે. માટે આ વર પોશો તો કાન્તાનો વિવાહ રખાડશે. માટે વિચાર કરી તાકીદથી જવાબ લખવો. "

આ પત્ર વંચાયો એટલે દુર્ગાવહુએ પોતાનું સઘળું ચાતુર્ય વાપરી દીધું. આંસુનો ધોધ છુટા મૂકી દીધાં, આખરે કિશોરીલાલ હાર્યો. રાજકોટ હાનો પત્ર લખાઈ ગયો.

"કેમ અત્યારે નક્કી હા લખીજને" કિશોરીલાલ ઑફિસમાં જવા કપડાં પહેરતો હતો તે વખતે દુર્ગાવહુએ પૂછ્યું.

"હા. લખ્યું. ત્હમે બધાં જીત્યાં."

આ શબ્દો બોલાયા ત્હેની સાથેજ તે ઓરડાના બીજા ખંડમાંથી એક નિ:શ્વાસ સ્પષ્ટ સંભળાયો.

કિશોરીલાલે પડદા પાછળ જોયું પણ કોઈ ન્હોતું.

કાન્તાનો વિવાહ થયો, ત્યારથી એ કુદરતના પંખેરાની ગતિ ધીમી થઈ અને વાણીમાં દીનતા આવી. ત્હેના પરમ પ્રિય હાર્મોનિયમના સૂર બંધ થયા. ક્વચિત્ ક્વચિત્ પિતાની ઇચ્છાથીજ ગાતી અને વગાડતી. ત્હેના કંઠની મીઠાશમાં આર્દ્રતા વધી હતી. પ્રાર્થના કરતાં પણ ત્હેની આંખ્યમાંથી અશ્રુધારા ચાલતી.

એક વેળા તેણે પોતાનું હાર્મોનિયમ સાફ સુફ કરી બંધ કરતાં ગાયું:—

"કલા છે ભોજ્ય મીઠી તે, ભોક્તા વિણ કલા નહિં,
"કલાવાન કલા સાથે, ભોક્તા વિણ મળે નહીં.

કિશોરીલાલે કાનોકાન આ પંક્તિ સાંભળી અને પોતાના દિવાનખાનામાં જઈ કપાળે હાથ મૂકી મર્મભેદક રીતે અશ્રુપાત કર્યો. દુર્ગાવહુ સાક્ષી હતી, પણ પતિના હૃદયની ચાવીની ત્હેને માહિતી ન્હોતી પિતા પુત્રીને જેટલું ઓળખાણુ હતું તેટલું પણ પતિ પત્નીને ન્હોતું.

આ બનાવ બન્યા પછી કિશોરીલાલે કાન્તા સાથે વાતચીત બંધ કરી ત્હેની સાથે વાત ચીત કરવાનો કે એને સુખી કરવાનો અધિકાર નથી એમ ત્હેને થયું. "કાન્તા! ત્હારો ઘાત મ્હેં મ્હારે હાથેજ કર્યો છે અને દુર્ગા વહુ! તું પણ એ પુત્રી વધમાં ભાગીયણ છે. પ્રભુ એ કૃત્યં તરફ દયાની દષ્ટિથી જુએ અને બગડ્યું સુધારે"! આવા શબ્દો અનેકવાર એના મ્હોંમાંથી નીકળતા.

"મ્હારો ક્ષમા કરે અપરાધ, પુત્રી મુજ પ્રાણ" ઇ૦ એ પંક્તિથી શરૂ થતું ગીત કિશોરીલાલ હીંચકે બેઠો બેઠો ગાતો હતો, ત્હાં દુર્ગા વહુ આવ્યાં.

"સાંભળ્યું કે મેકુ દહાડે દહાડે કાન્તિ કેવી ડાહી થઇ જોઇની! કેવું તોળ્યું ગાળ્યું બોલે છે, એતો પારકી મા કાન વીંધે"

આ શબ્દોથી કિશોરીલાલનું હૃદય વીંધાયું ત્હેનું ગરીબ, ભોળી દુર્ગા વહૂને ભાન ન રહ્યું.

કાયર થઈ, ચોરાતે હૈયે કિશોરીલાલ પાઘડી મૂકી બગીચામાં ગયો, દુર્ગા વહુ કાંઈક ખશીયાણી પડી ગઇ પણ પળવાર જ,

કિશોરીલાલ બગીચાના એક બાંક ઉપર બેઠો હતો ત્હાં કોઇ પંદર સોળ વર્ષની ક્રીડાસક્ત અંગ્રેજી કુમારિકા ઠેકડા મારતી ત્હેની પાસે થઈને વીજળીની ઝડપથી પસાર થઈ ગઈ.

કાન્તાની અને ત્હેની સ્થિતિનો મુકાબલો કરતાં હૃદય ભેદાયું.

" આપણાં તે લગ્ન ! લગ્ન એટલે વેપાર અથવા સટ્ટો દંપતી સુખી હોવા દુઃખી હો તો પ્રારબ્ધ ઉપર સોમાંથી ઘણાંક સમજણાં તો દુઃખી જ થોડાક મ્હારી પેઠે નિભાવી લેનારા અને થોડાક ભાગ્યશાળી જ સુખી.

" પરદેશી સજ્જન ! હિંદુઓ ગાળે જ જીવન કલેશમાં " ખરેખર આ ક્રૂર સત્ય છે,

" રૂઢિના ગુલામ ! " એક બીજો ઉદ્‌ગાર નીકળ્યો અને બાંક પર મુષ્ટિનો પ્રહાર થયો

આવા પ્રકારના વિચારથી જર્જર થયેલા અંતઃકરણથી કિશોરીલાલ ઘેર આવ્યો.

કાન્તા મેડીમાં બેઠી પોતાની પ્રિય હૃદય–વીણામાંથી મ્હોડેથી ગાતી હતી:—

" કન્યા અનાથ સુકુમાર અનેક હોમી,
" એ રાક્ષસી મુખવિષે જડ આર્ય ભૂમિ !
" તે કન્યકા સહુ શિખા બની એક એક,
" થારો સહસ્રશિખ અગ્નિ પ્રદિપ્ત છેક'

અગ્નિમાં ધૃત હોમાયું. ' કામાર્તને ચંદ્ર દર્શન થયું. '

અપૂર્ણ.

નર્મદાશંકર બાળાશંકર પંડયા.

પોતાના કામને જે આજ નહિ કરતાં આવતી કાલ ઉપર રાખે છે તેને સુખ મળવાનો સંભવ પણ આવતી કાલજ રહે છે. અને આ આવતી કાલ એવી છે કે જે કોઈ પણ દિવસ આવતી નથીજ. પણ આનાથી ઉલટું જેઓ પોતાના કામને આજ અને કાલજ કરે છે તેઓને સુખ પણ આજ અને હાલજ મળે છે. કેમકે આજ અને હાલ ઉપર સુખને એટલી બધી પ્રીતિ છે કે તે તેમનો નિવાસ હોય છે ત્યાંથી જરા પણ આઘું જતુંજ નથી.

અહા ! આજ અને હાલમાં કેટલું સામર્થ્ય છે ?

---

## બાલકને.

પ્રગટયું પ્રિય બાલ પ્રભાત રૂડું,
વિકસ્યું વળી આ અહિં વ્યોમ ભુરૂં;
તવ જીવનનું મૃદુ ચિત્ર પ્રિયે,
શુભ કૃતિવડે તહિં ચિતરજે. ૧
કરી અંતર નિર્મલ નીર સમું,
પ્રતિબિંબ તહિં ધરજે પ્રભુનું;
રમતાં, ફરતાં, કૂદતાં, ઉંઘતાં,
કર લ્હાણુ સદા મૃદુ સ્મિત તણાં. ૨
જગ બાગ વિષે નિરખે વિકસ્યાં,
જહિં શુભ કુસુમ સુવાસ ભર્યાં;
તહિંથી ચૂંટી તે પ્રભુને ચરણે,
જઇને ઉર મંદિરમાં ધરજે. ૩

શાંતિસદન. સુરત. } વી. ઉ. મહેતા.
૯-૧૨-૧૩.

## પ્રગતિના પ્રેમીને.

પ્રેમી પવિત્ર ભાઈ, નિર્દોષતા શી છાઈ,
નિજ જન્મની કમાઈ, કરવા કહો શું ધાર્યું. ?
વિધ વિધ ઇષ્ટ ધારી, ઉત્કર્ષને વધારી
જીવન સુરમ્ય ક્યારી, ખીલાવવા શું ધાર્યું. ?
દુઃખી તને મનેથી, દુઃખી જને ધનેથી
સૌ સુખી થાય તેથી, તેવું કહો શું ધાર્યું. ?
પૂર્વે ઘણુંક જોયું, જોતાં ઘણુંક ખોયું,
ખોતાં આ દેહ રત્ન, કરવા કહો શું ધાર્યું ?
મૃત્યુ કરાળ ફાડી, મુખને મુખને વધે અગાડી
(એ) દુર્ગમ્ય માર્ગ છાંડી, સઘળા કહો શું ધાર્યું ?
મોઘું શરીર યંત્ર, તમને કરે સ્વતંત્ર
સદ્‌ગુરૂશ્રીનો મંત્ર, ગ્રહેવા તમે શું ધાર્યું ?

સત્યેશ્વર.

---

# दिव्य मुरली नाद.

( અનુસંધાન ગતાંક પૃષ્ઠ ૧૭ થી. )

ગુરૂબંધુઓની સંગતિથી ગુરૂના વિચારોના સમૂહનોજ વાસ્તવે સહવાસ થાય છે. તે કારણથી તેની સાચી ઉત્તમતા છે. ગુરૂની સંગતિથી પરકીય સંસ્કારો જે આપણને હલકી સ્થિતિમાં ધકેલતા જાય છે તેના ઉપર આપણું વજન પડે છે. તેમ થતાં તે સંસ્કારો દબાઈ જાય છે, ને છેવટે અદૃષ્ય થઇ જાય છે. આ પ્રમાણે બંધનમાંથી મુક્ત થવારૂપ પરકીય સંસ્કારોની વ્યવસ્થા કરાવનાર હોવાથી આપણા આચાર્યશ્રી ગુરૂ કહેવાયા છે. તેમની સાથે સંપૂર્ણ ઐક્ય થતાં આપણે પોતે ગુરૂરૂપ બનીએ છીએ. તે સમયે સત્સંગતિની સિદ્ધિ થાય છે. ઉપચારથી ગુરૂ તથા ગુરૂબંધુઓના સહવાસને સત્સંગતિ કહી છે. કારણ કે તેમની સહાય્યવડેજ આપણા સ્વભાવભૂત જે આપણાં કર્મો કરવાનાં અવશ્ય છે તે કર્મોરૂપ જે સત્કર્મો તેનું ભાન થાય છે. પરકીય સ્વભાવભૂત જે કર્મો અન્ય વ્યક્તિઓએ કરવાનાં હોય છે તે તેતે વ્યક્તિઓની બાબતમાં સત્કર્મરૂપ ભલે હોય, પણ આપણાં પોતાના હિતને માટે તો આપણા પોતાના સ્વભાવભૂત તે કર્મો જેટલે અંશે નથી તેટલે અંશે તેને અસત્કર્મો ગણવાનાં છે. છતાં મોહરૂપ અજ્ઞાનથી પરવશ બનીને તે અસત્કર્મોનું આચરણ કરવામાં આપણા શરીર મન આદિ સાધનોનો દુરૂપયોગ કરીને આપણા સ્વભાવભૂત કર્મો કરવામાં ખામી રહે છે, તે ખામી આ સત્સંગતિથી દૂર થાય છે.

સત્ એ શબ્દનો અર્થ જે છે, એટલે જેને માટે નથી એવા શબ્દનો ઉપયોગ કદીજ સંભવતો નથી એવું તત્વ છે. અગ્નિમાં સ્વભાવભૂત તત્વ ઉષ્ણતા છે. અગ્નિને અન્ય ચુલો, તપેલી, પાચક આદિ અનેક સંગીઓ નવા નવા આવે છે અને લુપ્ત થઇ જાય છે. ઉષ્ણતા કદીજ અગ્નિથી વિમુખ થઈ શકતી નથી. તે પ્રમાણે લક્ષણાથી વિચારતાં મારા 'હું' માંથી જે કદીજ વિખુટું ન પડે એવું છે તેજ મારૂં સ્વભાવભૂત હોવાથી સાચું સત્ છે. એ સત્ની સંગતિ કરવાની છે. તમસ્ તથા રજસ્થી મોહ તથા વિક્ષેપરૂપે ભ્રમથી પારકી છતાં પોતાની હોય તેવી પ્રતીતિયો

પ્રસિદ્ધ કર્તા-લેખી, મણુશંકર નરભેરામ વ્યાસ.

પ્રતિબંધ કરી રહી છે. તે અસત્ પ્રતીતિને સત્ પ્રતીતિમાંથી વિવેક સાધનવડે વીણી કહાડવી એ આ નિરીક્ષણ ક્રિયાનુ પ્રથમ ફલ છે.

જ્ઞાનના બીજા સાધનને વૈરાગ્ય એવું નામ આપેલું છે. ઉપર કહ્યા પ્રમાણે જે જે હાલ સુધી મારા સ્વભાવભૂત ન હોવુ છતાં 'છે' રૂપે માનતો હતો તે પ્રતિનો મોહ એટલે રાગ છૂટતાં જે કેવલ મારા સ્વભાવભૂત એટલે સત્ છે, તે પ્રતિજ રાગ એટલે પ્રેમની વૃદ્ધિ થવી એ વૈરાગ્યનું સાચું સ્વરૂપ છે. જ્યારે આપણી વૃત્તિ અહોનિશ આપણા સ્વભાવભૂત તત્વ પ્રતિજ વર્ત્યા કરે છે, અને અન્ય પ્રતિ કોઈ બળાત્કાર કરે તે છતાં પણ વળતી નથી, ત્યારે વૈરાગ્ય નામનું જ્ઞાનનું બીજું સાધન સિદ્ધ થયું કહેવાય છે.

પ્રથમ કહ્યું તે પ્રમાણે મારૂં પોતાનું જે 'સ્વ' છે, એટલે મારા પોતાના હુંમાં મારા પોતારૂપે જે તત્વનો અનુભવ થાય છે, તેનો જે ભાવ એટલે તેની પ્રતીતિ છે તેજ મારો સ્વભાવ છે. એ મારા સ્વભાવમાંથી ઉઠી આવતાં મારાં પોતાનાં કર્મો હું કરૂંછું ત્યારેજ મને સંતોષ થાય એમ છે, એ પ્રકારનાં મે પોતાના કર્મોનુંજ અત્રે વર્ણન કર્યું છે, અન્ય વ્યક્તિઓને જેટલે અંશે એ કર્મો તેમના સ્વભાવભૂત તેમણે કરવાનાં કર્મોરૂપે તે અદષ્ટ સત્તાથી હોય તેજ મારા સતસંગીઓ છે. તેમની સાથે સહકારી બલની યોજનાથી પરસ્પર સ્વભાવભૂત કર્મના અનુષ્ઠાનમાં વિશેષ વેગથી વૃદ્ધિંગત થવું એ આશયથી મારૂં મનન આ લેખિની દ્વારા આ પત્ર ઉપર મુકાય છે. જે વ્યક્તિયોના સ્વભાવભૂત આ મારાં કર્મો નથી તેમનાં અંતઃકરણોમાં તેમને માટે જે અસત્ ગણાય તેવા સંસ્કારો પાડવાનો આમા હેતુ નથી. છતાં વિભ્રમ ન થવા પામે તેટલા માટે ક્ષમા કરી તેમને સાવધાન રહેવા વિજ્ઞપ્તિ કરવામાં આવે છે.

મારા 'હું' માં રહેલા સ્વભાવમાંથી જે કર્મવડે બંધાયલો હું છું, એટલે જે કર્મ કરવાથી કૃતકૃત્યતાનો મને સંતોષ મળે એવું મારૂ કયુ કર્મ છે? હાલ સુધી હું કયું કર્મ કરતો આવ્યો છુ તેનો વિચાર હું કરૂં. અનાદિકાલથી જેની ગણના થઇ શકતી નથી એવા અનેક દેહોમાં અનેક કર્મો કરતો કરતો હું આ દેહમાં આવ્યોછું. આ દેહમાં આવ્યા પછી પણ કાયિક, વાચિક અને માનસિક કર્મો અસંખ્ય કરતો આવ્યોછું.

॥ **શ્રી ઈશોપનિષત્**માં ઉપર આરંભમાં આલેખાયલા પ્રથમ મંત્રમાં ॥

**સસ્તુંસાહિત્યવર્ધક કાર્યાલય,—મુંબઇ નં. ૨ અને અમદાવાદ**
સુરત એજન્ટ **મંગળદાસ હરકીશનદાસ** બુકસેલર્સ ભાગાતળાવ.
પી. વી. મહેતાની કું. પારસીશેરી.

જગત્ ॥ શબ્દોવડે શું સૂચવેલું છે? જગતિ એટલે વહી જતી એ શું છે? આ કાયાનો સંબંધ જેના સમયના માપને આયુષ્ય કહ્યું છે. તેજ એ છે. તેમાં રહીને મારૂં કર્મ ન કર્યું તો તે આખું વહી જશે. અને હાથમાં કાંઇજ સાધન રહેશે નહિ. એ જગતિરૂપી કાયામાં જગત્ એટલે વહી જતું શું છે? શરીરના ભિન્નભિન્ન ભાગો પ્રતિ દૃષ્ટિ કરતાં ચકીત થઇ જઇને મૂર્છા લાવે એવાં ભિન્નભિન્ન પ્રદેશોમાં ભિન્નભિન્ન પ્રકારોનાં અનેક કારખાનાં ધમધોકાર ક્રિયાઓ કરી રહ્યાં છે. તેમાં અનેક પ્રકારના પદાર્થો અનેક ઉપયોગને માટે મોટા મોટાની બુદ્ધિનો ચંચુ પણ જેમાં પ્રવેશ કરી શકતો નથી તેવાં તત્વો તથા મિશ્રણો ધમધોકાર બને જાય છે, અને પિંડ બ્રહ્માંડના સર્વે પ્રદેશોમાં તે તે સ્થાનોમાં દેવતાઓ રહેલા છે તેમના નૈવેદ્ય અર્થે શરીરગત્ વહ્નિવહી વહીને પહોંચાડતો જાય છે. આવેશના સ્થાનરૂપ હૃદય પ્રદેશમાં પણ આ પ્રકારનીજ વ્યવસ્થા ચાલી રહી છે. તેજ પ્રમાણે મારા માનસિક પ્રદેશમાં પણ ભારે વ્યાપારોની ધુન મચી રહી છે. આ સર્વે ક્રિયાઓ થાય છે ને અલપાય છે. એ પ્રમાણે પુનઃ પુનઃ થયાં કરે છે. દરેક ક્રિયાને જગત્ વહી જતી કહી છે, આ પ્રકારની જે દરેક વહી જતી ક્રિયા છે તેનો સદુપયોગ થાય તો યોગ્ય થયું કહેવાય તેનો સદુપયોગ થતો નથી તેટલા માટેજ તે દરેક ક્રિયાને વહી જનાર એટલે જગત્ કહી છે. જે કાયામાં તે થાય છે તેને પણ જગતિ કહી છે. ॥ ઋતમ્ ॥ શબ્દ પણ ઋ એટલે ગતિ કરવી એ ધાતુ ઉપરથી નીકળેલો છે. મારા સ્વભાવભૂત આ દરેક ક્રિયા ઋત છે, તેને તપવડે સત્ય એટલે સ્થિર રહેનાર રૂપમાં રૂપાંતર થતાં ઋત તથા સત્યનો અભેદ થાય છે ॥ ऋतं च सत्यचाभिद्धा तपसोध्य जायत ॥ આ પ્રમાણે જગત્ નામની વહી જતી ક્રિયા તેને સ્થિરતા સાથે અભેદવાળી કરાવી છે. મારા હુંના સ્વભાવમાંથી નીકળતી વહી જનારીરૂપે દેખાતી ક્રિયાઓનું સ્વ ઋત ઉપર આ લેખાયું. હવે એટલુ મારે યાદ રાખવાનું છે કે જેને ક્રિયા નામ ઉપર આપ્યું છે તે કર્મ શબ્દનું પર્યાય છે. શરીરઆદિ જે જે સુખ દુઃખના અનુભવ કરાવનારરૂપે પદાર્થો તથા તે સાથેના સંબંધો પ્રતીત થાય છે, તે બધુંજ મારી ઉપર કહેલી વહી જતી ક્રિયાઓનું પરિણામ પ્રારબ્ધ આદિ નામોવડે મારી સમક્ષ મૂર્તિમાન બનીને ખડું થએલું પ્રતીત થાય છે. તેજ પ્રમાણે હવે પછી પણ પ્રતીત થયા વિના નહિજ રહે એવી ખાત્રી કરી આપે છે.

આ પ્રમાણે વ્યવસ્થાનો હાલ સુધીનો અનુભવ છે. હવે શું કરવું? આ સર્વ ક્રિયાઓનું નિયમન કરનાર તત્વ જે ઈશ નામથી એ મંત્રમાં કહ્યું છે તે એકલુજ

---

પ્રસિદ્ધ કર્તા-તંત્રી, મથુરાશંકર નરભેરામ વ્યાસ.

ન નાશી જનારૂં છે. એ તત્વ તે કયું ? મારા હું માં જે જીવનરૂપે અનુભવાય છે એજ તે તત્વ છે. કાયારૂપ જગતિમાં થતી ક્રિયામાં એ જીવનને સંપૂર્ણ આવાસ આપવો જોઇએ. એ ક્રિયાઓમાંની કોઇ નાની અથવા ગમે તેવી હલકી ક્રિયા હોય તો તેને પણ આ જીવનને માટેજ કરવાની છે. જીવનથી અન્ય દ્રવ્ય યશ આદિ અનાત્મ પરિણામના ઉદ્દેશને માટે કરવાની નથી, પણ જે કાંઈ ક્રિયા થતી હોય તે દરેકમાંનો પુરેપુરો અવકાશ નિયમન કરનાર જે ઈશ તત્વ તેને માટે વાપરવાનો છે.

જેને **શ્રી ઇશોપનિષત્**માં ॥ ईशावास्य० ॥ કહ્યું છે તેનેજ ઉપર લખેલા શ્રી ભગવત્ ગીતાના બીજા મંત્રમાં « વિસ્તારથી સમજાવ્યું છે. હે અર્જુન ! ભૂત માત્રના હૃદય પ્રદેશમાં એ ઇશ્વર એટલે નિયમન કરીને પાલન કરનાર તત્વ રહેલું છે. તે સ્થાનમાં રહ્યું રહ્યું ભૂત માત્રને રચી રચીને વહેવરાવી મૂકનાર પોતાની ચમત્કૃતિરૂપ માયા શક્તિદ્વારા ભૂત માત્રને એટલે શરીરરૂપ પિંડ બ્રહ્માંડમાંના તત્વ માત્રને યંત્ર ઉપર ચડાવીને જેમ ભ્રમણ કરાવી રહ્યાં છે એવું તે તત્વ છે. આ તત્વ તે બીજું કયું ? શુષ્ક કલ્પનાથી સંતોષ થઇ શકે તેમ નથી. જીવનનું આરંભક સ્થાન હૃદય છે. વિજ્ઞાન શાસ્ત્રમાં પણ રક્તની અત્યંત શુદ્ધિ હૃદયમાં થાય છે. ત્યાંથી પ્રસરણ થતાં તે રક્ત મલીન થતું જાય છે. તેથી સર્વોત્તમ જીવનમય રક્ત હૃદય સ્થાનમાં રહેલું છે. શરીરગત ક્રિયા માત્રનુ નિયમન કરનાર તથા રક્ષણ કરનાર તત્વ એજ છે. આથી સમજાયું કે જીવનનીજ અભિવૃદ્ધિ માટે શરીરગત ક્રિયા માત્ર મારી થવી જોઇએ. એક ક્રિયા કરીને તે ક્રિયાના ફૂલમાં મોહ પામીને મારે અટકવાનું નથી. કારણ કે મારો સ્વભાવ જડ નથી. અટકી પડવું તે કર્મ મારૂં સ્વભાવ ભૂત નથી. ॥ आगमापायि ॥ આવવું અને તરત ચાલ્યા જવું એ સ્વભાવ પ્રતીત થાય છે. ॥ तेन त्यक्तेन भुंजीता. ॥

**શ્રી ઇશોપનિષત્**માં કહ્યું છે. શરીરગત કાર્યની જીવનના આવાસ અર્થેજ એક આવૃત્તિ થઇ એટલે તેના ફૂલરૂપ જીવનની કળાની વિવૃદ્ધિનો ત્યાગ કરતાં તેને અનુસરતી હોતી તે, પછી તેને તેવાસ વૃત્તિથી પોતાવશ થઇને રાખી મુકવાની નથી, પણ તે પછીની યોગ્ય આવૃત્તિ તરતજ બીજી કરવાની પ્રાપ્ત થાય છે.

**શ્રી ઇશોપનિષત્**ના બીજા મંત્રમાં इह શબ્દવડે जगति કહેલી કાયામાં कर्माणि એટલે કર્મો જેને जगत् કહ્યું છે, તેને કર્યાજ કરવાના છે. એ કર્મો કરવામાં જીવવાનોજ એટલે જીવન પ્રતીતિની વિવૃદ્ધિરૂપ વિકાસ કરવાનોજ

ઉદ્દેશ રાખવો, એ પ્રકારની આજ્ઞા જિજીવિશેત્ શબ્દથી શ્રુતિ ભગવતિ ડિંડીમ્ વગાડીને કહી બતાવે છે; આ જીવવું તે પતંગીયાવત્ ક્ષણિક નહિ, પણ શતંસમાઃ એટલે સંખ્યાની સંપૂર્ણતા બતાવનાર જે શત છે તેવા સંપૂર્ણ સમય સુધી જીવવાનો ઉદ્દેશ રાખવાની આજ્ઞા કરી છે, તેજ વાર્તાને શ્રી ભગવદ્દગીતાના ઉપર લખેલા ત્રીજા શ્લોકમાં વિસ્તારથી કહી છે. ( અપૂર્ણ. )

દુર્ગેશ્વર નટવરજી ત્રીવેદિ.
હજુર ડેપ્યુટી કલેક્ટર. સુરત.

---

# पडदामां छूपायेला प्रेमीने.

ગઝલ—હફ્ફા.

લીધી તમે શું વ્હાલા! બાધા ન બોલવાની ?
દીધી મને નિરાશા, શું આંખ ચોળવાની ?
જોયા અનેક દેશો, લીધા અનેક વેશો,
કારી ન કાંઈ ફાવી, એ શક્તિ તોળવાની !
વાંચ્યાં અનેક શાસ્ત્રો, સેવ્યા અનેક સંતો,
કુંચી નથી જણાતી, તુજ દ્વાર ખોલવાની !
સુરમા અનેક આંજ્યા, લઇ જ્ઞાનની શલાકા,
દ્રષ્ટિ ન તોય પામ્યા, તુજને વિલોકવાની !
ધરી પ્રેમભાવ પ્યારા ! ચીર્યાં જીગર હમારાં,
યુક્તિ ન હાથ લાગી, તુજ દેશ પહોંચવાની !
જોવા જીગરથી આવી, બોજા બહુ ઉઠાવી,
કારી ન કાંઈ ચાલી, પડદો ઉપાડવાની !
તલસે છે નેનચાતક, બિંદુ નિહાળવાને,
પુણ્યો ન પાર પામ્યાં, પાંપણુ ઉધાડવાને !
મ્હારી અને ત્હમારી; સુણી ગુંજ ન્યારી ન્યારી;
ઘડીએ છતાં ન આવી, બે બોલ બોલવાની !
મદમસ્ત પ્રેમ-પ્યાલી, આવ્યો હું હાથ ઝાલી,
દીઠી સદાય ખાલી, એ આંખ ખોલવાની !

वसन्त.

---

# स्त्रीओने आवश्यक ज्ञान

## अने

# ते आपवाना व्यावहारिक मार्गो.

( અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ઠ ૯ થી. )

**કન્યાએ શ્વસુર પક્ષમાં રાખવાના વર્તનનું જ્ઞાન.**

એક કન્યાનો જન્મ થયા પછી તે સમજણી વયની થાય છે ત્યારથી જો કે તેને કન્યાશાળામાં મૂકી ભણાવવામાં આવેછે પરન્તુ આપણા હિંદુ સંસારમાં સમજુ અને ડાહી ગણાતી માતાઓ કન્યાને ભણાવવા તરફ જેટલું ધ્યાન આપે છે તેના કરતાં દ્વિગુણું ધ્યાન તે કામ કરતાં શીખતી થાય તે ઉપર આપે છે. કન્યા ધનવાન કુળની હોય પણ માતાને ચિન્તા એજ રહે છે કે વખતે પતિ ગરીબ મળ્યો તો કન્યાને તેના ઘરનું બધું કામ કરવાનું હોવાથી તેને પ્રથમ તો કામ કરતાં શીખવવા ઉપર લક્ષ આપવું જોઈએ. માતૃ પક્ષમાં તો કન્યાને કોઈ દિવસ દુઃખ હોય નહીં શિવાય કે તેને ઓરમાન માતા હોય. બધા દાખલાઓમાં ઓરમાન માતાઓ કન્યાને દુઃખ દે છે એવું હોતું નથી, પણ ઘણા દાખલાઓમાં તો એવુ નજરે પડે છે. આથી એક કન્યાને તેની માતાએ ને નિશાળની શિક્ષિકાએ જે ખાસ જ્ઞાન સૌથી પ્રથમ આપવું જોઇએ તે **શ્વસુર પક્ષમાં કેવી રીતે વર્ત્તવું ?** એ છે. (૧) વડીલોની આજ્ઞા પાળવી, (૨) સમાન અને નાનાં સાથે નમ્રતાથી વર્તવું અને (૩) યથાશક્તિ શુદ્ધ હૃદયથી ગૃહને લગતું સોંપાયલું પ્રત્યેક કામ કરવું એ ત્રણ બાબતો કન્યાએ હમેશાં લક્ષમાં રાખવાની જરૂર છે. જ્યાં સુધી તેની સાસુ સશક્ત અને જીવતી હોય છે ત્યાં સુધી જો ઉપર કહેલા ત્રણ ગુણોમાંથી એકેકમાં લગાર ચૂક થવા પામે છે તો તે કન્યાનો ભાર ભાગી જાય છે. કેટલેક ઠેકાણે સાસુઓ એવી કપરી હોય છે કે વહુઓની ફજેતી થયા વગર રહેતી નથી, અને લગાર સામો ઉચ્ચાર જો તે કરે છે તો સાસુ અંટસ રાખી તેને દુઃખિની કરવામાં બાકી મૂકતી નથી. **વડીલોની આજ્ઞાપાલનતાનો** નિયમ જગતમાં પુરુષ તેમ સ્ત્રી બન્નેને લાગુ પડે છે. સૂર્ય, ચંદ્ર, તારાગણ, રાત્રિ,

દિવસ, ઋતુઓ વગેરેને હમેશાં ઇશ્વરની આજ્ઞામાં રહી, જેમ જગતનાં લોકો પ્રત્યેનું પોતાનું નિયમિત ઋણ અદા કરવાનું હોય છે તેમજ જગતનાં ન્હાનાં પ્રાણીઓએ મ્હોટાંને વશવર્ત્ત બની ઋણ અદા કરવાનું છે. કેટલાકો એવા મતના હોય છે કે પ્રાણાન્તે પણ વડીલોને તુંકાર કરવો ન જોઇએ. લશ્કરીઓમાં પોતાના સેનાધિપતિ માટે એવો નિયમ હોય છે કે તે ગમે એવું ફરમાન કરે તો એકે પણ સામો શબ્દોચ્ચાર કર્યા વગર પાળવા તત્પર થવું જોઇએ. આ નિયમ સર્વ સામાન્ય અને સર્વેએ ગ્રહણ કરવા યોગ્ય છે. **નમ્રતા** આ જગતમાં જેવી કાર્યસાધક બને છે તેવો કોઈ પણ ગુણ બનતો નથી. ધીમાશથી સમજાવી પટાવીને જે વાત ક્હેવામાં આવે છે તેથી લુચ્ચાના પીર પણ ઠગાઈ જઇ કબ્જામાં રહે છે. માટે એ ગુણ સ્ત્રીએ હમેશાં ધારણ કરવો.

**પોતાનાથી બનતું** કાર્ય શુદ્ધ હૃદયથી કરવામાં કદાપિ અપયશ આવે છે પરંતુ નિઃસ્વાર્થ બુદ્ધિથી થયેલાં કામો અંન્તે પણ યશપ્રાપ્તિ કરાવ્યા વિના રહેતાંનથી. " કામ કર્યું તેણે કામણ કર્યું " એ કહેવત અત્રે અક્ષરશઃ ખરી લાગે છે. ઉપર ગણાવેલા ત્રણ મુખ્ય ગુણો ઉપરાંત વડીલોની લજ્જા (૪) રાખવી, (૫) શ્વસુર પક્ષનાં સર્વે સાથે હળી મળીને રહેવું, તે પક્ષની (૬) નિંદા ન કરવી, (૭) તેના ગૃહ છિદ્ર કદાપિ ઉઘાડાં ન પાડવાં, (૮) મર્યાદા પુરઃસર રહી છોકરવાદ ન કરવી એ પાંચ ગુણો પણ જરૂર તેણે ગ્રહણ કરવાના છે એવું જ્ઞાન તે કન્યાને મળવું જોઇએ. એવા કૈં કૈં પ્રસંગો આવે છે કે જેમાં એક કન્યા શ્વસુર પક્ષમાં શરમ શેરાણે મૂકે છે તો તેને દુઃખ વેઠવું પડે છે. લજ્જા એ સ્ત્રીઓના ગુણનું આભુષણ છે. સાસુ સસરાનો, લજ્જાવાળી વહુ ઉપર ચાહ વધે છે. તેઓ તે વહુ ઉપર પોતાની પુત્રીના જેવીજ મમતા રાખે છે. સંપીને રહેવાનો ગુણ પણ તેવીજ રીતે સુખકર નીવડે છે. કુટુંબમાં એવી સ્ત્રીઓ પણ હોય છે જેઓ પરસ્પર એક બીજાનું ભૂંડું એક બીજાની ગેરહાજરીમાં ત્રીજા પાસે બોલે છે. એક ડાહી વહુએ હમેશાં તેવી નિંદા સાંભળવામાં કે કોઇપણ પક્ષકાર બનવામાં પ્રવૃત્ત ન થવું. તેણે સદા એવી નિંદાથી દૂર રહી પોતે જાણે કશું જાણતીજ નથી એમ કરવું જોઇએ અને કોઈ કાંઇ પૂછવા આવે તો " હું કશુંએ જાણતી નથી ", એમ પ્રત્યુત્તરવાળી પોતાનું સ્વમાન જાળવવાનો લાગ સાધી લેવો જોઇએ. આથી શ્વસુર પક્ષનાં છિદ્રો વહુ દ્વારા બહાર પડતાં નથી એમ સર્વના જાણવામાં આવ્યાથી કુટુંબીઓના ગાઢા

સ્નેહની વૃદ્ધિ થવા પામે છે. ઘણી વહુઓ પોતાનું સાસરૂં જાણે માતૃપક્ષ જેવું જ હોય અને ત્યાં સ્વચ્છંદતાથી વર્તાય એમ સમજે છે. તેઓ સાં મોટેથી હસવામાં, મોટેથી વાતો કરવામાં, ધબ ધબ ચાલવામાં કે દોડવામાં, માથેથી લુગડાંનો છેડો ખસી જાય તેનું ભાન નહીં રાખવામાં, કોઇ કોઇવાર તો નણંદો સાથે વઢવામાં કે એવાંજ અયોગ્ય વર્તન કરવામાં અચકાતી નથી. આમ કોઇ દિવસ થવું ન જોઇએ. પોતે એ કુળની નથી પણ બીજા કુળની છે તથા એ કુળ તારવાને–તેનો ઉદ્ધાર કરવાને તેમાં તે પ્રવેશેલી છે એમ તેણે જાણવું જોઈએ. પોતે સદ્ગુણો ધારણ કરી, આસ પાસનાં ને સદ્ગુણી બનાવી; એ કુટુંબમાં પોતાની નામના તેણે કાઢવાની છે એ ભૂલવું જોઇતું નથી. દૂધમાં સાકર ભેળવાથી જેમ દૂધ, ગળ્યું અમૃત જેવું બને છે તેમ સુકન્યા જે કુળમાં જાય છે તે કુળ ઉત્તમ બને છે. શકુંતલાને સાસરે વિદાય કરતી વખત કસ્યપ ઋષિએ આશિર્વાદ અને શીખામણ આપ્યાં હતાં કેઃ—

સેવે સૌ ગુરુને, બને પ્રિય સખી સર્વે સપત્ની તણીઃ
સ્વામી અવગણના કરે, તદપિના આડી જજે રોપથી,
ઔદાર્યે સહુ દાસી દાસ રીઝવે સદ્ભાગ્યથી નાફુલે;
આ રીતે ગૃહિણી વહૂ બની રહે, આધિજ બીજી કુળે;

( રા. બ. ક. ઠાકોરનું શાકુન્તલનું ભાષાન્તર )

**પતિ પ્રત્યે પત્નીના વર્તનને લગતું જ્ઞાન.**

સ્ત્રીઓએ સાસરામાં આમજ સમાવાનુ છે. શ્વસુર પક્ષમાં આવ્યા પછી, સ્ત્રીનો આખા જન્મનો સાથી જો કોઇ પણ હોય તો તે પતિજ છે. સાસુ સસરો વૃદ્ધ થઇ સ્વર્ગસ્થ થતાં અન્ય કુટુંબીઓ પોત પોતાનાં જૂદાં ઘર માંડવાનાં પરન્તુ પતિ સાથે તો સ્ત્રીનું જન્મારા સુધી પાનું પડ્યું તે પડ્યુંજ. આથી પતિ પ્રત્યે પત્નીનું કેવું વર્તન હોવું જોઇએ એ પ્રત્યેક કન્યાએ ખાસ લક્ષમાં રાખવાનું છે. એટલા માટે **લગ્ન એ શું છે તે દરેક સ્ત્રીએ જાણવું જરૂરનું છે.** એક કન્યાના હૃદય પટ ઉપર એ પવિત્ર બન્ધનના સસ્કાર અને તેની જોખમદારીનું ભાન સદાયે અંકિત રહેવું જોઇએ. લગ્ન વખતે જે શાસ્રોક્ત વિધિઓ કરવામાં આવે છે તેમાં રહેલા મંત્રોનું સામર્થ્ય સ્ત્રીઓને સમજાવવું જોઇએ. દેવો, સપ્તર્ષિ, સગાં વહાલાં–એ સર્વેની સાક્ષીમાં, આ હીરની દેખાવમાં નાજુક પણ

ગુણે દઢ અને બળવતી દોરીથી બંધાયલાં પતિપત્ની, એકબીજાને નિભાવવાનું અને એકબીજાનાં સુખ દુઃખનાં સાથી થઇને રહેવાનું વચન આપે છે. પત્નીનું ભરણપોષણ પોતાના જીવનપર્યંત તાડ તડકા વેઠીને, ખંત અને મહેનતથી ધન પ્રાપ્તિ કરીને, કરવાનું પતિ વચન આપે છે અને એને આધારે એ તેની ફર્જ છે કે તેણે તેને પોષવી-ભલે પછી તે ગમે તેવી હોય. એ વચનથી પત્ની, પતિને દુઃખમાં આરામરૂપ થવા બંધાયલી છે, પતિ તેનું પોષણ કરે છે તે બદલ તેણે તેનેજ વળગી રહેવાનું છે. પતિએ એક પત્નીવ્રત અને પત્નીએ પતિવ્રત પાળવાનું છે અને એમાં જેઓ ગાફેલ બની પોતાનાં વચનો ભૂલી જાય છે તે પાપી, વિશ્વાસઘાતી અને દુરાચારી લેખાય છે. સપ્તપદિના એકકે એક શ્લોકોના એકકે એક અક્ષરમાં જે દિવ્ય રહસ્ય રહેલું છે તે સંલગ્નથી એકત્રિત થયેલા યુગલને બહુજ બન્ધનકર્ત્તા છે. માટે પત્નીએ એ લગ્નની સાર્થકતા કરવાના હેતુઓ પરિપૂર્ણ કરવાને લગતું જ્ઞાન મેળવી લગ્નથી ઉપસ્થિત થયેલી પોતાની જોખમદારીઓ સમજવી જોઈએ. કવિ ટેનિસન લગ્નને કેવું ગણે છે ? તે કહે છે કેઃ—

" Oh ! there is something in marriage
like the veil of temple old,
That screened the hoy of holies
with blue & purple & gold !
Something that makes a chamber
where only the one may come,
A sacredness, too and a silence
where joy that is deepest is dumb. "

લગ્નને આપણા ઋષિ મુનિઓ પવિત્ર બન્ધનરૂપ ગણી ગયા છે એટલુંજ નહીં પણ સમજુ અંગ્રેજ લોકો પણ તેને તેવુંજ ગણે છે. અંગ્રેજ લોકોમાં તો પુનર્લગ્નનો ચાલ છે પણ જેઓ લગ્નને પવિત્ર ગણે છે એવા ડાહ્યા, સમજુ અને જ્ઞાની, વિદ્વાનો તથા કવિયો તેને જેવું તેવું સમજતા નથી એ કવિ ટેનિસનની ઉપરની કવિતાથી જણાશે.

( અપૂર્ણ )
સદ્વિલાસી.

---

પ્રસિદ્ધ કર્તા-તંત્રી, મણિશંકર નરભેરામ વ્યાસ.
અંકલેશ્વર

# બ્રહ્મચારીમનુ.

૧

ઉપવીત સંસ્કાર યુક્ત મનુજી થઇ ને,
જતા વને શિર્ષે આજ્ઞા ગુરૂની ધરીને;
વેદ મન્ત્રે માર્જન કર્યું સ્વહસ્ત તાતે,
દીધી શુભાશીષ સજલ નેત્રે સુમાતે.

૨

સંસારને ક્ષણીક સુખદ મહાયોગી સ્હમજી;
દ્રષ્ટિ ક્ષણુ નુવરોકતાં ચાલ્યો, પ્રીયા પ્રીય ત્યજી,
જટાજુથ શિર્ષે દીસે છે દૂર થકી રાશી પુંજ;
ને જાણે શુભ સંકૃત ભાલ ત્રીપુંડ્ દ્વારા કરે છે.

૩

કમણ્ડલુને કરમાં ગૃહીને;
વ્યાઘ્રા મ્બરને શરીરે ધર્યુ છે,
સહચર ગ્રન્થો સ્કન્ધે મુકીને,
બની અતિથી વનનો જ આવે.

૪

શ્રમીત થયાં પાદ પ્રયાણુ કરતાં,
તદપિ દ્રષ્ટે ન પડી વનની સીમાડી;
થયો પીડીત તૃષાથી મધ્યાન્હ થાતાં,
વ્યાકુલ બન્યો જલાશય ના નીહાળી.

૫

તપાવ્યૂં છે ભૂમણ્ડલ પ્રભાકરે રશ્મિ રેલી,
વિરમ્યો વૃક્ષાશ્રયે યોગી ઉષ્ણુદ શ્વાસ મેલી.

૬

પ્રસરી રહ્યો ઉષ્ણુ વાત જ્યહાંય;
વળતી નથી શાન્તિ તને જરાય,

બેઠા ન બેઠા ઘડી એક ત્હાંય;
પન્થે વિચર્યો ઉઠીને ત્વરાય.

૭

વન લીલા તણું દર્શન કરતો,
તૃણપર્ણો દિને કરથી સ્પર્શતો;
ગીરી ગુફાપર ચ્હડતાં પડતો,
બચી સરોવર-તટ આવી ઉભો.

૮

કોહર તૃણ મૃગો ચરી રહ્યાં છે,
કો મચ્છ આશે.ધ્યાનસ્થ બગો થયાં છે;
સ્વચ્છંદ શુક પંક્તિ સરીરે વહે છે,
કો કલાધર કલાપી કલા કરે છે.

૯

તપસી અશ્વત્થ વટ;
બકુલ પારિજાતક,
અનુસ આમ્ર દ્રાક્ષ,
કદલી જમ્બીર જામ.

૧૦

સન્તુષ્ટાર્થે ઉત્તિષ્ઠ થઇ જન પશ્વાદિનું હિત સાધે,
નીહાળી લીલા કમલ ભૃંગ નાવ નીરની મુક્ત મન્ત્ર જાપે.

૧૧

થઇ નિવૃત્ત સ્નાન ધ્યાને;
પેખેછ વીશ્વલીલા અનેરી,
હવે દીઠું શુભ્ર વત્સ બાળ,
છે દણ્ડ સહ મીત્ર ઋષિકુમાર.

૧૨

વહ્યું અશ્રુ ઝરણું ચતુર્ય ક્ષુમળતાં;
પ્રણય ભર્યું શ્વેત મૌતિક વરણું,
ભેટ્યા પરસ્પર હૃદય-અંગ ચાંપી;
આશ્રમ તણા કુશલ સન્દેશ વાંચ્યા.

૧૩

હસ્તમાં હસ્ત ગ્રહી સાહિત્ય વામ કરે ધરી સવત્સ આવ્યા આશ્રમે,
નમી-નમાવી પિતા માતને અર્પાવી શિષ્ય દિક્ષા બ્રહ્મ-યજ્ઞ સન્મુખે.

૮-૧૦-૧૩
"શારદા" મન્દિર
નાણાવટ-સુરત. } શશીશ.

# સ્વાગત મંદિર.

**બાલશિક્ષક**—(ખાસ બાળકો ને માટે પ્રકટ થતું માસિક પત્ર. વાર્ષિક લવાજમ રૂ ૧-૪-૦ પ્રકાશક રા. મહાશંકર લલ્લુભાઇ ભટ શ્રી ગુર્જર સાહિત્ય વર્ધક કાર્યાલય, વડોદરા) આ નામના માસિક પત્રના દ્વિતીય વર્ષના અંકો અમને અભિપ્રાય અર્થે મળ્યા છે. માસિકની શૈલી તથા તેનું લખાણ બાળકોને ખાસ રૂચીકર થઇ પડે તેવું છે. અને તે તેના પ્રકાશકને અભિનંદનને પાત્ર છે.પોતાના બાળકોને આવા ખાસ બાળક ઉપયોગી પુસ્તકો અને માસિકો વંચાવવાનો ઉદ્દેશ દરેક માબાપે રાખવો જરૂરનોછે.

**દિગમ્બર જૈન**—(તંત્રી રા. રા. મૂળચંદ કસનદાસ કાપડીયા સુરત વાર્ષિક લવાજમ રૂ. ૧-૧૨-૦ ભેટના દશ પુસ્તકના પોષ્ટેજ સાથે) આ માસિક પત્રના સાતમા વર્ષનો પ્રથમ અંક અમને અવલોકન માટે પ્રાપ્ત થયો છે. આ અંક અનેક પ્રકારના વિષયો તેમજ દિગમ્બરી ભાઈઓના ફોટાથી વિભુપીત થએલછે. વિષયની પસંદગીમાં પણ રા. કાપડીઆએ ઘણું ધ્યાન પહોંચાડી ઉપયોગી વિષયોજ તેમાં દાખલ કરેલાછે. આટલા જુજ લવાજમમાં આ પ્રમાણે દર મહિને લગભગ ચારથી પાંચ ફૂર્માનું માસિક નિયમીત રીતે બહાર પાડવા અને તેની સાથે વળી આવા ખાસ મોટા અંકો ચિત્રો અને ભેટના પુસ્તકો બહાર પાડવાના રા. મૂળચંદના સાહસને અમે ધન્યવાદ આપીએ છીએ. અને દિવસે દિવસે તેમને તેમના આ સાહસનાં પરિણામમાં અધિક ઉત્કર્ષ પ્રાપ્ત થાઓ એવું ઇચ્છીએ છીએ.

**સુન્દરીસુબોધ**—( તંત્રી અને પ્રકાશક રા. રા. રામમોહનરાય જસવંતરાય બન્ધુસમાજ, અમદાવાદ. વાર્ષિક લવાજમ રૂ. ૧-૪-૦ ) આ માસિકપત્રનો ચાલુ વર્ષનો સ્ત્રી લેખોનો સચિત્ર ખાસ લગભગ બસેં પૃષ્ઠનો અંક અમને તેના પ્રકાશક તરફથી અભિપ્રાય અર્થે મોકલી આપવામાં આવ્યો છે. વિવિધ પ્રકારના સ્ત્રી ઉપયોગી લેખો તેમાં ખાસ સ્ત્રીઓનેજ હાથે લખાની આ અંકમાં સંગ્રહિત કર્યાછે. અને તે સર્વ રીતે તેની ઉપયોગીતામાં વૃદ્ધિ કરનારછે. સ્ત્રી જાતિની પ્રગતિને માટે ઉક્ત મંડળના વાજીંત્ર તરીકે આ સુન્દરીસુબોધ દ્વારા તેના વર્તમાન તંત્રી જે પ્રયત્ન કરેછે તે અવસ્ય સ્તુતિપાત્ર અને અભિનંદનીયછે. મનુષ્ય પોતાની ઉન્નતિને માટે ગમે તેટલો પ્રયત્ન કરશે. પણ જ્યાંસુધી તેણે આ સ્ત્રી જાતિની ઉન્નતિને વિચારી નથી ત્યાં સુધી તેની વાસ્તવિક ઉન્નતિ કોઇપણ દિવસ થઈ શકવાની નથી. તે ગમેતેટલો ઉંચી ભૂમિકામાં ઉડશે પણ તેનાં એક પગે સોમણની બેડી પહેરેલી હોવાથી તેનાથી બરોબર ઉડી શકાશે નહિ. આપણા દેશના પ્રમાણમાં આ સ્ત્રી જાતિની ઉન્નતિને માટે હજી જોઇએ તેટલા પ્રમાણમાં પ્રયત્ન થતો નથી. હાલ જે થાયછે. તે જોકે પ્રથમના દશક કરતાં સારોછે. તથાપિ હજી પણ તેને પૂર્ણ રીતે ખીલવવાની અને તેના ઉપર દરેક વિદ્વાને ધ્યાન આપવાની જરૂર છે. શ્રી રામમોહનરાય તરફથી આ બાબત ધ્યાન અપાઇ આ સંબંધ જે પ્રયત્ન કરવામાં આવેછે તે ધન્યવાદને પાત્રછે. તેઓના તરફથીજ ગયા સપટેમ્બર માસથી સુન્દરી સુબોધના કદમાં તેના હાલના કદ કરતાં વધારો કરી તેનું સો પૃષ્ઠનું કદ કરી લવાજમ ત્રણ રૂપૈયા રાખવામાં આવ્યુંછે. તેના બે અંકો અમને પ્રાપ્ત થયાછે, વિવિધ જ્ઞાનબોધક અને સ્ત્રીઉપયોગી તેના વિષયો તેમજ બીજા અન્ય પ્રકીર્ણ વિષયો ખાસ અવલોકવા યોગ્યછે અને જનસમાજ તરફથી એ પત્રનો સારો સત્કાર થવાની આવશ્યકતાછે. તેનો અધિક અધિક ફેલાવો થાઓ એજ પ્રકારની ઇચ્છા રાખી શ્રી રામમોહનરાયના આ કાર્યને અભિનંદન આપી વિરમીએ છીએ.

---

## ઉપયોગી વિચારો.

ગમે તેવા દુઃખના પ્રસંગે પણ પોતાની પ્રયત્નશીલ શક્તિને છોડી દઇ આપણે ઢીલા ઢબ થઇ જવાની કશીજ જરૂર નથી. ઘણાં મનુષ્યોનો એવો સ્વભાવ પડી ગયો હોય છે કે તેઓ સ્વલ્પ સરખી પણ વિપત્તિનો પ્રસંગ આવતાં ઢીલા થઇ જાય છે. અને જનસમાજને પોતાની મુખાકૃતિ જાણે તેનું સર્વસ્વ પાયમાલ થયું હોય તેવી રીતની કરીને દર્શન આપે છે. આ પ્રમાણે ગ્લાન મુખાકૃતિ લઇને ફરવાથી કોઇ કાંઈ તેનો અર્થ સારી શકે તેમ નથી પરન્તુ ઉલટું પાછળથી કાંઈ કાંઇ ચેષ્ટા

---

પ્રસિદ્ધ કર્તા-તંત્રી, પ્રભુશંકર નરભેરામ વ્યાસ.
ચંદ્રપ્રકાશ ઓફીસ, ખપાટીઆ ચકલા-સુરત.

કરી તેવા મનુષ્યોની ચિંતામાં વધારો કરે છે. અને આ પ્રમાણે હોવાથી વિપત્તિ ગ્રસ્ત મનુષ્યને સહજ સમજાયું હશે કે તેઓ પોતાની પ્રવૃત્તિ અવસ્ય કરીને ભુલ ભરેલીજ કરે છે.

મનુષ્ય જ્યારે વિપત્તિ આવતાં ગભરાઇ જાય છે અને તેનાથી મુક્ત થવાનો પ્રયત્ન કરવાને બદલે તેમાંજ પડી રહેવાનો–વિપત્તિ ટળશેજ નહિ એમ માની તેને વસ થઈ રહેવાનો પ્રયત્ન કરે છે અને તેનાં પરિણામે તેઓ અધિક અધિક વિપત્તિની જાળમાં સપડાતાં રહે છે. માટે ગમે તેવી વિપત્તિની પ્રસંગ આવતાં તેનાથી જરાપણ ન ગભરાતાં આવેલી વિપત્તિ ટાળવાનો પ્રયત્ન કરનાર મનુષ્ય સર્વદા વિજયને પામી શકે છે. અને તેવાજ દૃઢ આગ્રહશાળી પુરૂષાર્થવાળા નરોજ વંદનને પાત્ર છે.

મોટા મોટા વિદ્વાન અને સમજુ મનુષ્યો એમ ઉપદેશ કરતાં જણાય છે કે વિપત્તિ આવે તે વખતે તેને વશ ન રહેવું પણ આ સર્વ માત્ર કહેવાપણુંજ હોયછે. કેમકે એવાં અનુભવનો પ્રસંગ ભોગજોગે તેમને પ્રાપ્ત થતાં તેઓ પણ ગભરાઇ જતાં માલુમ પડે છે. અને તે સ્વાત્માનુભવથી પણ સિદ્ધ વાર્તા છે. પણ આવા પ્રસગે તો તેવા મનુષ્યોએ સામન્ય મનુષ્યનાં કરતા પણ અધિક ધૈર્યબલને દર્શાવવાની અગત્ય રહે છે. કેમકે જ્યારે એવા મનુષ્યો પોતાનું ધૈર્યબલ ખોઈ બેશે ત્યારે સામાન્ય મનુષ્યો તેનાથી પણ ચારગણું વધારે ધૈર્ય ખોઈ નાખે એમાં જરાપણ સંસય નથી.

વિપત્તિ આવતાં ગભરાઇ જવાથી જો કદાચ મનુષ્યને આવેલી વિપત્તિમાંથી સહજ પણ અંશ ટળી શકતો હોય તો ભલે મનુષ્યો તેનું સેવન કરે. પરંતુ જૈન સમાજ તરફ દ્રષ્ટિ કરીને જોતાં એમ તો કાંઇ જણાતું નથી. પણ ઉલટું તેનું સેવન કરવાથી હાનિ થએલી જણાય છે. ત્યારે આ પ્રમાણે લાભને બદલે હાનિના રસ્તામાં જનાર મનુષ્યને મનુષ્ય કહેવો કે કાંઈ ઇતક વગેરેનો. ?

આ વિશ્વમાં કાંઇ કાંઈ પ્રસગો આપણને પ્રાપ્ત થાય છે. કોઈ પ્રસંગ આપણને હસાવનાર અને હર્ષમાં નાંખનાર હોય છે. તો કોઇ પ્રસગ આપણને નિરાશાના ઉંડા ખાડામાં નાંખી દેનાર હોય છે. પણ આ સર્વ પ્રસગો આપણને કાંઇને કાંઇ ગુપ્ત રીતે બોધ કરી જાય છે વિચાર કરવાથી કોઇ પણ મનુષ્ય આ બાબતને સહજમાં સમજી શકે તેમ છે અને પોતાને પ્રાપ્ત પ્રસગ કયા કારણથી આવ્યો તે જાણી શકે છે. હવે જો તે આ વખતે ખાસ કાળજી રાખી પોતાનો પ્રયત્ન કર્યો જાય છે. અને જો તે પ્રયત્ન સુખ આપનાર હોય તો અધિક અધિક સાધે છે. અને દુઃખ આપનાર હોય તો તેને સમૂળ છોડી દે છે. તો તે મનુષ્યને દુઃખનાં દર્શન કોઇ દિવસ પણ થતાં નથી.

---

પ્રસિદ્ધ કર્તા—તંત્રી, મણુશંકર નર્મદારામ વ્યાસ.
ચંદ્રપ્રકાશ ઑફીસ, ખપાટીઆ ચકલા—સુરત.

---

સસ્તુ સાહિત્યવર્ધક કાર્યાલય,—મુંબઇ નં. ૨ અને અમદાવાદ
સુરત એજન્ટ મંગળદાસ હરકીશનદાસ બુકસેલર્સ ભાગાતળાવ.
પી. વી. મહેતાની કું. પારસીશેરી.

પ્રસિદ્ધ કર્તા-તંત્રી, મણિશંકર નરભેરામ વ્યાસ.

**સસ્તુંસાહિત્યવર્ધક કાર્યાલય,—મુંબઇ નં. ૨ અને અમદાવાદ**

સુરત એજન્ટ **મંગળદાસ હરકીશનદાસ** બુકસેલર્સ ભાગાતળાવ.

પી. વી. મહેતાની કું. પારસીશેરી.

Registered No. B 712

પુસ્તક ૯ મું
અંક ૨ જો
સંવત ૧૯૭૨
માર્ગશીર્ષ

॥ ॐ श्री ॥

# चंद्रप्रकाश.

## ( માસિક પત્ર. )

पुष्णामिचौषधिः सर्वाः सोमो भूत्वा रसात्मकः ॥
भ० गीता ॥

શ્રી કૃષ્ણ કહે છે કે; હું પોતે રસાત્મક ચંદ્ર રૂપ થઈને દરેક ઔષધીઓને પુષ્ટ કરૂં છું.
ભગવદ્ગીતા.

વાર્ષિક
લવાજમ
રૂ૦ સવા
પોસ્ટેજ
સાથે.

### અનુક્રમણિકા.


| વિષય | પૃષ્ઠ. |
|---|---|
| ૧ ગીતાજીની કેટલીક હૃદયંગમ વિચારણા | ૩૩ |
| ૨ શ્રી રામકૃષ્ણ ચરિતામૃત | ૩૪ |
| ૩ પુનર્જન્મ. | ૩૬ |
| ૪ શીખ ગુરૂઓના જીવનની સમાલોચના | ૪૦ |
| ૫ ઋતુ સંહાર | ૪૧ |
| ૬ જ્યોતિર્મયી. | ૪૪ |
| ૭ સુખનો મહામંત્ર | ૪૭ |
| ૮ આરોગ્ય સંરક્ષણ | ૫૦ |
| ૯ શ્રી સૂતસંહિતા | ૫૩ |


પ્રસિદ્ધ કર્તા-તંત્રી, મધુશંકર નરભેરામ વ્યાસ.
ચંદ્રપ્રકાશ ઑફીસ, ખપાટીઆ ચકલા-સુરત.

અને નવજીવનના અમોલ વાઘા સજાવશે વા નહિ? શરીરનાં આરોગ્ય અને સ્વાસ્થ્ય પૂરશે વા નહિ ? મનની નિશ્ચલતા અને ઇંદ્રિયમાં 'દૈવત' દીપાવશે વા નહિ ? રે ! સર્વ ચરાચરના વિકાર વા વિલાસ આત્મતત્વપ્રતિ વાળશે વા નહિ, રે ! આત્મતત્વ તેમાં રેડી આત્મરૂપે તેને પ્રતીત કરશે વા નહિ ? અને સત્‌ચિત્‌ અને આનંદનો સાક્ષાત્કાર કરાવશે વા નહિ ? જો તેમ 'હા' થાય તો તે ધર્મ, અને તેથી ઉલટું થાય તો અધર્મઃ જીવનહાની જેવું જે કાંઈ થોડું ઘણું તે સર્વ અધર્મ: જીવનવૃદ્ધિ જેવું જે કાંઈ ભર્યું ભર્યું સદા સર્વદા ખીલતું તે સર્વ ધર્મ. શ્રી ॐ गुरुचरणे



## श्री रामकृष्ण चरितामृत.

સિંતિની બ્રહ્મોસમાજની મુલાકાત અને શ્રીયુત શિવનાથ ઇત્યાદિ બ્રાહ્મભક્તોની સાથે વાર્તાલાપ અને આનંદ

### પ્રથમ પરિચ્છેદ.

જે પ્રસંગનું અત્રે વર્ણન કરવામાં આવે છે તેને ઘણાં વર્ષ થઇ ગયાં છે. ઇ. સ. ૧૮૮૨ ના અકટોબર માસની ૨૨ મી તારીખે, શનિવારે, શ્રી રામકૃષ્ણ પરમહંસ સિંતિની બ્રાહ્મસમાજની મુલાકાતે ગયા હતા. આશ્વિન માસની કૃષ્ણ પક્ષની દ્વિતીયા હતી. સમાજમાં આજે મહોત્સવ હતો. તેથી પરમહંસજી મહારાજને નિમંત્રણ થયું હતું. સાંજના ત્રણ વાગ્યા એટલે તે પોતાના કેટલાક ભકતોને લઇને ગાડીમાં બેશી દક્ષિણેશ્વરથી નીકળી શ્રીયુત વેણીમાધવપાલના બગીચામાં આવી પહોંચ્યા. એજ બગીચામાં બ્રાહ્મસમાજ બેસતી હતી. એ સમાજ પ્રતિ મહારાજને બહુ સદ્‌ભાવ હતો અને બ્રાહ્મભકતો પણ મહારાજ તરફ અતિશય શ્રદ્ધા અને ભક્તિ રાખતા હતા. આગલે દિવસે એટલે શુક્રવારે સાંજે બાબુ કેશવચંદ્રસેનની સાથે હોડીમાં બેશીને ભકતોની સાથે બહુજ આનંદ કર્યો હતો, અને દક્ષિણેશ્વરથી કલકત્તા સુધી સ્ટીમરની સહેલ કરીહતી

સિંતિ કલકત્તાથી ઉત્તરે દોઢ ગાઉ છેટે છે.

બાગ ઘણો સુંદર છે. સ્થાન સર્વાંશે નિર્જન છે. ઇશ્વરોપાસના માટે વિશેષે કરીને યોગ્ય છે. તેનો માલિક વર્ષમાં બે વાર મહોત્સવ કરે છે. એકવાર શરદૃરૂતુમાં અને બીજીવાર વસંતરૂતુમાં. એ મહોત્સવને નિમિત્તે તે કલકત્તા અને સિંતિની પાસેના ગામોના અનેક ભકતોને નિમંત્રણ કરે છે. માટે આજે કલકત્તેથી શિવનાથ વગેરે ભકતો આવી પહોંચ્યા છે. તેઓમાંના કેટલાક પ્રાતઃકાળની ઉપાસના કરવામાં પ્રવૃત્ત થઇ ગયા છે. વળી તેમના સાંભળવામાં આવ્યું છે કે આજ સાંજે મહાત્મા રામકૃષ્ણજી પધારવાના છે તેમની આનંદ મૂર્તિનાં દર્શન થવાનાં છે તેમની ચિત્રપાવન કથા કાને પડવાની છે તેમનું હૃદય મુગ્ધકારી ગીત સાંભળવાનું છે અને તેમનું મધુર સંકીર્તન અને દેવદુર્લભ હરિ પ્રેમમય નૃત્યનું દર્શન કરવાનું છે. આ વિચારથી તેઓ આનંદ અનુભવતા હતા.

પાછલા પહોરના બગીચામાં ઘણા માણસો એકઠા થયા હતા. કેટલાક લતા મંડપની અંદર મુકેલી બેંન્ચો ઉપર બેઠા હતા. કેટલાક વિહારકુંડને કિનારે મિત્રોની સાથે ફરતા હતા. બીજા કેટલાક શ્રીરામકૃષ્નના આગમનની વાટ જોતાં પ્રથમથીજ આગળની ખુરશીઓ રોકીને સમાજ મંદિરમાં બેઠા હતા. બગીચામાં પેસતાંજ જણાઈ આવતું કે આજે ત્યાં હરીકીર્તન થવાનું છે જયારે દિશાઓ આનંદથી પરિપૂર્ણ થઈ રહી છે. શરદઋતુના નીલ આકાશમાં આનંદનું પ્રતિબિંબ પડી રહ્યું છે. બગીચાના વૃક્ષો અને લતાઓમાંથી છેક સવારથીજ આનંદનો વાયુ ફરફરી રહ્યો છે. આકાશ જીવજંતુ, વૃક્ષલતા, આખું વિશ્વ જાણે એકજ તાલથી ગાતું હોય. સઘળા જાણે ભગવદ્દર્શનનાં તરશ્યા ન હોય એમ લાગે છે. એવામાં પરમહંસજીની ગાડી આવી. સમાજના મંદિરના બારણા આગળ ઉભી. મંદિરના મુખ્ય હૉલમાં એક વેદી ઉભી કરી હતી. તે સ્થાન લોકોથી ચિકાર ભરાઈ ગયું હતું. સામે એક ઓરડો છે ત્યાં પરમહંસજીને માટે જગ્યા રાખી હતી. ત્યાં પણ લોકોની ઠઠ લાગી હતી. વળી હૉલની બન્ને બાજુના ઓરડાઓ પણ લોકોથી ભરાઈ ગયા હતા એટલુંજ નહિ પણ ઓરડાની બહાર બારણા આગળ લોકો ઉંચાનીચા થઇ ડોકીયાં કરતા ઉભા હતા, હૉલમાં આવવાની લાંબીને લાંબી પગથીયાની હાર હતી ત્યાં પણ તલપુર જગ્યા રહી ન હતી. પાસે બે ત્રણ વૃક્ષ હતાં તથા કેટલાક લતામંડપ હતા તેમના નીચે ગોઠવેલી બેન્ચો પણ ખાલી ન હતી. લોકો તેના ઉપર ચઢીને ઉંચી ડોકી કરી રામકૃષ્ણજીના મુખની ઝાંખી કરતા હતા. મિષ્ટ ફળ અને પુષ્પનાં વૃક્ષ હતાં. તેમની વચ્ચે એક માર્ગ હતો. વૃક્ષો પવનથી મંદ મંદ ઝુલી રહ્યાં હતાં: જાણે આનંદ ભારથી મસ્તક નમાવી પરમહંસજીને સત્કાર કરતાં ન હોય!

પરમહંસજી હસતાં હસતા આવી પોતાની જગ્યાએ બેઠા તે સમયે સઘળાના નેત્રો એકસરખી રીતે તેમની આનંદમૂર્તિ ઉપર ઠર્યાં હતા. જેમ નાટકશાળામાં પડદો ઉપડતાં પહેલાં પ્રેક્ષકો હસે છે, વાતો કરે છે, ફાવે તેમ ફરે છે કોઇ પાન ખાય છે પણ ડ્રૉપસીન ઉંચકાય છે. કે તરતજ સઘળા ચૂપાચૂપ થઈ જાય છે અને એક ચિત્તે નાટક જોવા માંડે છે. અથવા અનેક પુષ્પપર ફરી ફરી મધુ ચુસનાર ભમરો કમળના પુષ્પ આગળ જતાંજ અન્ય પુષ્પનો ત્યાગ કરી જેમ ત્યાંજ ઠરી જાય છે તેમ આજે પ્રેક્ષકોની ભટકતી ચિત્તવૃત્તિઓ ભગવાન રામકૃષ્ણમાંજ વિરામ પામી.

અપૂર્ણ.

નર્મદાશંકર બાળાશંકર પંડ્યા.

સોરઠા.

પ્રભુનું મંગલ નામ, મુખથી જ્યાં બોલાય છે,
ટળતાં દુઃખ તમામ, બળ એમાં બહુ ભારી છે.
પ્રભુનું મંગલ નામ, કર્ણ થકી જે સાંભળે,
રિદ્ધિ સિદ્ધિ તમામ, ત્યાં આવી વસીને રહે. મં०

વિકસેલી રસિકતા તેની વિરક્તતામાં પરિણમશે. નહિ કે ખોટા દેહના કલંકી મોહમાં: મ્હારે મન તો હવે

"વિલાસ તો છેક પતંગરંગ."

કલાપી.

હવે તો મ્હારે કવિ ન્હાનાલાલની નેપાળી જોગણ માફક શીખવા અને સેવા કરવા બાકી રહેલું જીવન ટકવવાનું છે અને તોજ

"આ અવશેષ જીવન જગતમાં જીવ્યું ભલું." એમ જાણીશ.

એવા અનેક વિચારમાં માલતી જાગતી પડી રહી હતી.

રાતના બે વાગ્યા; તમરાંના અવાજ રાત્રીની ભયંકરતા વધારી રહ્યાં હતાં. ઘરમાં રહ્યે પણ શરીર ફાટી જાય એવી સખ્ત ઠંડી પડતી હતી. એવા પ્રસંગે પણ માલતીએ પથારીમાંથી ઉઠી બારણું ઉઘાડી ભાગ્ય જ્યાં દોરે ત્યાં જવું એ વિચારે છેવટે ઘરમાંથી નીકળી ચાલવા માડયું.

"પ્રેમીનું હોય બેલી કો, તો આનું કૈં થવું ઘટે
પામે છે ત્રાસ મ્હારોતો, આત્મા આ દુઃખ જોઈને"

કલાપી.

૪

"બા! બા! જુવો તો, આ એક મોટો મગર! ઓ બાપરે! મ્હેને તો બહુ બીક લાગે છે!" છીછરાં પાણીમાં રમત કરતી સુકુમાર બાળા બોલી.

માતાએ ત્યાં નજર કરી તો એક સુકુમાર યુવક નદીમાં ખેંચાતો ખેંચાતો આવી આછા પાણીમાં અટકી રહ્યો હતો. ઘણો વખત પાણીમાં રહી પાણી પીવાથી પેટ ફુલી ગયું હતું. અને તે જીવતો હોય તેવી એ આશા ધારી શકાય તેમ ન હતું.

કુમારીની માતા ઘણી દયાળુ હોવાથી બે ચાર માણસની મદદ લઇ તે યુવકને પોતાને ત્યાં લઇ ગઈ. ત્યાં તેની સારી સારવાર કરી ને પાસેની હોસ્પીટલમાં તેને વધારે આરામની ખાતર મોકલાવવા ગોઠવણ કીધી. દર્દી દવાખાને ગયો.

૫

ઘરમાંથી કંપતે શરીરે અઘોર રાત્રીએ નીકળેલી માલતી સૂર્યોદય થતાં શુકલતીર્થ આવી પહોંચી. અને પાવનકારી નર્મદાને કિનારે સ્નાનાર્થે ચાલી.

"બા! જુવો આજ ઠેકાણે તે દિવસે મ્હેં મોટો મગર જોયો હતો ને!" કુમારી બોલી.

માતા કાંઇક વિચારમાં પડી. તેનાં નેત્રો હર્ષથી ચમકવાં લાગ્યાં અને પોતાની લાડકી પુત્રીને પ્રેમથી ગોદમાં લઇ બોલી.

"હા! મ્હારી વ્હાલી! પ્રભુની પારેવડી! તેંજ પુષ્પના છોડ જેવા સુકુમાર યુવાનને જીવીતદાન દીધું."

માદીકરીની આમ મધુર વાત ચાલતી હતી, તે સમયે માલતી સ્નાન કરી વસ્ત્રો બદલતી હતી. પણ તેનું ચિત્ત તો પેલી વાતોમાં પરોવાયેલું હતું. તેણે તે કુમારીની માતાને ધીમેથી પૂછયું.

"બ્હેન ! શું તે કોઇ ડૂબી ગયેલો પુરૂષ હતો ? અને શું ત્હેને જીવનદાન મળ્યું છે ? ખરેખર ! ત્યારે તો તે કોઇ નસીબદાર સ્ત્રી હશે કે ગયેલું સૌભાગ્ય તેને પાછું મેળ્યું !! મ્હને કહેશો કે તેનું પછી શું થયું ?"

કુમારીની માતાએ સર્વ વાત માંડીને કહી સંભળાવી, જેથી તે યુવકને જોવાની માલતીની તીવ્ર ઈચ્છા વધી પડી.

૬

પ્રભાત થયું હતું. પૂર્વમાં ઉષા લાડતી મ્હાલતી ફુલ ગુલાબી વસ્ત્રોમાં અમુલખ પાઠ પઢાવી રહી હતી. પક્ષીઓ કિલકિલાટ મચવી રહ્યાં હતાં. આપણો બિમાર યુવક ઓટલામાં બેસી પાસેની બારીમાંથી કાંઇક આનંદ અને આશ્ચર્યથી કુદરતની અપુર્વ લીલા નીહાળી રહ્યો હતો અને કાંઇક ઝાંખી ઝાંખી દૃષ્ટિ અંતરમાં પ્રેરતો હતો. પોતાની આ હાલની સ્થિતિ, પોતાનાં સ્વજનની સ્થિતિ, એ સર્વ પર પોતે વિચાર કરતો હતો અને પોતાને સર્વ ડુબી મુવેલોજ જાણતાં હશે વા કેમ તે વિષે કાંઇક શંકા અને નિશ્ચયના તટ પર ઝુલતો હતો. એટલામાં પાછળથી મંદમંદ પગલાં ભરતી ઉષાની મૂર્તિ સમી ભારતની ભાગ્યદેવી શી સુકુમાર યુવતીએ યુવકની આંખોપર ઓચીંતા સ્નેહભર્યા સુકોમળ હસ્ત મૂક્યા. યુવક ચમકયો, ગભરાયો, સજ્જ થયો. પોતાના હાથ વતી હસ્ત લઇ લેવા પ્રયત્ન કર્યો. અને ધીમા કંપતે સ્વરે બોલ્યો:-મ્હને કહેશો આપ કોણ છો ?

તરતજ પાછળથી ધીમો રૂપાની ઘંટડી શો કોમળ સ્વર નીકળ્યો.

" કુસુમની કળી સમાં હમેં ત્હમારાં
" સ્નેહની સુગંધથી વધાવનારાં
" પાડ માનતાં ન આવડે ત્હમારો
" પ્રિય માલતી કુસુમ ! ત્હમે સ્વીકારો."

આંખ પરથી હાથ માલતીએ લઇ લીધા; કુસુમ અનિમીષ નયને આ કાષાય વસ્ત્રમાં ઉગતા સૂર્યની પ્રભાશી માલતીને જોઈ રહ્યો. હર્ષના આંસુ ચારે નેત્રોમાંથી વરશી રહ્યાં. દમ્પતીએ પરસ્પર દુઃખની કથની કરી હૃદયભાર હલકો કર્યો.

માલતીએ પોતાનાં માતાપિતાપર કંકોત્રી લખી અને પાઠવ્યું કે પુનર્લગ્નને માટે હું તત્પર છું. આવતી કાલે અમો દમ્પતી આવીએ છીએ.

'આવી રમન્તી પૃથિવી કરી વિશ્વયાત્રા'
ન્હાનાલાલ

એની એજ ઋતુ, એનો એજ માસ, એનો એજ દિવસ, એની એજ પૂર્ણિમા, એના એજ ગરબા અને એની એજ અક્ષય કુંકુંમથી ભરેલી કંકાવટીની મંગલ

ભેટ મંગલ હસ્તથી માલતી સર્વ સખીઓને વ્હેંચી રહી હતી. તે દિવસે માલતીની જન્મતિથિ હતી; તે સમયે જન્મોત્સવ થયો હતો આજે માલતીની લગ્ન તિથિ છે તેથી લગ્નોત્સવ થાય છે. માલતીનું આજ પુનર્લગ્ન છે. માલતીએ પુનર્લગ્ન કર્યું ? હા કોની સાથે ?

પુનઃ માલતી અને કુસુમકાન્તનું પ્રેમી યુગલ લગ્નોત્સવ ઉજવી રહ્યું. પ્રતિવર્ષનું તેમનું એ ધર્મ્ય કર્તવ્ય હતું. પ્રભો ! તે લગ્નયોગ નિશ્ચલ રાખો એજ પ્રાર્થના: ૐ શાન્તિઃ શાન્તિઃ શાન્તિઃ સૌ. કનુબ્હેન.

---

# શીખ ગુરૂઓનાં જીવનની સમાલોચના.

(લે. રા. રા. મંજુલાલ જમનારામ દવે. એમ. એ.)

શીખ લોકનાં ગુરૂના જીવન ચરિત્રો વાંચતાં વિચારતાં અને તેઉપર કાંઈક મનન કરતાં એમ તો ચોક્કસ જણાય છેજ કે સદાસર્વદા બને છે. તેમ પૂર્વજનાં સામર્થ્ય ભર્યાં આરોગ્ય ગયે પેઢી દર પેઢી કાંઈક ક્ષીણતા અને ન્યૂનતા ભાસે છે, તેમજ અત્રે થયેલું છે. નાનકના પૂર્ણાંશ ગયે પ્રતિ ગુરૂઓમાં તેના પછીથી કાંઈક ન્યૂનતા અને ક્ષીણતા માલૂમ પડયા વિનાં નથી રહેતાં.

પ્રાણી વિજ્ઞાન શાસ્ત્ર પ્રબોધે છે કે Genusની પુર્ણતાના અંશો પડયે Species એટલી બળવાન અને આરોગ્યવતી થતી નથી.. આમજ નાનકગુરૂના ભવ્યતા ભર્યા આલાપોનું થયું છે તો પણ એ આલાપ એવા નહુતા કે જેના વિરમ્યા બાદ તે સ્મૃતિપટમાં નઝણઝણે. જેના સ્તંભ્યા બાદ તેના રણકાર શ્રવણ પટમાં ન ઘુમે; નાનક દેવના વિરલ ઊદાત્ત માર્ગો, વચનો અને ક્રિયાઓ એવાં તો વિભુતિ ભર્યાં હતાં કે તેમના પ્રતાપ પ્રકાશ અને પડઘા હજુએ દિલને ડોલાવી રહે છે.

જે સમયે મત સહિષ્ણુતાના મંત્રો પૃથ્વીતળમાં કયાંય સુણાતા નહતા; સર્વત્ર ત્રાસ ભય અને વૈર સદાકાળનાં ભાસતાં, તે સમયે નાનકદેવના ચિત્તમાં જે ભાવ ઉદ્ભુત થયા તેનું વિસ્મરણ કેમ કરી શકાય ? પરમ ઐશ્વર્ય ભર્યા, યશસ્વી, પરમ પરાક્રમી એવાં પરમ પ્રભુ પરમાત્મના પૂર્ણાંશથી વ્યાપ્ત જે ક્રિયાબીજ નાનકદેવે પૃથ્વી ક્ષેત્રમાં વાવ્યા છે. ( જેના ફાલ તો તેમની હયાતીમાંયે અધુરા અધૂરાજ ફેરિયા અને હજુયે તેમજ છે ) તો પણ એક સમય એવો આવશે. અને મનુષ્ય ધન્ય જન્મી અને ધન્ય જીવી થશે ત્યારે તો તેજ ભાવો સર્વોપરિ થશે તેમાં કાંઈજ સંશય નથી.

નાનકદેવે માત્ર આત્માના વર્ણ પારખ્યા હતા. અને આ વર્ણમાં તેમને સામ્યનું ભાન થયું હતું. વસુધૈવ કુટુમ્બકમ્‌ની પુણ્ય પૂરાણી ઘોષણા આથીજ નાનકદેવના આત્મામાં સર્વોપરિ ઘુમતી અને વિરલ સ્વપ્નાં ધરતી, બચપણથીજ

તેમની સહિષ્ણુતા અનુકરણીય દેખાતી, તેમની વાણીના મધુર કિલકિલાટ ત્યારથી પ્રસન્નતા પાથરતા, અને આત્માના નૈસર્ગિક ઓજસને વિરાટર વરૂપમાં દ્રશ્યમાન કરતા

જીવનની સ્થુલ કરણીયે આ આત્મિક વિભુતિથી રંગાતી અને પ્રત્યેક પ્રસંગે જીષ્ણુતા પામતી. નાનકનું જીવ્યું એ આત્મિકજ હતું આત્મના તાનમાં અને સાક્ષાત્કારમાં મનના અને શરીરના ભાવો કાંઈજ ગણત્રીમાં નહતા તો પણ તેઓનું વિસ્મરણ નહતું. સ્થુળ સર્વ સૂક્ષ્મથી રંગાતું જેથી તેના રંગો સવિશેષ આકર્ષક અને પ્રકાશપૂર્ણ દીસતા.

નાનકના પછીનાઓમાં તો માત્ર સ્થુલનાજ રંગો જણાયા. ત્યાં આત્મિક વિભૂતિ ન હતી. નાનકના મનોરથો મનના, માયાવી Superim position અને Hypnotism થી યુક્ત નહતા પરંતુ તે આત્માના હતા. Spirit થી યુક્ત અને Absolute Conseiousness ની પ્રતિતી પામેલા હતા તે પછીનાઓમાં Spirit ન હતો. Mind હતુ. અને તેથીજ આધુનિક Mind ને આકર્ષક લાગતુ ત્યાં સર્વ ભર્યું દેખાતું. ગુરૂ ગોવિંદે અનેકશઃ પરાક્રમો કર્યાં. અનેકશઃ ખુન રેડયાં, રેડાવ્યાં; સિંહ ભાવ ગજવ્યો, છતાં એ સર્વ સ્થુળ વીરતાનુંજ દર્શન કરાવી રહે છે. શુદ્ધ સત્ય અને વિરલ વીરતા તો નાનકની કે જ્યાંથી જરાય શોણીત પ્રવાહ વહ્યો નથી. અને સામ્ય અને ઐકયના અગોચર ભાવોનું આકર્ષણ સર્વત્ર થઈ રહ્યું હતું. દૈવી સુષિતા નાનકમાં સ્થૂલ સર્વ સૂક્ષ્મ બનતું. આત્મિક થતું, જ્યારે તે પછીનાંમાં સૂક્ષ્મનો અંશ પણ ન રહ્યો. સ્થુલતા સર્વ વ્યાપી બની. નાનકનું જ આ સમયે પ્રાકટય થયું હોત અને હિંદુ મુસલમાનની ખૂન ખાર લડાઇ તેમણે ન્યાળી હોત તો તેમના ચિત્તમાં તે સમયે શું થયું હોત એ પ્રશ્ન અત્યારે તો નિરર્થક છે પરંતુ એ સૂક્ષ્મ વીરતા ભર્યો પ્રચંડ આત્મિક સિંહ ખરેખર! અનેરી ગર્જના સૂણવ્યા વિના નજ રહત એતો નિઃશંક છેઃ

શિવાજી અને ગુરૂ ગોવિંદની ભક્તિ અનેકશઃ થાય તેની ના નથી. પરંતુ અખિલવિશ્વના આધ્યાત્મિક ઉદ્ધારને અર્થે સરજાયલી એ ભારત-માતાને તો તે જડના નહિં પરતુ ચેતનાજ વિલાસ પ્રિય છે; અને તેથીજ તે જીવતી રહી છે અદ્યાપિ પર્યંત.

સત્ય અને શુદ્ધ તો નાનકનીજ વીરતા, જેનાં ભવ્યગીતે હજુયે પૃથ્વીને વીંટી લેતાં માલૂમ પડે છે. આ જગતની ખૂનખાર લડાઈ નાનકને સવિશેષ આગળ લાવશે; અકબરને સવિશેષ પૂજાવશે.

વિશ્વવ્યાપી પ્રેમ, બંધુતા, એકતા, મતસહિષ્ણુતા ઇત્યાદી ભાવીસૂત્રો નાનકને સપ્રેમ વિશ્વ આગળ રજુ કરશેઃ અને પછી—

Serene will be cur days & bright,
And happy will our nature be,
When Love is an unerring light
And Joy its own security.

Wordsworth.

# ऋतुसंहार.

લેખક ગ. રા. ખિંમતરામ નવલરામ પંડિત.

## द्वितीय सर्ग.

## વર્ષા વર્ણન.

( વંશસ્થ વૃત )

(૧)
સંશી કરામ્ભોધર મત્તકુંજર
તડીત્પતાકા સહ વજ્ર મર્દલ(પવિશબ્દ)
વર્ષા ઋતુ કામિજનો અનુભવે
ભરંત શોભા નૃપતિ રૂપે બધે.

(૨)
અત્યંત નીલોત્પલ પત્ર કાંતિથી
ક્વચિદ વિસ્તીર્ણ અંજન રાશિથી
કદા સગર્ભા સ્તન શ્યામ વર્ણથી
દિસંત વ્યોમે ઘન વ્યાપ્ત વર્ણથી.

(૩)
તૃષા કુલે ચાતક પક્ષિ ના કુલે
સંબોધિતે તોયભરા વલમ્બિને
બલાહકા શ્રોત્ર મનોહરે સ્વરે
વર્ષે ધરી મંદગતી કર્યા કરે

(૪)
બલાહકા અશનિ, શબ્દ મર્દ લે
સુરેન્દ્ર આપે, વિજલિ કમાનને
સુ તીક્ષ્ણ ધારે, અતિ ચાહતો પડે
પ્રવાસિ ચિત્તે સહસા ભરે ભ્રમે.

(૫)
પ્રભિન્ન શીવોરૂપ તૃણ અંકુરે બની
નવાંજ વૃક્ષો કંદલી બની ઠની
ઘણા અલંકાર સુરત્ન શોભીતા
બલાહકો રૂપ ધરે નવીનતા.

(૬)
મયૂર ટૈકા મધુરા સ્વરે કરે
વિકીર્ણ વિસ્તીર્ણ કલાપિનો ધરે(કહી રમે)
વૃષાદ આલિંગન ચુંબના કુલે
ફરંત આનંદ ધરી જગે જગે.

(૭)
નદી વૃક્ષ વેગ ઉખેડ ચાલતી
પાવૃદ્ધ વેગે ઉદધિપતિ જતી
સ્રીયો કદા ભોગ વિલાસમાં ફરે
પળે બધી સાગર પ્રિત રાખીને.

(૮)
તૃણો ઘને કોમળ અંકુરે કુંપળાં
વિચિત્ર રંગે હરિણાં ચરી રહ્યાં;
વિન્ધ્યાગિરિ પત્ર પલ્લવ શોભિતાં
વિભુષણે દ્રુમ બધાં ખીલી રહ્યાં

(૯)
વિલોલ નેત્રોત્પલ શોભિતાં મળીકે
મૃગો ફરે બીક ધરી હૃદે ખરે
પ્રદેશ એવા રમણીય લાગતા
ઉત્સુકવાળા અતિ દીલ રાચતાં

(૧૦)
ઘણી ગર્જના ઘનઘોર ગાજતી
ઘનાન્ધવાળી ભયરૂપ જામિની
તડિત્ પ્રભાદર્શિત માર્ગે ચાલીને
પ્રયાણ કાજ તે અભિસારીકા કરે.

(૧૧)
ગભીર નાદો વિજલી ઘણી ઘણી
બની ખરે તે ભયભિત કામિની
કૃતાપરાધો પર્યંક પતિ સૂતા
ભુલી જઈ બાઝતિ ખાસ ગુંથતાં

(૧૨)
વિલોચનેન્દીવર વારિ બિન્દુથી
ભિંજાઈ બિમ્બાધર અશ્રુ સારતી
તજી હવે ભૂષણ લેપનો બધાં
નિરાશ થાતી પ્રમદા પ્રવાસિની

(૧૩)
નવીન પાણી કિટ ધૂળ તૃણથી
ભુજંગ વ્ક્વકૃગની થકી વહી
ભયે ભર્યો લેક. કુટુંબ દોડતાં
અધો મુખે વારિ નવાંજ આવિયાં

(૧૪)
પ્રફુલ્લ પત્રો નલિની મદે ભરી
ત્યજી બધા ભૃંગ પડે મયૂરની
કલાપચક્રે : અરવિંદ આશમાં
મધુર ગુંજાર રવે સુશોભિતાં

(૧૫)
વ્રમાદ ગાજી ગગડાટ મૂરથી
વનદ્વિપોના મદયુક્ત ચીસથી
કપોલ દેશે વિમલાતે પલપ્રભા
મદે ભર્યા ભૃંગ જલો ભરાય ત્યાં

(૧૬)
સતોય નમ્રામ્બુદ ચુમ્બિતા ગિરિ
ભરેલ શોભા ઝરણો થકી ઘણી;
પ્રવૃત્ત નૃત્યે મયૂરો સમા કુલા
ઉત્સાહ ભર્યાં હિસતાજ ભૂધરા.

(૧૭)
કદમ્બ . સર્જાર્જુન નીવ કેતકી
તણી સુગંધી થકી ઉડી અનિલે
સશી કરામ્ભોધર સંગ શિતલ,
ઉત્સૂક કોને ન કરે સમીરણ.

(૧૮)
નિતમ્બ સુધી અડતા સુકેશથી,
કુસુમવાળાં અવતંસ કર્ણથી;
સ્તનો સહારે વદને સુમદયથી,
સ્રીયો ભરે કામિજને હૃદે પ્રિતી.

(૧૯)
તડિલ્લતા શક્રધનુર્વિ ભૂષિતા
પયોધરા તોયભરા વલમ્બિના;
મણી-કુણ્ડલો વળિ મેખલા વતી
સ્રીયો હરે ચિત્ત પ્રવાસિના ઘડી.

(૨૦)
માલા કદમ્બ નવ કેશર કેતકીની
ગુંથેલ પુષ્પે શિર ઘાલતી બધી;
કર્ણે ધર્યાં છે કકુભદ્રુમ મંજરી
ઇચ્છાનું ફલ રચિતાજ સુંદરી.

(૨૧)
કાલા ગુરૂ પ્રચુર ચન્દન ચર્ચિતાંગી,
પુષ્પા વતંસ સુરભીકૃત કેશ વાળી,

## માલિનીવૃત્ત

(૨૨)
કુવલય દલ રંગી ભાર વારી નમેલાં,
મૃદુ પવન ગતીથી મંદ અભ્રો ફરંતાં;
હરણચિત કર્યાં શું ઇન્દ્ર ચાપે ભરેલાં,
પથિક જન વધૂ નાવ્યાકુળાં પ્રેમવાળાં.

(૨૩)
કલકિતવન જાણે પુષ્પના ખીલવાથી,
પવન ચલિત શાખા નૃત્ય શોભા ભરંતી;
હસિત વદનવાળાં કેતકી પુષ્પ ખિલ્યાં,
નવ સલિલ નિષેકે હર્ષ વ્યાપે વનોમાં.

(૨૪)
બકુલ કુસુમ માળા માલતી શીર શોભે
વિકસિત વન પુષ્પો યૂથિકા યુક્ત ઓપે
વિકચનવ કદમ્બો કર્ણ શોભા પુરે છે.
જલદ સમુહ લાગે રમ્ય રમ્ભા સ્વરૂપે

(૨૫)
મધુર કુચ યુગાગ્રે ઉન્નતાવાળિ માળા
પ્રતનું દુકુલ શ્રોણી બિંબ રોમાંચવાળા
નવજલકણવાળી રોમરાજીની શોભા
ત્રિવલિવલિ દિપાવે નાભિ નારીનિ કાયા.

(૨૬)
નવજલકણ સંગે શીતતા અંગ ધારી
કુસુમ ભરનતોને મૂળમાંથી ઉખેડી;
રજ પરિમળ લાવે કેતકના મૂખેથી
અનિલ બળ અનંગે પ્રોષિતામાં વધારી

( અપૂર્ણ )

# જ્યોતિર્મયી

( અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ઠ ૨૭ થી ચાલુ )

વિનોદચંદ્ર બોલ્યો, દેવી આ તારી સઘળી વાત મને બહુજ સારી લાગે છે હું તે શ્રવણ કરૂં છું ત્યારે મારામાં કાંઈક નવીન પ્રકારની ચેતના અને કાંઈક નવીન પ્રકારની જાગૃતી ઉત્પન્ન થાય છે. પણ જ્યારે પાછી મારી સ્થિતિનું ભાન કરૂં છું ત્યારે એ સઘળુંજ જતું રહે છે. અંતઃકરણમાં ગ્લાનિ પાછી હતી તેવીને થઈને ઉભી રહે છે. આ ઉપરથી મને તો લાગે છે કે તેં કહેલી વાત મારા જેવા સામાન્ય મનુષ્યને માટે નહિ પણ કોઈ ઉંચી કક્ષાવાળા સાધનસંપન્ન મનુષ્યને માટે હોવી જોઈએ.

તમારૂં આ માનવું ભુલ ભરેલું છે સ્વામીન ? આપણે સામાન્ય છીએ અથવા ઉંચા છીએ તેની કિંમત આંકવી આપણાજ હાથમા છે. આપણે આપણને જેવા ધારશું તેવા જગત પણ ધારશે. તમે શું પેલી વાત ભુલી ગયા ? ચાલો હું તમને યાદ આપું છું. રાજસૂય યજ્ઞ પ્રસંગે કૃષ્ણ પરમાત્માએ યુધિષ્ઠિર રાજાને કહ્યું કે આ આખી સભામાં કોઇ અસત્યવાદી મનુષ્ય હોય તો બતાવો. તેમણે આખી સભા ફરી ફરીને જોઇ પણ કોઇ પણ અસત્યવાદી જણાયો નહિ. કારણ પોતે સત્યવાદી અને ધર્મશીલ હતા એટલે તેમને બધા તેવાજ જણાયા. એટલે કૃષ્ણ ભગવાને દુર્યોધનને પૂછયું કે આખી સભામાં કોઈ સત્યવાદી બતાવો. તો તેની નજરે કોઇ પણ મનુષ્ય આવ્યો નહિ પોતે જેવું હોય તેવુંજ બીજાને દેખે છે. માટે આપણને ઉંચા અથવા નીચા કરવા એ આપણાજ હાથમાં છે.

થોડીવાર શ્વાસ ખાઇ જ્યોતિમયીએ પુનઃ આગળ ચલાવ્યું જીવનાધાર હવે તમારી બીજી બાબતના સંબંધમા જણાવું છું. તત્ત્વવિચારની વાતો જ્યારે સાંભળીએ છીએ ત્યારે નવુ બળ આપણામા ઉત્પન્ન થાય છે. એમ તમે જણાવ્યું તો હું તમને પુછું છું કે એ સાંભળેલી વાતો જ્યારે અનુભવમાં મૂકીએ ત્યારે આપણને કેટલું બધું સુખ થાય. વસ્તુત સાંભળવામાં કાંઇ બહુ ફળ નથી પણ તેને આચારમાં મૂકવામાંજ છે. કોઈ પણ ક્રિયાને આચારમાં મૂકવાનું મન આપણે જ્યારે તેને સાંભળેલી હોય છે ત્યારેજ થાય છે. તેટલા અંશે એ સાંભળવાની ક્રિયા પણ ઉપયોગી છે.

"દેવી ? તત્ત્વવિચારના સમુદ્રમાં તું આટલી બધી ઉંડી ઉતરી હોઇશ એમ મને સ્વપ્ને પણ નહોતું" વિનોદચંદ્ર બોલ્યો. ખરેખર મારાંજ ઘરમાં રત્ન છતાં મેં બહાર ભટકાં માર્યાં છે. મારી આ ભૂલને માટે હવે પશ્ચાતાપ થાય છે. થએલી ભૂલને ધોઈ નાંખનાર પશ્ચાતાપરૂપ જળ છે. તેનાથી આજે મેં મારૂં અંતઃકરણ નિર્મલ કર્યું છે.

જ્યોતિમયી બોલી. સ્વામીન મારા આનંદનો આજે પાર નથી નિર્મલ અંતઃકરણોજ જ્ઞાનને ઝીલી શકે છે. સિંહણનું દુધ જેમ સુવર્ણપાત્ર સિવાય કોઇ

પાત્રમાં ઝીલી શકાતું નથી તેમ નિર્મલ અંતઃકરણ સિવાય જ્ઞાન ઝીલી શકાતું નથી. રજ, તમ, આદિના સંસ્કારવાળું અંતઃકરણ કોઇ પણ દિવસ જ્ઞાનને પામી શકતું નથી. જ્ઞાનને પામવા બાળકના જેવા અંતઃકરણની જરૂર છે. બાળકનું અંતઃકરણ કેવું રાગદ્વેશાથી દ્વંદ ભાવોથી રહિત સદા મધુરૂં હસતું ને હસતું જ હોય છે. પોતાને મન શત્રુ અને મિત્ર બધાજ સરખાં છે આવા અંતઃકરણની સ્થિતિ મનુષ્યે પ્રથમ પ્રાપ્ત કરવી જોઈએ.

આ સ્થિતિ પ્રાપ્ત કરવા પ્રથમ શું કરવાની જરૂર છે.'' વિનોદચંદ્ર બોલ્યો.

જ્યોતિર્મયીએ જવાબ વાળ્યો, હૃદયેશ્વર આપણા શાસ્ત્ર અને પુરાણોમાં તેને માટે એક નહિ પણ અનેક ઉપાયો વર્ણવ્યા છે. તેમાંથી ગમે તે એકને આચારમાં ઉતારવો. આજે આ ને કાલે બીજો એમ જુદા જુદા ઉપાયો કામે ન લગાડવા. કેમકે તેનાથી બધું બળ વહેંચાઇ જાય છે. નદીના સેંકડો ફાંટા પાડી નાંખ્યા હોય તો તેનું જેમ તમામ બળ વહેંચાઇ જાય છે અને અસ્ખલિત પ્રવાહ ચાલી શકતો નથી તેમ આના સંબંધમાં પણ છે. સતસંગતિ અંતઃકરણને નિર્મલ કરવામાં મુખ્ય સાધન રૂપ છે. અંતઃકરણના રજતમાદિ પટને ભેદીને સાચી શુધ્ધિ સાધી આપે છે. માટે પ્રથમ એને પ્રાપ્ત કરવાની જરૂર છે.

વિનોદચંદ્ર બોલ્યો, પ્રિયા તારી આ વાત સત્ય છે પણ જે મનુષ્યને તે પ્રાપ્ત નથી તેણે શું કરવું.

જ્યોતિર્મયીએ ઉત્તર વાળ્યો. સતસંગતિ પ્રાપ્ત ન હોય તો અડચણ નહિ. તેનાથી અંતઃકરણને વિકળ થવા દઈ પ્રસન્નતા ગુમાવવાની જરૂર નથી. અંતઃકરણની પ્રસન્નતા સર્વ પ્રકારે આપણે જાળવી રાખવાની છે. સતસંગતિ ન હોય તેવા વખતમાં ઉત્તમ પ્રકારના પુસ્તકો એ સતસંગતિની ગરજ સારે છે. તેનો અભ્યાસ કરવો. અંતઃકરણને પ્રથમ કોરા કાગળ જેવું કરી પુસ્તક વાંચવા માંડવું. ઉદ્વિગ્નચિત્તે વાંચેલા પુસ્તકથી કાંઇ પણ લાભ નથી. આ પ્રમાણે પુસ્તકો વાંચવા અને સતસંગતિની ઇચ્છા કર્યા કરવી એટલે તે આવી મળશે.

" તારા બોલવામાં મને કેટલીક અતિશયોક્તિ આવી ગએલી લાગે છે. " વિનોદચંદ્ર બોલ્યો.

નાથ ? એમાં જરા પણ અતિશયોક્તિ કે અસંભવિતપણું નથી. ઇચ્છાનું સ્વરૂપ જ્યારે તમે જાણશો ત્યારે તમને આ વાતનું સર્વ રહસ્ય સમજાશે. મનુષ્યની ઇચ્છામાં કેટલું બળ રહેલું છે. તે કલ્પી શકાય એમ નથી. ઇચ્છાશક્તિએ પરમાત્માની ચિદ્ શક્તિ રૂપ છે અને એનો જ્યાં જ્યાં સચોટ પ્રયોગ કરવામાં આવે છે ત્યાં ત્યાં એ અસર કરે છેજ. અહા ! ઇચ્છાશક્તિના બળનો જ્યારે આપણે વિચાર કરીએ છીએ ત્યારે કેવળ આશ્ચર્ય ચકિતજ થવાય છે. જીસસ ક્રાઇસ્ટે પર્વતને સમુદ્રમાં પડો એમ ઇચ્છા કરી તરતજ પર્વત સમુદ્રમાં પડયો. જન્મેજય રાજાના સર્વ યજ્ઞ

વખત જ્યારે તક્ષક ઇંદ્રને શરણે ગયો ત્યારે યજ્ઞમાં બેઠેલા મુનીએ ઈંદ્ર સંહિત તક્ષકને નીચે પડવા ઈચ્છા કરી તરતજ તે સ્વર્ગમાંથી નીચે પડવા લાગ્યા. આ સર્વ દ્રષ્ટાંત ઈચ્છાશક્તિનું સામર્થ્યજ સૂચવે છે. અનંત અને અમાપ એવું કોઈ પણ સામર્થ્ય હોય તો તે મનુષ્યની ઇચ્છા શક્તિનુંજ છે. મનુષ્યને તેનો ઉપયોગ કેમ કરવો તે આવડતું નથી અને પાસે રત્ન હોય છતાં પોતાને ભીખારી માનનાર મનુષ્યના જેવી દશા આજે સર્વ કોઇ ભોગવે છે.

વિનોદચંદ્ર બોલ્યો, દેવી ઈચ્છાશક્તિમાં આટલું બધું સામર્થ્ય હશે એ તો મેં આજેજ જાણ્યું. જો તારા કહેવા પ્રમાણેજ હોય તો મનુષ્યને એ અણમોલ્યું રત્નજ પરમાત્માએ બક્ષીસ દીધું છે.

જ્યોત્તિમયી બોલી. રત્નની પરીક્ષા તો ઝવેરીઓજ કરે બીજા તો તેને પથ્થર ગણી ફેંકી દે છે. આ ઇચ્છા શક્તિના સંબંધમાં પણ તેમજ છે.

વિનોદચંદ્ર તારૂં કહેવું યથાર્થ સત્ય છે. નહિ તો સેંકડો મનુષ્યો આજે તેના સામર્થ્યને જાણ્યા વગરના વ્યવહારમાં દુઃખનો અનુભવ કરે છે તે કોઇ કરે નહિ હવે તારી સાથે આ આધ્યાત્મિક વાત કરતાં કરતાં મને પાછી વ્યવહારની વાત સાંભરી આવી છે. મરજી હોય તો જણાવું.

સુખપૂર્વક જણાવો સ્વામીન પતિપત્ની એક બીજાના અંતઃકરણની વાત એક બીજાને નિવેદન કરી પોતાની ભુલ હોય તો તે સુધારવા અથવા એક બીજાના અભિપ્રાય એક બીજાને જણાવવા સંપૂર્ણ રીતે હકદાર છે.”

વિનોદચંદ્ર પોતાની પ્રિયાનું આ કહેવાનું સાંભળી આગળ કહેવા માંડયું. મારી સ્થિતિ હાલમાં કેવી છે તેનું ભાન મેં તને શરૂઆતમાંજ કરાવ્યું છે હવે તેનાથી મુક્ત થવાનો ઉપાય શું છે. મારૂં ગએલું ધન પુનઃ પ્રાપ્ત કરવા માટે હવે શું કરવું. મારા માગનારાઓને હવે હું શું જવાબ આપીશ એનો જ્યારે વિચાર કરૂં છું ત્યારે અંતઃકરણમાં ગ્લાનિ આવીને ઉભી રહે છે.

સહજ ગંભીર મુખથી જ્યોત્તિમયીએ આનો ઉત્તર વાળ્યો. સ્વામીન કોઇ પણ પ્રસંગમાં અંતઃકરણને ખેદ અથવા ગ્લાનિવાળું થવા ન દેવું એ મનુષ્ય માત્રનું કર્તવ્ય છે. પ્રસન્નતાને અખંડ રક્ષી રહેવાનો છે. વ્યવહાર ધુરાનું સ્વરૂપજ એવું છે કે તેમાં આપણે જ્યારે પ્રેમપૂર્વક જોડાઇએ છીએ ત્યારે સુખ અને દુઃખના અનુભવો આપણને થયા વગર રહેતા નથી અને તેથીજ કહેવામાં આવ્યું છે કે વ્યવહારમાં રહેતાં છતાં વ્યવહારથી નિર્લેપ રહેવું. જેઓ તેનાથી નિર્લેપ રહેતા નથી તેમને વ્યવહારના સુખ દુઃખ ભોગવવાંજ જોઇએ. કૃતકર્મને હમેંશા ભોગવ્યા વગર છુટકો નથી. આપણે જ્યાં સુધી અતિ ઉગ્ર સત્કર્મ કરીને આપણા મલિન કર્મોનો નાશ કર્યો નથી ત્યાં સુધી તે ફળ આપતાંજ રહે છે. આજના આ વ્યતિકરમાં આપને ધનની પીડા મુખ્ય છે. સઘળું ધન જતું રહ્યું હવે શું કરીશ એ વિચાર આપના અંતઃકરણમાં ઘુમે છે પણ તે ઇષ્ટ નથી જે થઈ ગયું

છે તેને માટે હવે વ્યર્થ ચિંતા કામની નથી. થઈ ગયેલું કાંઇ ન થયેલું થવાનું નથી. હવે તો એ થયું છે તેને ટાળવાને શું કરવું એજ વિચાર કર્તવ્ય છે ધનનો પ્રાપ્ત કરવામાં તેને સંગ્રહવામાં અને તેનો નાશ થાય તેમાં એ ત્રણ પ્રકારે દુઃખજ છે. અને તેથીજ બુધ્ધિમાન મનુષ્યો ધનમાં મમત્વ રાખવા ના પાડે છે. મમત્વ એજ દુઃખનું કારણ છે. અને તેનો જ્યારે આપણે ત્યાગ કરીએ ત્યારે આપણે એમજ સમજવું કે દુઃખનો આપણે ત્યાગ કર્યો છે.

નાથ હવે તમારે લેશમાત્ર પણ ચિંતા કરવી ન જોઇએ. આજથીજ આ ક્ષણથીજ બીજું નવીન ધન પ્રાપ્ત કરવા પ્રયત્ન કરવા માંડો. તે સાથે શુભનીષ્ઠાના ગુણને કેળવો એટલે ધન તમને શોધતું આવશે. માથે દેન થયું છે તો તેનાથી ન ગભરાશો મારા આ દાગીના છે તે તમારાજ છે તેને વેચીને તે સર્વેનું પતાવો કદાચ તેટલાથી પતિ ન રહે તો તેમને પ્રેમથી તમારી સ્થિતિનું નિવેદન કરો અને ધીમે રહીને રૂા. તમામ આપીશ એમ જણાવો તમારી એ વિજ્ઞપ્તિ તેઓ જરૂર સ્વીકારશે.

વિનોદચંદ્ર બોલ્યો મારી ગમે એટલી વિજ્ઞપ્તિને તેઓ સ્વીકારે તેમ નથી. તેમના હૃદય કેવળ પાષાણ જેવા દયાહિન છે. તેમને તે દયા કયાંથી આવશે !

નહિ નાથ એમ ન કહેશો. જ્યોતિર્મયી બોલી સર્વના અંતઃકરણમાં પ્રભુનો વાસ છે. તમારામાં છે. તેમનામાં છે. પ્રભુ પ્રભુનો સ્વર સાંભળશેજ કેટલાક વ્યવહારના સંસ્કારોની જાળોથી કદાચ અંતકરણના પ્રભુ ઉપર કાંઈ આચ્છાદન થએલું આપને લાગે તો પણ આપના આ શુધ્ધ ચૈતન્યમય શબ્દોથી તરતજ તે વિલાઇ જશે. તમારૂં કહેવાનું તેના અંતકરણમાં જરૂર ઉતરશેજ.

'પાષાણને પણ પીગળાવી નાંખે એવી પ્રાર્થના એક.'

આ નવીન ભજન તમે શું ભુલી ગયા ! પ્રાર્થના શું શું નથી કરી શકતી ? સર્વ કરે છે. તમારી તેમના પ્રતિ કરેલી પ્રાર્થના પણ સચોટ અસર કરશેજ.

અપૂર્ણ.

---

## સુખનો મહામંત્ર
### અથવા
## નિરાશામાં શુભાશા.

૨૬ અત્યંત કષ્ટ કરીને કોઈ પણ વ્યવહાર કે પરમાર્થ કરવાં નહિ. સામાન્ય યત્ને શાંતિપૂર્વક થાય તેજ કરવાનું છે. આંતર સ્વસ્થતા જાળવીનેજ બધું કરવાનું છે. બાકી વૃથા આયુષ્યનો ક્ષય ન કરવો.

૨૭ પરોપકાર નમ્રતા અને સર્વોત્તમ સદ્ગુણ જેનામાં ચરિતાર્થ થાય છે. તે જ્યાં જાય ત્યાં વિજયને મેળવે એમાં શંકા નથી.

૨૮ જેવું પોતાનું તેવું પારકું સમજનાર સાચો સદ્ગુણી છે.

૨૯ સત્યાચરણ એજ સર્વોતમ છે.

૩૦ શ્રદ્ધાળુ, શાંત, અને આનંદી જીવન સ્વભાવથી પ્રસન્નતા પ્રકટાવે છે.

૩૧ અંતરાત્મામાંજ સર્વ છે તેમાં સંયમ કરવાની કળા સિદ્ધ કરતાં પરમ પ્રસન્ન રહેશો.

૩૨ માનસ તથા શારીરિક બળ પ્રાપ્ત કરવાને માટે બહિર વૃત્તિને છોડી અંતર્મુખ થાઓ સાચું બળ તેમાંથીજ મળે છે. જેમ પાતાળ ફુટેલા કુવામાંથી ગમે તેટલું પાણી કાઢવામાં આવે તો પણ પાણી ખુટતું નથી તેમ અંતરમાંથી જેટલું જોઈએ તેટલું બળ ગ્રહેવામાં આવે તો પણ તે ખુટતુંજ નથી. બળને ઉત્પન્ન કરવાનો તે અખુટ ઝરો છે.

૩૨ નવીન જ્ઞાનની પ્રબળ ઈચ્છા રાખ્યા કરતાં જે જ્ઞાન તમે ગ્રહણ કર્યું છે તેને આચારમાં ઉતારો તેમ ન કરવાથી અને નવીન નવીન જાણવાની ઈચ્છા રાખવાથી અજીર્ણ થાય છે તે કરતાં પચાવવું બળપ્રદ છે.

૩૩ અનેક મનના મંતવ્યોથી દૂર રહેતા શીખો.

૩૪ સારા માણસને કદી નુકસાન થતુંજ નથી.

૩૫ આપણા અંતરમાં પરમાત્મ સત્તાજ કાર્ય કરી રહી છે અને તે પ્રત્યેકને યોગ્ય સલાહ અને યોગ્ય સ્ફુરણ કરે છે. માટે અંતર્યામિમાં ઐક્ય થનારને અધિક એ સત્તા સાથે અભિમુખ થવા અનુકૂળ પડે છે. તેથી પૂર્ણ ઉત્સાહ વડે શુભ ભાવના કરતા રહેશો.

૩૬ સત્ય વસ્તુ એક સ્વસ્વરૂપ છે અને તેની સાથે જે ભાગ્યશાળી પુરૂષો પોતાની વૃત્તિને નિરંતર જોડી રાખે છે તેમને ત્રિભુવનમાં કોઇથી ભય નથી. તેમને ઇચ્છાનુકૂલ વૈભવ જ્ઞાન સામર્થ્ય સર્વ મળે છે. અને મૃત્યુને પણ આજ શરીરમાં જીતી અજરામર થાય છે.

૩૭ શ્રી ઇષ્ટાનુગ્રહથી યોગક્ષેમનું વહન થાય છે. સમગ્ર વ્યવહારમાં શ્રી ઇષ્ટ સ્મરણરૂપ સુત્ર વડે આપણાં ક્રિયાત્મક પુષ્પોને ગુંથવાના છે અને વ્યવહારના અવધિએ તે પુષ્પમાળા અંતર્યામિ પ્રભુને અર્પણ કરવાની છે આ પ્રમાણે ક્રિયા કરનાર સક્રિય છતાં અક્રિયજ ગણાય છે. અને આ પ્રમાણે સકર્મ છતાં અકર્મપણાને અનુભવી શકાય છે. જે આવી રીતે કાર્ય કરે છે તેને પ્રત્યેક કાર્યમાં સરળતા શાંતતા અને ઉત્સાહ કાયમજ રહે છે. માટે સામાન્ય વેગથી કાર્ય સરળપણે થાય તેજ કર્તવ્ય છે. ઉતાવળથી કરેલાં કાર્યોમાં વિજય આવતોજ નથી.

૩૮ સૂર્ય એજ જીવન છે અને એના વડેજ જગત્ જીવે છે. आदित्यांतरज्योति વડે મનુષ્યો જો તે જ્યોતિનું ધ્યાન કરે છે તો બહુ સુક્ષ્મમતી થાય છે. અને પૂર્ણ આરોગ્ય મળે છે.

૩૯ જ્ઞાનનો આચારમાં ઉપયોગ થાય એજ સાચું જ્ઞાન છે.

૪૦ આ વિશ્વમાં વિરોધ થવામાં મુખ્ય હેતુ વક્તા, શ્રોતા, લેખક, વાચક વગેરેનો એકતાર નથી થતો તે છે. આ એકતાર એક બાજુથી બહુ ખેંચાયાથી થતો નથી પણ ઉભય ખુંટીઓને વ્યવસ્થીત રાખી મધ્યબિંદુનું બળ જમાવવાથી પ્રાપ્ત થાય છે.

૪૧ સદ્‌ગુણ અને નીતિ એ ગુણ વડે મનુષ્યો જય પામે છે.

૪૨ વિચારોનું અંતરમાં બળ કે નિર્બળ હોય છે. જેવા વિચાર તેવું બળ, જેવું બીજ તેવું ફળ. માટે ઉત્સાહી, ચૈતન્યમય, શાંત, ધૈર્યમય, તત્ત્વમય અને આનંદમય વિચારો નિરંતર સેવી શરીરે મને અને આત્માએ કરી પુણ્ય બળમય પૂર્ણ આનંદી સ્થિતિ કાયમ રાખશો.

૪૩ સત્પુરૂષો તો ઉપકારનો બદલો માગતાજ નથી પણ તેને દાન તરીકે ગણે છે એજ તેમનું મહત્વ છે.

૪૪ મનુષ્યના હૃદયમાં જે ઉંચ્ચ વિચાર છે તેજ સાચી વિજળી છે. અને તે સચોટ અસર કરે છે. તો જેઓ નિરંતર ઉંચ્ચ વિચારમાં રમણ કરતા હોય તેમનામાં અત્યંત વિદ્યુન્મય પાવર હોય છે. તેને કશુંજ કાર્ય અશક્ય નથી.

૪૫ માયા પ્રદેશમાં ક્વચિત્ વિરલ અંતઃકરણમાં ચિતિધુતિ ઝળકે છે. પરમાત્માની દિવ્ય કલા આપણા નિખિલ વ્યવહારમાં ઓતપ્રોત થએલી અનુભવાય અને આપણું સ્વાભિમાન નિવૃત્ત થાય તો જ્યાં ત્યાં સ્વરૂપાનંદનો સાક્ષાત્કાર થયા વિના રહી શકે તેમ નથી.

૪૬ જેમ સુર્યના તેજ વડે જળમાં પંચરંગી પરપોટા થાય છે ને અળપાય છે તેમાં સૂર્યને હર્ષ કે શોક નથી તેમ ચિદ્‌ચૈતન્ય વડે વૃત્તિઓ કામ કરે છે તે વૃત્તિઓમાં અનેક તરંગ થાય તેમાં સાક્ષી આત્મા તો સૂર્યવત પ્રકાશક છે. અને તે આપણે છીએ એ નિશ્ચયને ગ્રહણ કરી સર્વદા વિચરશો.

૪૭ સુખની ઇચ્છાને માટે હમેંશા સ્વસ્થ શાંત થઈ જાપ ધારણ વા સંયમ પ્રતિદિન નિયમીતપણે કરતા રહેશો. જે સંયમ વડે જ્ઞાનાદિ બુદ્ધિનું સામર્થ્ય, નીતિ આદિનું સામર્થ્ય, અને નિરોગત્વાદિ શરીર સામર્થ્ય પ્રકટ ન થાય તે સંયમ વાસ્તવ સંયમ નથી પણ સદોષ ક્રિયા છે માટે ઇષ્ટાનુગ્રહવડે સંયમ સાધવાની કળા સિદ્ધ કરી વૃત્તિ નિરોધ આદિના સ્થળનું જ્ઞાન પ્રાપ્ત કરી તે ક્રિયા વડે કૃતકૃત્ય બની રહેશો.

૪૮ વૃત્તિમાં ઉત્સાહ રાખી પરમતત્ત્વમાં જેમને સાચી વિશ્રાંતિ લેતાં આવડે છે એમને શાશ્વતિ શાંતિના બળ વડે મનમતિ ઓજસ પૂર્ણ થાય છે. માટે તમારે પણ પરમતત્ત્વ કે જે બુદ્ધિ પ્રદેશના પર ભાગમાં છે ત્યાં શાંતિનાં ઝરણાંમાં નાહ્યા કરતાં પરમ પ્રસન્ન રહેવું.

૪૯ રોગ મૃત્યુ અને દારિદ્રનો નાશ કરવા અભ્યાસક્રમ કરનાર કોઈ કાર્યમાં દૈન્યને સેવતા નથી.

૫૦ આંતર આત્મ સ્ફુરણનો પ્રવાહ ઓળખીને તે પ્રવાહરૂપ ગંગામાં પાવન થનાર કોઈ પણ પાપથી લેપાતો નથી

૫૧ સ્થાઈ જ્ઞાનજ કાર્ય કરે છે. તેથી આંગતુકમાં બહુ વૃત્તિને ન રમાડવી.

૫૨ ભય એ અન્ય કોઇ વસ્તુ નથી. પણ તમે તમારી જાતેજ ઉત્પન્ન કરેલી કલ્પના છે.



## આરોગ્ય સંરક્ષણ.

લેખકઃ—રા. રા. બેરામજી પીરોજશા માદન.

( અનુસંધાન આઠમા વર્ષના પૃષ્ઠ ૨૨૭ થી )

### શરીરની આરોગ્યતા યાને સંપુર્ણ તનદરોસ્તી માટે કસરતની જરૂર.

આપણને બુધાપો શા માટે આવે છે ? એવા સવાલનાં જવાબમાં એક નામાંકીત ફ્રેન્ચ સાયનટ્રીસ્ટ ત્રણ કારણો આપે છે. તે કહે છે કે આપણે ખુલ્લી હવામાં જોઈએ તેટલી કસરત મેળવતા નથી. આપણને માઇક્રોબો યાને સૂક્ષ્મ જીવજન્તુંઓ-લાગુ પડે છે કે જેમનો નાશ કરવાને આપણાં શરીરમાં રહેલાં જે ફેગોસાઇન્સ નામના બચાવનાં જંતુઓ છે તેઓ પુરતાં ફતેમંદ થતાં નથી.—અને ત્રીજુ આપણને મરણની બીક–ધાસ્તી રહેલી છે.

આ પ્રમાણે બુધાપા માટે તે ત્રણ કારણો આપે છે તેમાં સૌથી પહેલું અને મુખ્ય કારણ તે કસરતની ગેરહાજરી જણાવે છે.—અને તે બેશક ખરૂંજ છે. જવાની અને જોર–શક્તિ જાળવી રાખવા માટે બીજી એવી કોઇ ચીજ નથી કે જે કસરતની જગ્યા લઇ શકે—એટલે એક માણસની ચપળતા અને શક્તી જેટલી કસરતથી જળવાઇ રહે છે તેટલું બીજા કશાથી થઇ શકતી નથી.

માણસની જીદંગી માટે હવા અને ખોરાકની પેહેલી જરૂર છે. એ કોઇ ના પાડી શકે એમ નથી—પરંતુ આપણે ગમે એવી સારી હવામાં રહેતાં હોઈએ, ગમે એવા સારો પુષ્ટીકારક ખોરાક ખાતા હોઇએ છતાં જો દરરોજ નિયમીત શારીરીક કસરતો થતી ન હોય તો ખોરાકને હવા ( શરીર ) પુરતી તન્દરોસ્તી અને જોર-શક્તીવાળી હાલતમાં રાખી શકશે નહીં બીજા શબ્દોમાં બુધાપો આવતાં અટકાવ કરી શકાશે નહી.

જોકે શક્તી માટે ખોરાક એક અગત્યતા ધરાવે છે પરંતુ કસરત વિનાં તમો ઘણુંક શરીરને બળ–જોર મેળવી શકો નહી. શક્તી–જોર, બાંધવા માટે તમારે શક્તી વાપરવી જોઇએ ચપળતામાં જીંદગી રહેલી છે. તેથી તેને ટેકવી રાખવા અને વધુ કરવા માટે જોર–શક્તી વાપરવુંજ જોઇએ છે. કોઇને પણ શકિત

જોર વાપર્યા વિના બળ આવતું નથી. શરીરનાં મસ્લસોને મજબુત રીતે વાપર્યાથી તે મસ્લસો મજબુત, વધુ ઘટ થઈ શકે છે અને એક મરદ યા ઓરત વધુ સારી અને મજબુત હાલતમાં આવી શકે છે.

દાખલા તરીકે; એક ખીલતો છોકરો તથા છોકરીને લ્યો નીયમ તરીકે, તેઓ જે સાધારણ રમત-ગમત દરરોજ રમે છે તેથી તેઓના શરીરની ચોકકસ બાંધણી અથવા ખીલવણી થાય છે-પણ આ બાત દીલગીરી ભરી છે કે જેવી એક છોડી ઉમરમાં આવી પુગી કે તેણીયે રમત-ગમતની કસરતો છોડી દેવાનું મોટી શોભા અથવા મર્યાદાભર્યું તરીકે ગણાય છે છોડીયો તો બાજુએ રહી-પણ આજ કાલ છોકરાઓ પણ સ્કુલ યા કોલેજ છોડી કે તુરતજ પોતાની અંગ બલની રમત ગમતો-કસરતો છોડી દીયે છે. કારણકે હવે તેઓ મોટા થયા અને કામ ધંધે લાગ્યા તો હવે તેમને કસરતો કેવી કરવાની ! એ તો માત્ર નિશાળમાં શીખતાં ફુરસદ મળે ત્યારે માત્ર ટાઈમ પાસ કરવા રમત ગમતો કરવાની છે-મોટી ઉમરે પુગેલા માણસ માટે કાંઇ કસરતો હોય ?

આવા વિચારથી, અથવા કોઇ એક યા બીજા કારણોને લીધે, ઘણાઓ, બલકે સોમાંથી ૯૫ ટકા કસરતો કરવાનું છોડી દીયે છે. ત્યારે કસરતથી શું ફાયદા થાય છે, બલકે શરીરની આરોગ્યતા માટે તે અવશ્યની છે એવું તેઓ સમજતા નથી એમ આપણને ધારી લેવું પડે છે. કારણકે જો સમજતા હતે તો તેઓ કોઈક રીતે એક યા બીજી હીલચાલો કરવાનું જારી રાખતે પણ તેમ નથી કરતા એટલે કસરતનાં મુળ ફાયદાઓથી તેઓ અજ્ઞાન રહેલા હોય છે. એવું આપણને અનુમાન કર્યા વિના ચાલતું નથી. માટે કસરતની ખુબી વીષે થોડુંક વિવેચન કરેલું વ્યર્થ જશે નહીં.

એ વિષે અમેરીકાનો મહાન ફીઝીકલ કલ્ચરીસ્ટ, અને કુદરતી ઉપચારોનાં શોધક બરનાર મેકફેડનનાંજ થોડાક શબ્દો અત્રે દરશાવીશ. તે એક ઠેક ણે કહે છે.

ઘણાઓએ મને કહ્યું છે કે " હું કસરત કરૂં એટલો મજબુત નથી. " તો હું તેમને જવાબ આપીશ કે ઉઠો અને કસરતો કરો, અને તે માટે તમને મેહનત લેવી પડે તેમ કરો, કારણ કે કસરત જેવું આ ધરતી ઉપર બીજું એકે નથી કે જેથી જે ચાલુ ( ક્રોનીક ) દરદોને સાજા કરવા માટે વધુ કરી શકે, કસરતથી તમારી દરેક ફરીયાદો અને વ્યાધીઓ દુર થશે.

તમને કાંઇ ખ્યાલ છે કે આ શરીર તે એક અજાયબ જેવું ઇલેકટ્રીક મશીન છે, કે જે ઇલેકટ્રીક, યાને માણસાઇ વીજળીથી ચાલે છે. તમો તમારી પોતાની વીજળી બનાવો છો. આ વીજળી કેમ બને છે ! આપણે આ શરીર માટે સઘળું જાણી શકતા નથી, પણ કેટલીક બાબદો તદન ખુલ્લી જણાય છે. દાખલા તરીકે, શરીર એક વીજળીક શકિતથી ચાલે છે તે ખુલ્લુ છે તમો પોતે એક માણસાઇ ' ડીનેમો ' યાને (વિજળીનો ભંડાર) છો-દરેક જણ પાસે ઇલેક-

ગીક બેટરી તેની રગો ( નરવસો )માં ભરેલી હોય છે. જ્યારે ઠાકી અને સુસ્ત પડી જાઓ છો ત્યારે આ તમારી વીજલીક શકિત લગભગ ખપી ગયેલી હોય છે, અને તમને વધુ જથ્થો એકઠો કરવાની ગરજ પડે છે, એટલે કે તમને વધુ "નરવસ પાવર" મેળવવાની જરૂર પડે છે તેનો અર્થ આજ કે વધુ માણુસાઇ ઇલેકટ્રીસીટી હવે તમો એ કેમ મેળવી શકો ?

અતરે હું કહીશ તે ઘણા ખરાઓને કાંઇક નવુંજ લાગશે. છતાં કોઈ પણ સાયન્ટીસ્ટ અથવા ફીઝીશીયન મારા અનુમાનને ના પાડી શકશે નહી. નરવસ અથવા વીજળીક શકિત કે જે આ શરીરને જીવતું-જાગતું રાખે છે, અને જે જીંદગી અને જોર ટેકવી રાખે છે, તે શકિત સઘળી નરવસોમાંજ રહેલી છે. દરેક પળે શરીરમાં રહેલી આ નવી વીજલીને પોતામાં સોસી લીયે છે એટલે આ નરવસ એનરજીને ખેંચી લીયે છે-તમારા શરીરની દરેક નર્વ તમારા આંગળાની નર્વનટીક એ શકિતને ખેંચી તમારા નરવસ ચક્રોમાં તેમજ કમરનાં કાંડામાં અને ભેંજામાં લીયે છે. દીવસના વખતે તમો આ નરવસ શકિત ખપાવતા જાઓ છો, પણ રાત્રે જ્યારે તમો નિદ્રા લીયો છો, અને જ્યારે શરીરની પોતાની (વોલનતરી) શક્તિઓ મદ પડેલી હોય છે ત્યારે તમો આ નરવથી એનરજી અથવા કહો કે માણુસાઇ વીજળી. વધુ જથ્થામાં, બીજા દીવસનાં ખપ માટે ભરી રાખો છે.

ત્યારે કસરત આ કાર્ય કરવાને કેવી રીતે મદદ કરી શકે ? તે મદદ આમ કરે છે. કસરતથી કરી શરીરના દરેક અવયવોનું કાર્ય ચપળ થાય છે. જેથી લોહીનો વધુ જથ્થો નરવસો તરફ અને મસલસો તરફ લઈ જવામાં આવે છે. આ વધુ જથ્થામાંથી વધુ એનરજી અથવા માણુસાઇ વીજળી મેળવાય છે. અને પરિણામે તમારામાં વધુ નરવસ એનરજી, વધુ જોર, અને વધુ સારી તન્દરસ્તી આવે છે; કસરતથી કરી તમારા ગોટલાંઓજ મજબુત થાય છે એટલુંજ નહીં પરતું સામાન્ય સ્થિતી પણ સુધરે છે. ઘણાઓ કહે છે હમને કાંઈ મજબુત ગોટલાંની જરૂર નથી કારણ હમારે કાંઈ મોટા બોજ ઉપાડવા નથી, હમારે કાંઈ કસરતબાજ થવું નથી. મારે તો ફકત સારી તન્દરોસ્તી અને મજબુની જોઈએ છે. આજ મુખ્ય કારણ માટે હું સલાહ આપુ છું કે કસરતની જરૂરજ છે, કારણ કે તે એક માણુસને વધુ નરવસ શકતીનો જથ્થો આપે છે, કે જે શરીરની કાયદાસરની ચપળતા માટે અવશ્યનો છે ખાસ અંદરનાં પ્રાણીક અવયવોની કાર્ય માટે જરૂરી છે આ અવયવો શરીરનાં બધા કાર્યો ચલાવે છે, તેઓ ખોરાકને પાચન કરે છે, તેઓ લોહી બનાવે છે લોહીમાંજ સઘળા તત્વો રહેલાં છે કે જેથી શરીર બંધાય છે. ત્યારે આ અંદરનાં અવયવો જેઓ લોહી બનાવે છે તેઓને, જેમ તમારા હાથને નરવસ એનરજીની જરૂર છે તેમ તેઓને પણ તેની જરૂર હોય છે જ્યારે તમો એકાદ બોજો ઉપાડો છો ત્યારે તમો શકિતનો અમુક

જથ્થો ખપાવો છો, અથવા કહો કે ઇલેકટ્રીક એનરજીનો અમુક જથ્થો વાપરો છો. ત્યારે આ તેજ ઇલેટ્રીક એનરજી છે કે જે હાર્ટના ધમકારા ચલાવે છે અને જે શરીરના દરેક અવયવની હીલચાલ માટે અવશ્યની છે.

કોઇ પણ માણસ એવો નબળો ન હશે કે જેનાથી કાંઇપણ કસરત કરી ન શકાય.

કદાચ કોઇકવાર તેવા અપવાદ હોય પણ તે ઘણા જુજ હશે. જો તમારામાં બીછાનામાંથી ઉઠી શકાય એટલે શકિત હોય તો થોડીક કસરતો લેવાને તમો પુરતા સામર્થવાન છો. દરરોજ આવી કસરતો લીધી તો તેથી કરી તમો વધુ શકિત મેળવતા જશો.

તિક્ષીણ દરદો વેળા, સરાસરી દરેક ડાકતર તમને કહેશે કે " બીછાને જાવો, બીછાનામાં રહો ", પણ મેકફેન કહે છે કે હું કહીશ કે " જ્યાં સુધી તમારેથી રેહવાય ત્યાંવેર ઉભાજ રહો યાને બીછાને જશો નહી—જેટલો તમોએ આ નિશ્ચય છોડયો કે તેજ પળે તમો પોતાને કહેશો કે " " હું માંદો છું, અને બીછાને જાઉં છું, અને એમ કરી જે ચપલતા શરીર કરતું હતું તે અટકાવો, અને નિયમ તરીકે, અથવા રીવાજ પ્રમાણે, હવાનાં દરાફતની ધાસ્તી રાખી બંધસ્ત ઓરડામાં જાઓ અને જે પળે આવી રીતે તમો કરો તેજ પળે તમો તુરત માંદાં થવાનાં.

(અપૂર્ણ)



# श्री सूतसंहितानुं सविस्तर रहस्य.

લેખક, શ્રીયુત દુર્ગેશ્વર નટવરજી ત્રિવેદિ બી. એ.

હજુર ડેપ્યુટી કલેકટર સુરત.

( અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ઠ ૩૦થી )

આ મહાત્માઓ પોતે કૃતકૃત્ય હોય છે એટલે, તેમના પોતાના સ્વાર્થ અર્થે કાંઈ કરવાનું તેમને શેષ હોતું નથી, છતાં જગતમાં ગ્રંથ લખવા, ઉપદેશ કરવા, આદિ ક્રિયાઓ કરતાં તેઓ જણાય છે. તેમાં બે ઉદ્દેશો હોય છે. એક ઉદ્દેશ એવો હોય છે કે પરમતત્વ રૂપ જે પરમેશ્વર તેમના પ્રતિ તેમનો પ્રેમભકિત ભાવ બંધાયલો છે. અને આ કાર્યદ્વારા એ ભાવની પ્રતીતિ કરાય છે બીજો ઉદ્દેશ એજ પરમાત્માના વિકાસ પામતાં છતાં જેમની મતિ તે વિકાસમાં મંદતાથી પ્રયાણ કરે છે એવા જગતના બંધુજનો રૂપે ગણાતાં પાત્રો ઉપર એજ પ્રેમથી અનુગ્રહ કરવો એ હોય છે.

આ પ્રમાણે હોવાથી ભગવાન બાદરાયણ સૂતસંહિતાનો આરંભ, કરે છે. અને તેમાં મંગલાચરણ રૂપે પરશિવ પ્રતિ ભક્તિ પુરઃસર પ્રમાણ કરે છે. આ સૂતસંહિતામાં એક અપૂર્વ પ્રકારની સંકલના છે શ્રી બાદરાયણ વ્યાસ મુનિએ અરાઢ પુરાણો પોતાના શિષ્ય સૂત તથા મુનિમંડલને કહ્યાં છે. છતાં તત્વવિદ્યાનો અતિશય પ્રભાવ દર્શાવવાના હેતુથી આ રચના કરીછે પોતાના શિષ્ય શ્રી સૂત પુરાણીના મુખથી આ સંહિતા એટલે તત્વશાસ્ત્રમાંથી વીણી વીણીને તત્વ જેમાં એકત્ર કર્યું છે, એ પ્રકારનો ગ્રન્થ આ કરી આપ્યો છે. પંચદશી આદિ વેદાન્ત શાસ્ત્રના સમર્થ ગ્રંથોના પ્રણેતા શ્રી વિદ્યારણ્ય મુનિ પોતાની પૂર્વાવસ્થામાં શ્રીમાન માધવમંત્રી નામે ઓળખાતા હતા. ક્રિયાશક્તિના પતિ શ્રીમત્કાશીવિલાસ તથા શ્રી ત્ર્યમ્બકેશ્વરનાં ચરણકમળની સેવામાં નિપૂણ ચિત્તવાળા તેઓ શ્રી હતા તેમણે વેદ તથા શાસ્ત્રની પ્રતિષ્ઠા કરી છે આ સૂતસંહિતા ગ્રંથ ઉપર તેમનો અત્યંત પ્રેમ ભાવ સ્થપાયો હતો તેથી સામાન્ય મતિના જનસમુહના ઉપયોગમાં લાવવાની આવશ્યકતા એમને જણાઇ. અસલ ગ્રંથમાં અનેક પ્રકરણો છે, તેમના તાત્પર્યના ખુલાસા સાથે એક બીજાના સંબંધને પોતે જેમાં સમજાવ્યો, તથા તેમાં પ્રવર્તતા કઠીણ શબ્દો તથા વાકયોનું સરળતાથી સમજાય તેવું સ્પષ્ટીકરણ જેમાં કર્યું છે, એ પ્રકારની અન્ધારામાં પ્રકાશ પાડનાર દીપવત તાત્પર્ય દીપિકા નામે રચના એઓશ્રીએ કરેલી છે તે સહિત અસલ ગ્રંથના અવલોકન ઉપરથી આ ગ્રંથ બનેલો છે.

વ્યવહારમાં કુશલ વૈદ્ય હોય છે તેમને વૈદ્યકશાસ્ત્રનો મહાન નિયમ ॥ મર્દનં ગુણ વર્ધનમ્ ॥ જ્ઞાત હોય છે. તે પોતાના આશ્રયમાં આવેલા દર્દીઓને માટે આ નિયમોનો ઉપયોગ કરે છે. માત્રાઓને જેમ જેમ અધિક ઘુંટવામાં આવે છે તેમ તેમ તેના રજકણોની મધ્યમાં પુરાયલું સત્વ વિશેષવિશેષ મુક્ત થઇને બહાર નીકળી આવે છે, અને રોગીના રોગનાં કારણોને દૂર કરીને એમનામાં જીવનને પૂરે છે. આજ પ્રમાણે તૈલાદિનું શરીર સાથે ઘર્ષણ કરાય છે, તેમાં પણ એજ નિયમ પ્રવર્તે છે. તે પ્રમાણે રોગ માત્રમાં જે અનેક જન્મોથી આપણને વળગી રહ્યો છે તેવો ભવભ્રમણ નામનો મહા રોગ છે. એ રોગની મહત્તાના પ્રમાણમાં પરશિવ સ્વરૂપના જ્ઞાનરૂપ એકજ ઔષધી આ મહા વૈદ્યોએ આપણને આપીછે, અને તે માત્રાને આ ગ્રન્થમાં રોગીની મહત્તાના પ્રમાણમાં અત્યંત શ્રમ લઇને ઘુંટીઘુંટીને અનેકવાર અમૃત રૂપે પાપા કરી છે, છતાં પીનારને કંટાળો ન આવે તે અર્થે વખતો વખત જુદી જુદી આખ્યાયિકાઓ તથા પ્રક્રિયાઓ રૂપ અનુપાનો રૂચી ઉત્પન્ન કરે એવાં બદલતા રહયા છે. આટલી કુશળતા વાપરી છે છતાં કોઈ સ્થાને આપણા અંતઃકરણનો યોગ અત્યંત અશ્રદ્ધારૂપમાં વધી ગયો હોય તે કારણથી " જાતિ નિર્ણય " " તીર્થમહાત્મ્ય " જેવા અધ્યાયો વાંચતાં જે પ્રમાણે હઠીલા બાળકને દવાના નામથીજ કંટાળો આવે છે અને મુખ કટાણું કરે છે

તેવા ભાવનું પ્રદર્શન થઇ જાય, તો તેવે સમયે ધૈર્યને રાખીને તેવા અધ્યાયમાં શું રહસ્ય રહેલું છે તેને શોધવાને માટે પ્રયત્ન કરવો. છતાં રસિક રહસ્ય હસ્તગત ન થાય ત્યાં સુધી વિશેષ મનન કરવું, એ ઉચિત્ત ગણાશે. તેમ કર્યા પછી પણ ધૈર્ય ન રહી શકે તો તે માત્રાઓ આપણા રોગને માટે નથી. અન્ય તેના પાત્રોને માટે યોગ્ય હશે એવી અનુકુલ બુદ્ધિ કરીને આ ગ્રંથમાં જેજે માત્રાઓ આપણા અંતઃકરણમાંની સામગ્રીને અનુરૂપ પ્રતીત થાય તેને પ્રેમથી ગૃહણ કરવાની તત્પરતાને સેવવાનાપ્રબળ નિશ્ચય પૂર્વક ગ્રંથને શાન્તિથી અવલોકવો. એમ નહિ કરીએ તો આપણા પોતપોતાના અંતઃકરણોને અત્યંત અનુકૂલ થઈ રહે એવા પુષ્કળ ઉપાયો આ ગ્રંથમાં કહ્યા છે, તેનો અમુલ્ય લાભ અધૈર્યથી ગુમાવાય છે. તેમ ન થવાને માટે સાવધાનતા રાખવાની છે. અને યાદ રાખવાનું છે કે આ ગ્રંથ કેવલ આપણા અંતઃકરણને માટેજ કર્યો છે એવું નથી પરંતુ આપણાં સર્વ બંધુઓ જેમના અંતઃકરણ વિવિધ કક્ષાઓમાં છે એ સર્વને માટે ઉપયોગ પુરતો સંગ્રહ કર્યો છે એટલુંજ નહિ પણ ઉપર ઉપરની દૃષ્ટિથી નકામું ભાસે તેજ અંતઃકરણનો અમુક વિકાસ થતાં આપણને પણ અમુલ્ય લાભપ્રદ થાય એવો સંભવ છે. સોમલ સાક્ષાત વિષ છે એટલાજ જ્ઞાનથી તેનો ત્યાગ થાય તો જ્વરાદિ ટાળવા અર્થે તે અમૃત રૂપે કાર્ય કરે છે તેનો લાભ મળે નહિ. સાક્ષાત વિષના સંબંધમાં જો આવુંછે તો આ રહસ્યમય વિષયને ધૈર્યથી જોવાની જરૂર છેજ એમ સહજ સમજાશે.

જડ રૂપે પ્રતીત થતા વ્યતિકર માત્રનો આધાર એટલે જેના ઉપર તે પ્રતીતિ થાય છે તે એ છે તે કારણથીજ તેને સત અથવા સત્ય રૂપે કહેલ છે જડમાંનું ભાન એના વડે સિદ્ધ થાય છે તેથીજ એને ચિત્ત કહેલો છે કદીજ નાશ ન પામે એવા પ્રકારનું પ્રેમનું સ્થાન એ હોવાથી એને આનંદ તથા પરમ શિવરૂપ કહેલો છે સર્વ અર્થને સાધી આપનાર તથા સર્વ સાથે સંબંધ વાળો, નિરંતર હોવાથી તેને સંપૂર્ણ કહ્યો છે શિવ એ પ્રકારની સંજ્ઞાને ધારણ કરે છે જીવ તથા ઈશના ધર્મોની સીમાને ઉલ્લંઘન કરી રહ્યો છે તેથી તેને કેવલ કહ્યો છે અન્યની અપેક્ષા વિનાજ પોતાના એકલાના બળથી પ્રકાશી રહેલો છે તેથી એટલે સ્વપ્રભ એટલે સ્વપ્રકાશ શિવ કહેલો છે. એરણ ઉપર સુવર્ણકાર જે પ્રમાણે ઘાટ ઘડે છે તથા ભાંગી નાખે છે તે પ્રમાણે પોતે આધાર રૂપ બનીને પોતાના ઉપરના જગતને નિરમાણ કરે છે સ્થિતિમાં રાખે છે પ્રલય સમયે વિનાશ કરે છે અને ભાવી સૃષ્ટિના સમય સુધી જગતનું તિરોધાન કરે છે એ રીતે પોતે એકજ કારણ રૂપ હોવાથી તથા ભુત ભૌતિક ભાવોનાં નિયમને કરતો હોવાથી કુટસ્થ કહેલ છે વિનય માત્ર ગુણ અથવા આકાર રૂપ ઉપાધિ રૂપ ઇન્દ્રિદ્વારા અનુભવ ગોચર થાય છે આ પ્રકારની ઉપાધિ માત્ર જે સ્વરૂપમાં અસ્ત પામી

સંતાઈ રહેલી હોય છે એ પ્રકારનું છેવટનું સ્વરૂપ હોવાથી તથા તે સ્વરૂપ શુભ હોવાથી તેને પરમશિવ કહ્યો છે જેને માટે અંતઃકરણ નિરંતર તલસ્યા કરે છે છતાં વિષય રૂપે જેનું ભાન કરવામાં નિષ્ફલ થઈ થાકી વિરમાય છે એવું અત્યંત કામનાનું સ્વરૂપ હોવાથી તેને તત્વ (તત્+ત્વ) કહે છે વર્તમાન ભુત તથા ભાવિકાલ તેને બાધિત કરીને મર્યાદીત કરી શકતો નથી માયા તથા તેનાં કાર્યો મિથ્યા કલ્પિત છે તેથી ઝાંઝવાંના જલથી કોઇ પદાર્થ ભીનો થતો નથી તેજ રીતે તે તેનો સ્પર્શ કરી શકતાં નથી કાલનું સ્વરૂપ અનંત છે છતાં અમુકની વ્યકતિ રૂપ ઉત્પતિ સ્થિતિ તથા પ્રધ્વંસા એટલે નાશનો અનુભવ આમાં થાય છે તે અનુભવ રૂપ ઉપાધિથી કાલની મર્યાદા કલ્પી છે અમુક પદાર્થ ઉત્પન્ન થશે તે પૂર્વ તે પદાર્થ ન હોતો તેથી તે પદાર્થની ઉત્પત્તિની અપેક્ષાથી તેની પૂર્વનો તે કાલ તેને ભુતકાલ કહ્યો છે અને તે ભુતકાલની મર્યાદા અનાદિ સાન્ત છે આ રીતે જે પદાર્થના ભૂતકાલની મર્યાદા તેના પ્રાગભાવ ( પૂર્વનો અભાવ ) વડે બંધાઇ છે ત્હેને આદિ કહે છે. તેજ પદાર્થની ઉત્પત્તિથી આરંભી ને તેના વિનાશની ક્ષણ સુધીના કાલને સ્થિતિનો કાલ અથવા વર્તમાનકાલ કહે છે. એ રીતના વર્તમાનકાલની મર્યાદા પોતાના ભાવસ્વરૂપે ( છે છે એ રૂપે ) બંધાઇ છે, તેને મધ્ય એવા નામથી ઓળખાય છે. તે પદાર્થનો વિનાશ થાય તે ક્ષણથી આરંભી તે અનંત મર્યાદા સુધીના કાલને ભવિષ્યકાલ કહ્યો છે. આ ભવિષ્યકાલની મર્યાદા જેની પોતાના પ્રધ્વંસાભાવ વડે આરીતે બંધાયલી છે તેને અંત કહે છે આ રીતે આદિ મધ્ય તથા અંત નામની ત્રણ કળારૂપ તત્વદ્વાર જે અનુભવ ગોચર થાય છે તે તત્વને કાલ એવું નામ આપેલું છે નિષ્કલ પરમાત્માએ જગતરૂપે પ્રતીત થવા અર્થે માયારૂપને પોતાનામાં ધારણ કર્યું. પછી તે માયામાંથી પંચ તત્વોને પ્રતીત કરાવ્યાં. આ પંચતત્વોના નામો નીચે પ્રમાણે છે ૧ કાલ ૨ નિયતિ ૩ ભુત, ૪ યદચ્છા અને ૫ સ્વભાવ. એ રીતે ઉત્પતિ પ્રકરણમાં કહેલું છે.

અપૂર્ણ.

*The only address—No branches.—*

# KALKADEVI, BARTON CO.

KALKADEVI RD.

આંખની મફત તપાસ કરી ખરા "પથ્થરનાજ" ચશમા "મફત" બદલી કરવાની જામીનગીરીથી બનાવી આપીશું. ખાનદાન અને ગરીબ હાલતમાં આવી ગએલા ગૃહસ્થ માણસોને ખાસ સસ્તા ભાવેઅથવાજરૂર પડવે તદનજ મફત ચશમા આપીશું.

302—304,
કાલકાદેવી
રોડ,
મુંબઇ.

કાલકાદેવી બારટન કું.




મારકીટમાં અને કોટમાં હમારી કોઈ પણ શાખા ઑફિસ નથી.



કોઈ પણ હોસપીતાલ અથવા દાકતરોના નંબર પ્રમાણે ચસમાં જામીનગીરીથી બનાવી આપીશું. જો હમારો બનાવેલો ચશમો દાકતર નાપસંદ કરે તો કુલ્લે પૈસા પાછા આપવાની લેખીત જામીનગીરી આપીશું.

PERFECT PEBBLE



નકલી-આંખો!
ખાસ અમેરીકન આર્ટીફીશીયલ પથ્થરના ચશમાં "સ્વદેશી નહીં,"




"નકલી આંખો."
**Artificial Eyes.**
"ખરા પથ્થરના ચસમાં
**Real Pebbles**
કાલબાદેવી બારટન કું.
**No. 302—304,**
કાલકાદેવી રોડ, મુંબઈ.

# જાહેર ખબર.

# સેશીન કું૦ માં



## શું ચીજો મળે છે?

લગ્ન પ્રસંગે તેમજ ઈનામના મેળાવડામાં ભેટ આપવા લાયક તરેહવાર જાતની પેટીઓ, હિંદુસ્તાનની ઉત્તમ નકશીના રાઉન્ડ ટેબલ, કોરનરસ્ટેન્ડ, માટીના રમકડાં ચાલનારા દોડનારા તેમજ કસરત કરનાર માટે રબરવાળી લગોટ, મખમલના મઢેલા ચંપલો, કાચના કુંડા), ફેન્સી ચીની ફ્લાવર બૉક્ષ, સુખડના હોલ્ડર, જપાનીઝ કેનવાસપરના ચીત્રો, બનાવટી ફુલના કુંડા, બાસ્કેટ છોડ અને તરેહવાર જાતની ફેન્સી ચીજો.

એક વખત દુકાનની મુલાકાત લઈ ખાત્રી કરો તમો જરૂર સંતોષ પામશોજ.

**સેશીન કું૦**

ઠે૦ સેતાન ફળીવાને નાકે
ગોપીપુરા–સુરત

મેનેજર—નીલકંઠ ઉમેદરામ.

હલકી જાતની ચાહ પી તબીયત બગાડવા કરતાં અમારે ત્યાંની દરેક જાતની ઉંચી ચાહના નમુના લઇ પી જુઓ. નમુના માટેના ૦ા રતલના પેકેટ. જુજ કિંમતે મળે છે.

" વૃથા વહેતા સમયની, લેજો શુભ સંભાળ; વાંચો વીર વિવેકથી, વિવિધ ગ્રંથની માળ."
" ઉત્તમ વાંચન ઉપરે, જો કંઇ હોય વહાલ; 'માળા ગ્રંથ વિવિધ'તણી, તો વાંચો તત્કાળ."

# વિવિધ ગ્રંથમાળા

જેની ૪૩૦૦ નકલ છપાય છે અને તેના ગ્રાહક થનારને

# વાર્ષિક માત્ર ૨) માં પૃષ્ઠ ૨૦૦૦

**જેટલાં વિવિધ વિષયનાં ઉત્તમ પુસ્તકો મળે છે. પાકાં પુઠાં રૂ. ૩)**
**પોસ્ટેજ વર્ષની આખર સુધીજ માફ. તે પછી જુદું.**

સં. ૧૯૭૨નાં પુસ્તકોની પ્રાથમિક યાદી—સ્વામી રામતીર્થ ભાગ ૮ તથા ૯ (તૈયાર છે) આરોગ્ય વિષે સુચનાઓ. મો. ક. ગાંધીકૃત ટુંકી વાર્તાઓ ભાગ ૩ જો, નવા યુગની વાતો ભાગ ૩ જો, વિવેકાનંદ ભાગ ૩ જો, પ્લેઝર ઓફ લાઇફનું ભાષાંતર, ઇન્ડયુરિંગ હેપીનેસનું ભાષાન્તર, સર રવીન્દ્ર ટાગોરના નિબંધો, લડાઇનાં રહસ્ય, (વિજ્ઞાન) સાયન્સ, ઇત્યાદિમાંથી નીકળશે. વધુ પસંદગી જારી છે.

**આગલા વર્ષોનાં નીચલા સેટ પણ તૈયાર છે.**

દરેક સેટમાં પૃષ્ઠ ૧૫૦૦ મૂલ્ય રૂા. ૧॥, પાકાં પુઠાં ૩
પોસ્ટેજ માગશર સુધી માફ તે પછી મૂલ્યથી જુદું.

સં. ૧૯૬૭ના પુસ્તકો—આર્યધર્મનીતિ ૯૦ અપવાદીહિત દર્પણ. સ્વામી રામતીર્થ ૧-૨ ૩. લઘુ લેખ સંગ્રહ. સંસારમાં સુખ ક્યાં છે. નવા યુગની વાતો. યોગિની અક્ષરમાળા

સં. ૧૯૬૮નાં પુસ્તકો—નવસંહિતા. કાશ્મીરનો પ્રવાસ. વિવેકાનંદના પત્રો. નવા યુગની વાતો ભાગ ૨ જો. સ્વામી રામતીર્થ એમ. એ. ના સદુપદેશ ભાગ ૪થો. વીર દુર્ગાદાસ

સં. ૧૯૬૯ના પુસ્તકો—સ્વામી રામતીર્થ ભાગ ૫મો. પદ્યાત્મક ભગવદ્ગીતા. નવલ-કથા સંગ્રહ ભાગ ૧લો. નામદાર શહેનશાહ ઇ. છોટાલાલ પદબોધિની. વૈરાગ્ય બોધકાવ્ય. દુઃખમાં ત્વદાભ્યાસ. કથાગુચ્છ ભાગ ૧લો. ટુંકી વાર્તાઓ ભાગ ૧ લો.

સં. ૧૯૭૦ નાં પુસ્તકો—સ્વામી રામતીર્થના સદુપદેશ ભાગ ૬ ઠો. સેવાના સન્માર્ગ ટુંકી વાર્તાઓ ભા. ૨ જો. સ્વામી રામતીર્થ ભાગ ૭ મો. નેપોલિયન બોનાપાર્ટનું ચરિત્ર

સં. ૧૯૭૧ નાં પુસ્તકો કુલ પૃષ્ઠ ૨૦૦૦) મુલ્ય રૂા. ૨) પાકાં પુઠાં ૩) સ્વામી વિવેકાનંદ ભા. ૧-૨, સાચું સ્વર્ગ, અખાની વાણી, ટુંકી વાર્તાઓ ભા. ૩

**સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય.**
કાલબાદેવી-હાથીબિલ્ડીંગ મુંબઇ અને અમદાવાદ

---

પ્રસિદ્ધ કરનાર તંત્રી પ્રભુશંકર નરભેરામ વ્યાસ ચંદ્રપ્રકાશ ઓફીસ ખપાટીઆ ચકલા-સુરત.
છાપનાર વિઠ્ઠલદાસ ફીકાભાઇ શા. ખુબચંદ અમીચંદના ધી સુરત જૈન પ્રીન્ટીંગ પ્રેસ,
ખપાટીઆ ચકલા સુરત

Registered No. B. 712

॥ ॐ શ્રી ॥

# ચંદ્રપ્રકાશ.

## ( માસિક પત્ર. )

પુ. ૯ મું
અંક ૩ જો
સંવત ૧૯૭૨
પૌષ

વાર્ષિક
લવાજમ
રૂા૦. સવા
પોસ્ટેજ
સાથે.

पुष्णामिचौषधिः सर्वाः सोमो भूत्वा रसात्मकः ॥
.भ० गीता ॥

શ્રી કૃષ્ણ કહે છે કે; હું પોતે રસાત્માક ચંદ્ર રૂપ થઇને દરેક ઔષધીઓને પુષ્ટ કરૂં છું.
ભગવદ્‌ગીતા.

### અનુક્રમણિકા.

| વિષય | પૃષ્ઠ. |
| --- | --- |
| ૧ ગીતાજીની કેટલીક હૃદયગંમ વિચારણા | ૫૮ |
| ૨ આધુનિક પરિસ્થિતિ, અને ભાવિ દર્શન | ૫૯ |
| ૩ માતૃપ્રેમ | ૬૨ |
| ૪ હાલના અને પ્રાચીન પ્રાણીના ગુણદોષ | ૬૬ |
| ૬ જીવન અપંગ શિક્ષણ | ૭૧ |
| ૭ આરોગ્ય સંરક્ષણ | ૭૫ |

પ્રસિદ્ધ કર્તા-તંત્રી, પ્રભુશંકર નર્ભેરામ વ્યાસ.
ચંદ્રપ્રકાશ ઓફીસ, ખપાટીઆ ચકલા-સુરત.




पुस्तक ९ पौष १९७२ अंक ३

# ગીતાજીમાંથી કેટલીક હૃદયંગમ વિચારણા



## धर्मक्षेत्रे कुरुक्षेत्रेः

કુરુક્ષેત્રઃ—ગયા અંકમાં ધર્મ ભાવનાનુ ઉદ્‌ઘાટન કર્યા પછી આપણે આજ કુરૂક્ષેત્ર વિષે ઉહાપોહ આદરીએ. ' કુરૂ ' એ વિશેષ નામ છે, અમુક લોકનું નામ છે, અથવા પ્રાચીન રાજાનું નામ છે તો પણ તે કૃ=કરવું, એ ક્રિયાપદનું આજ્ઞાર્થ રૂપ પણ છે. આથી કુરુ=કર, કર્ત અને કુરુક્ષેત્ર એટલે કર્મક્ષેત્ર એવી વ્યંજના ઉપસ્થીત થઈ શકે છે.

કર્મ એટલે સર્વ-પ્રવૃત્તિ, પ્રભુ પરમાત્માના સતચિત્ અંશમાંથી ઉદ્‌ભવતી ઉત્પત્તિ સ્થિતિ અને તેમનો આનંદ અંશ ઝીલી અન્તે મોક્ષ પ્રતિ, આત્મ સાક્ષાત્કાર પ્રતિ અથવા નવજીવન (Regeneration) પ્રતિ ધસતી જીવન પ્રગતિ રૂપ પ્રવૃત્તિઃ

ધર્મ=જીવન-એ કર્મ એ સર્વ પ્રણાલિકામાં, તેની વૃધ્ધિ અને વિકાસ પામતી સર્વ પ્રવૃત્તિમાં તેની પાછળ રહેલી દિવ્ય ચાલક શકિત Divine motor Power છે. જેને પરાપ્રકૃતિ કહેશું તો અસ્થાને નહિ ગણાય. કારણ જીવનજ સર્વ કર્મને ધારણ કરે છે અને તેમને પ્રગતિમાન કરી રહે છે. यया इदं धार्यते जगत्ः

બહુ વચનમાં ' કુરૂ ' શબ્દ અનેક પ્રકારની પ્રવૃત્તિરૂપ લઈ શકાય તેમાં પ્રથમ જીવન સત્વને પોષતી પ્રવૃત્તિઓ—અર્થાત્ જેથી જીવનસત્વ સવિશેષ વૃદ્ધિ અને વિકાસ પામી રહે. અને બીજી कामाः मनोगताः, इन्द्रियस्य रागद्वेषौः એ સર્વને પણ કુરૂ કહી શકાયઃ પરંતુ પ્રથમંનાથી આ કેવળ ભિન્ન પ્રકારની જ ગણવાની છે. કારણ એક સમય એવો આવશે કે જ્યારે ઉપલી જીવન વ્યાપારને વિસ્તૃત અને અલંકૃત કરતી પ્રવૃત્તિઓ આ નીચલી રાગદ્વેષાદિક

પ્રવૃત્તિઓને આત્મસાત્ કરી રહી તેમના વ્હેન પોતા તરફ વાળી, તેમાં 'જીવન જીવવું છે," "જીવન જીતવું છે," એવો સાક્ષાત્કાર કરાવશે. આમ થતાં છાંદોગ્ય અને બૃહદારણ્યક ઉપનિષદ્‌નાં દેવો જેવો મનુષ્ય આ પ્રવૃત્તિ યુદ્ધથી પોતાનો સ્વતંત્ર વારસાઈ હક-મનુ મટી દેવ થવાનો—પ્રાપ્ત કરી રહેશે "Son of man" મટી "Son of God" થઈ રહેશે રે ! તેથી યે વિશેષ શિવોSહમ્ રૂપ થઈ રહેશે.

પાંડવો અને કૌરવો ઉભયને કુરૂ કહ્યા છે. આથી તે બન્ને જાતની મનુષ્ય જીવનમાં મળી આવતી-દૈવી આસુરી-પ્રવૃત્તિના સૂચક શબ્દોમાં . માલુમ પડે છે. અર્જુનને આથી 'કુરૂ નંદન' કહ્યો છે. કુરૂઓમાં આનંદ લાવનાર સર્વ પ્રકારની પ્રવૃત્તિ માત્રમાં આનંદ તત્વને રેડનાર, અને તેમને આત્મવત કરનાર તેમને ચિદાનંદ રૂપ બનાવનાર છે. વળી તેને કુરૂ શ્રેષ્ટ પણ કહ્યો છે. શ્રી કૃષ્ણ કુરૂ નથી અને નજ હોય, કારણ કુરૂના આત્મ કરતાં તેમની સવિશેષ આત્મ જ્યેતિ વિલસે છે, તે પરમાત્મા છે, ચોવીસ ઇંદ્રિયમાં પર્યવસીત થયેલ ઇંદ્રિય દેવ કરતાં, તેમના આત્માઓ કરતાં, તે પર છે, અને તેથી તે પરિબ્રહ્મ છે.

હવે કુરૂક્ષેત્રનું યુદ્ધ એ પાર્થીવ શત્રુ સાથેના યુદ્ધ કરતાં કાંઈક વધારે ઉંડાણુના શત્રુઓ સાથેના યુદ્ધને સૂચીત કરતું જણાય છે. કર્ત્તવ્ય ભૂમિમાં કર્ત્તવ્ય કરવું એજ કુરૂક્ષેત્રનું યુધ્ધ એમ નથી ભાસતું ? કર્તવ્ય ભૂમિ તેજ શરીર—the workshop of wonders—તેમાં કર્તવ્ય કરવું એટલેજ તેને જાણવું એવો પ્રાચીન Know Thyself એનું સ્પષ્ટીકરણ નથી લાગતું ? દિલના દૈત્યોને માર, ધાતુની માફક મારી તેમને ભસ્મસાત કરી તે ભસ્મની પૌષ્ટીક સંસ્થિતિ આદરી રહે, એ જયાજયંતમાંના ભાવયુધ્ધનો ખાણુટંકાર અહીં સૂણાતો નથી ! આ શરીરને જાણવું-તેના ઉંડાણનાં દૈત્યોને મારવા, અને આત્મિક વિભૂતિ સતેજ કરવી આ સર્વને માટે 'યુધ્ધ'ની જરૂર છે. સતત્ કર્તવ્યની જરૂર છે.

ઉપરાંત 'જન હિતાર્થે જીવન વહન વહવું' એ ભાવે તેમાં વ્યંજીત છે. જન હિતની સેવા માટે પોતે ઘણો ઉંચો છે એવું ધારનાર મનુષ્યજ નથી, કારણ જનસેવા માટે ભક્તાધિન ભગવાન્ પણ પોતાને ઉંચો માનતા નથી. ભક્તોનાં યોગ ક્ષેમ તે નિત્ય વહતાજ રહે છે. **સેવા એજ સ્વામીત્વ છે. પૂર્ણ સત્તા ધારી સ્વામી વિના અન્ય કોઈજ પૂર્ણ સેવા આદરનાર સેવક સંભવતોજ નથી.** કારણ તેણે એકલાએજ પોતાની સેવામાંથી ઉદ્‌ભૂત થતાં લાભ હાનીની ભાવનામાં 'સમતાનો યોગ' ધારણ કર્યો છે.

ઉપર જે દિલના દૈત્યો વિષે જણાવ્યું તે શું આપણાં અજ્ઞાન, આપણી સ્વાર્થી ઈચ્છાઓથી ભર્યું અસત્ય હૃદય, આપણી અપવિત્રતા, આપણી અપૂર્ણતા નથી લાગતાં ? આ સ્થિતિ ન હોત તો શું આપણાં દરેક કાર્ય પૂર્ણપ્રેમથી ન અંકાત ? આપણી દરેક ઈચ્છા પરમાત્મ ઈચ્છા સાથે અનેરો સંવાદ (Harmony)

ન ધારણ કરી રહેત ? હિંદ જે અત્યારે કાર્ય વિહોણા ડહાપણની અને ડહાપણ વિહોણા કાર્યની, તેમજ સાંકેતિક રૂઢીની અને સનાતન ધર્મની અવગણનાની ભૂમિ થઈ પડી છે તે તેમ નજ બની હોત ! કારણ ગીતાના કુરૂક્ષેત્રનો પડઘો તો Gospel of Exertion ' within and without, અંતર્ ને બહિર્ કર્તવ્યજ સૂચવી રહે છે. આથીજ તે આત્મા ને શરીર, જ્ઞાન અને કર્મ, વિચાર અને આચાર, શાસ્ત્ર અને કલા, ડહાપણ અને કાર્ય, સાંખ્ય અને યોગ, એ સર્વને અભિન્ન દાખવી રહે છે.

ૐ શ્રી गुरुचरणे.

---

# આધુનિક પરિસ્થિતિ અને ભાવી દર્શન

લેખકઃ–રા. રા. મંજુલાલ જમનાદાસ દવે. *M. A.*

જીવનની સર્વ પ્રણાલિકા સંકેલી એક દિવસ રહાંજે પવિત્ર ભાગિરથીનાં તટપર વિશ્રાન્તિ લેતો હું પડયો હતો. શાન્ત, સ્નિગ્ધ અને મનોહર નદી તટની ભવ્યતા અને અનંત સનાતન નદીનું રસભર સંગીત ચિત્તને અત્યંત મુદીત કરતાં; કોક કોક તારાનો પ્રકાશ નદીના તરંગો સાથે લહરતો દીસતો. સમસ્ત આકાશ પ્રાણમાં મહાપ્રાણ સમાસે તેમ નદી જલમાં પ્રતિબિમ્બીત થતું. એવામાં ચંદ્રદર્શન થયાં. નદીના પ્રત્યેક તરંગ અને ચંદ્રપ્રકાશની પ્રત્યેક ઉર્મિમાં આજ અનેક રંગી અને વિવિધભાવી દિવ્યતા દષ્ટિગોચર થતી. એ ચંદ્ર- અને નદીનાં તો આજ અગોચર સામીપ્ય અને સામ્ય અનુભવાતાં.

સમય કંઈક વીત્યો, અને હું એ વિચારમાળાના અનેક મણકાઓ પર પ્રભુ નામ ઉચ્ચારતો પ્રભુ મયતાની અણુસુલ પાંખ્ય પર ઉડવા લાગ્યો. વિચારો કાંઈક હાલની આપણી પરિસ્થિતિ પરત્વેજ હતા.

*　　*　　*　　*

પ્રથમ ધર્મ–તત્વનું દર્શન થયું. સમસ્ત વિશ્વમાં ચાલી રહેલી ઘેલાઓની ધડમથલનું ચિત્ર ખડું થયું. ધર્મને નામે અતિ ધર્મની (Superstitions) પ્રવૃત્તિ પ્રત્યક્ષ થઈ. મગજ અને હૈયાના ધર્મોની ભાવના (Brain and Heart Religion) ચિત્તમાં સ્ફૂરવા લાગી. મગજનો ધર્મ ધર્મશાસ્ત્રનો નિયોજક છે, ત્યારે હૈયાનો ધર્મ પ્રભુ ભકિતનો અને પ્રાણી પ્રેમનો પોષક છે, એ આજ જણાયું. ઈશ્વર સર્વ વિશ્વ સંચલનનો પ્રેરક ચાલક અને શાસક છે તથા પ્રભુ પ્રેમથી મળે છે, ભયથી નહિ એ અણુસુલ સત્યની પણ સાથે પ્રતિતી થઈ. વળી ઉડી મત સહિષ્ણુતા અને ખામોશની લાગણીથી ( Toleration and Concilliatary Spirit ) દુનિયાના સમસ્ત ધર્મો એક સ્વરૂપમાં દશ્યમાન થયા, સર્વનો સદા એક પ્રભુજ લાગ્યો. સર્વના કેન્દ્રસ્થ નિયમો અને ભાવનાઓ એકજ

# માતૃપ્રેમ.

વિયોગે ભૂલાયે પ્રીતિ, જન વૃથા એમ વદતાં,
ભૂલાયે ભૂંસાયે પ્રીતિ નહિંજ એ સ્વાર્થ સ્વપનાં.

**કલાપી.**

દુઃખાગ્નિથી દગ્ધ થતા હૃદયને ઉંઘ ન આવી; શાન્તિ ન મળી. પથારીમાં ક્યાં સુધી આળોટયાં કર્યું. ચિત્ત વિચારોની પરંપરાયે જઈ ચઢયું. કોમળ મગજ વિચારોના ઝોક ઝીલી ના શકયું. છેવટે ચિત્ત વિશેષ ભ્રમીત થવા લાગ્યું. અને એવીજ ભ્રમીત અવસ્થામાં પથારીમાંથી ઉઠી, હાથમાં ફાનસ લઇ, ગૌર લાવણ્યમયી મનોહર કાન્તિભરી, સાધુતાની મૂર્તિ જેવી યુવતી કાળાં વસ્ત્રમાંથી જ્યોત્સ્નાભર્યું ઉજ્જવલ, મ્લાન છતાંયે પ્રભાવન્તું મુખચંદ્ર ઝગઝગાવતી, ઘરમાંના દરેક ખંડેખંડ ફરવા લાગી. શિયાળાની ઠંડી છતાંએ ઝીણો કાળો સાલ્લો અને મલમલની સફેદ સાદી ચોળી પહેરી ચારે તરફ બ્હાવરી નજર ફેંકી ફરતી હતી.

શું તેને ટાઢ નહિં વાતી હોય? ગરમ લાંબી બાંહ્યનું પોલકું કેમ નહિ પહેર્યું હોય? હા, એમજ હતું. બ્હાલાંના વિયોગ આગળ ટાઢ એને કંઇજ અસર કરી શકતી નથી. કોઇ એમ કહેશે કે શું ત્યારે તેણે તેનાં બ્હાલાંના વિયોગથી આમ જાણી જોઇને કષ્ટ પામી મરી જવું જોઈતું હતું? મર્યું તેતો મિટ્ટીમાં મળી ગયું! જીવ્યાં તેણે શા માટે જગતની મોજમઝા ને આનંદ તજવા જોઈએ? હા, એ વિચારો ઘણાંઓ આદરે છે ખરાં, પરંતુ આર્ય મહિલાઓને તો તેમાં ચાર્વાકના વિચિત્ર ન્યાયનું દર્શન થઇ રહે છે. સાધ્વી સ્થિતિને તો "ઝુરી ઝુરી મરવામાં સ્નેહ સંતોષ માને" એ કલાપીની લીટીઓજ અવિશેષ લાગુ પડે છે, કારણ

"સમ્બન્ધીના મરણ પછીના સર્વ સંમ્બન્ધ તૂટે.
આંહી તોએ વિરહજ ખરો ચીર સમ્બન્ધ ભાસે.
છે વૈધવ્યે વધુ વિમલતા નિત્ય સૌભાગ્યથી કેઃ
છે ભક્તિમા વધુ વિમલતા નિત્ય શૃંગારથી કેં:"

**કલાપી.**

ઠંડીમાં ઘણો વખત આમ ફરવાથી મન અને શરીર બન્ને થાકી ગયાં. પગ અતિશય ઠંડા થઈ ગયા. કોમળ પગમાંથી પાણીની ઝીણી ઝીણી ઝરીઓ ફૂટવા લાગી. છેવટે એક ઓરડામાં આવી નાજુક સુંદર પારણાની મછરદાની ખસેડી, આખું પારણું પોતાની બાથમાં લઇ જમીનપર બેસી પડી. નેત્રો આંસુથી છલકાઇ ગયાં. આંસુંના બેચાર ટીપાં સુંદર કપોલ પરથી સરકી મોતીના દાણા માફક પારણામાં બીછાવેલી સફેદ સુંવાળી ગાદી પર ખરી પડયાં આંસુ સાથે મુખમાંથી દીન વચનો નીકળી ગયાં; "પ્રભો! એ મધુર પરમ પુનીત આત્મા ક્યાં ગયો?" એ શબ્દો નીકળ્યા

અને સાથેજ સામો પ્રતિઘોષ સંભળાયો—" એ આત્મા પરમતત્વ પરમાત્મામાં મળી ગયો " યુવતી ચમકીઃ એજ પરિચિત, સ્વર એજ મધુરી આકર્ષક વાણી, એજ ફિલસુફીના ગહન તત્વો, જાણે એજ મુખમાંથી પુનઃસુણાયાઃ સ્વર હવામાંથી આવ્યો અને હવામાં લીન થયો. યુવતી તે કળી શકી નહિ, તે મોટેથી પુકારી ઉઠી-" દીનબંધુ ! વ્હાલા દીનબંધુ ! ભલા તું મારી નજર તળે તરે છે, તારો પ્રેમ મારા હૃદયમાં રમે છે. તારી મધુરી વાણી આમ હજીએ સુણાય છે ! આપણા હૃદય તંતુઓ હજીએ આમ એક બીજાથી ખેંચાય છે, તો ભલા, આમ વિરહાગ્નિમાં કયાં સુધી બળ્યા કરવું ! તું આવ, અને મારા ખોળામાં બેસ; તારા સુંદર ગાલપર સ્નેહ ભર્યું મીઠું ચુંબન કરાવ " એમ કહી વળી આંખમાંથી અશ્રુ વહેવા લાગ્યાં. માતૃ વત્સલ દીનબંધુનો સૂક્ષ્મ અદૃશ્ય આત્મા માતાની દીનતા જોઈ શકયો નહિ. માત્ર હવામાથી ગેબીનાદ માતાને કર્ણે સુણાવ્યો—

" ન છેદે શસ્ત્રના ઘાવ, ન બાળે અગ્નિ એહને,
" ન ભીંજે પાણીનાં પૂર, ન શોષે વેગ વાયુનાઃ
" લીલુ ! છાની આપુ ! સ્રવ્ય જલની અસ્ખલિતતા,
" હુને તારે આંસુ પરમપદ વ્હાલી ! ભીંજવ્ય નાઃ
" પ્રભુ પાદામ્ભોજે મળશું ફરીથી આપણ હવે,
" નથી સંતો કેરા અચળ પ્રીતિના સ્વર્ગસદને:
" વિયોગે ત્યા છે ના ભર્યું સકળ સંયોગ સુખથી,
" નથી ત્યાં મૃત્યુએ અમર-પણું ત્યાં તો વસી રહ્યુ:
" નથી ત્યાંતો વ્હાલાં રસ સુખ તણો લોપ ઘડિકે,
" પ્રફુલ્લેને પોપે ચિર જીવન ત્યાં સાત્વિક સુખોઃ "

ન્હાનાલાલ.

" વળી આ ગહન શબ્દ પાછો ક્યાંથી સૂણાયો ?" યુવતીએ આંસુ લોહી નાંખ્યાં. અને ગહનનાદ સૂણવા ચિત્ત કંઈક સ્વસ્થતા પ્રાપ્ત કરી શકયું. ખરેખર ! વ્હાલા મૃત પુત્રની મધુરી વાણી સાંભળવા પુત્રવત્સલ માતાનું હૃદય કેમ અધીરૂં ન બને ? કેમ સ્વસ્થ ન થાય ! કેમ શાન્તિ ન સજે ? એની એજ સ્થિતિમાં કેટલોક સમય ત્યાં ને ત્યાંજ બેસી રહી માતાનું હૃદય શાંત થતાં એ ગહન નાદ શાન્ત થયો. માતાને લાગ્યું, " અરેરે ! મારૂં મગજ ચસકી તો નથી ગયું ? નહિ તો વળી મારો મરણ પામેલો દીનબંધુ શો ! તે બોલે શું ! ચિત્તની વિચિત્ર ભ્રમણાને લીધેજ આવા ભાસ થાય છે ! માનસિક નિર્બળતા નહિ તો આને બીજું શું કહેવાય ?"

યુવતીને કાંઈક શાન્તિ અને હિંમત આવી હોય તેમ લાગ્યું અને પાછું ફાનસ લઈ, પોતાની પથારીમાં જઈ, સૂતી. ત્યાં યે પુત્રના વિચાર જ થઈ રહ્યા.

અને તેમ કરતે કરતે આંખો મીંચી ઉંઘવાનો પ્રયત્ન કરવા લાગી. પોતાના મનને કંઈક ઠપકો દેવા લાગી. " અરે ! જીવ, કેવી વિચિત્ર ભ્રમણામાં ભટકયા કરે છે ?" પરંતુ માતાના આવા અસ્ખલીત સ્નેહ-ઝુરતા હૃદયને એ જ્ઞાન અસર ન કરી શકયું. તેના તો હૃદયમાં પુનઃ વિચારમાળાજ ચાલવા લાગી. " દીન બંધુ ! અહા, કેવો સુંદર, કેવો સુકોમળ, કેવો નિર્મળ, કેવાં તેનાં પ્રભુતા ભર્યાં નેત્રો, કેવું તેનું પ્રભુજ્યોતિથી ઝગતું સર્વાંગ ! ૐ શબ્દ એ કેવો ગંભીર ચિત્તે સાંભળી રહતો ! દેવ જેવો બાળક પામી હું ભાગ્યશાળી થઇ હતી, બાળયોગેન્દ્ર જેવા દીનબંધુ ! અરે તને મેં ગુમાવ્યો ? આવા સુંદર પુત્રને ભડભડતી ચિતામાં બાળી મુકયો ? દીનબંધુ ! તારૂં મરણ એજ મારા જીવનને શોષી લે છે !" આમ અનેકશઃ આક્રંદ કરતી બળતા ફાનસ તરફ જોઈ રહી હતી

એકાદેક અઠવાડીયા ઉપર તેની સખીનું પત્ર આવેલું તેમાં લખેલું એક વાકય આજ તેને યાદ આવ્યું " જ્યારે તમે ઘોર ચિંતામાં ડુબી ગયાં હો, ત્યારે પરમાત્માનું સ્મરણ કરો " સુવતી પરમાત્માનું સ્તવન કરતે કરતે નિદ્રાવશ થઈઃ ઉંઘમાં તેને પોતાની પથારીની આસપાસ અનેક દીનબંધુઓ તેની પ્રદક્ષિણા ફરતા દેખાયા ફરતે ફરતે અનેક દીનબંધુના અનેક મુખમાંથી ગહન મંત્રો માતાના કર્ણ પટપર જાણે બ્રહ્મ બંસરીમાંથી સુણાતા હોય તેમ સુણાયાઃ—

" છે જન્મ મૃત્યુ જીવવું સહુ ભાસ માત્રઃ-" આમ એક પુત્રને બદલે અનેક પુત્ર દેખી માતા કાંઈ બ્હીની, પણ બધા એકજ પરિચીત શબ્દ સાંભળી કાંઈક સ્તબ્ધ થઈઃ" આટલા બધા દીનબંધુ તેમાં મારો દીનબંધુ કિયો ? તેની વિમાસણમાં પડી. આટલા બધા દીનબન્ધુ દીઠા, છતાંયે તેને કાંઈજ શાન્તિ મળી નહિ. માતાનો મનોભાવ દીનબંધુનો આત્મા કળી શકયોઃ ઉપલો મંત્ર છોડી દઈ " आत्मवत् सर्वभूतेषु " નો મધુર ગુંજારવ થઈ રહ્યોઃ માતા દરેક દીનબંધુમાં પોતાનોજ દીનબંધુ જોઈ રહીઃ થોડીવારે અનેક દીનબંધુનો પરમ પવિત્ર ઓજસ્વી એકજ દીનબંધુ બની રહયોઃ માતા પોતાના પુત્રમાં અનહદ તેજનો અંબાર જોઈ રહી. કાંઈક વિસ્મય પામી. અનિમિષ નયનથી એ રસજ્યોત નિહાળી નિહાળી આત્માને તૃપ્ત કરી રહી. એજ તૃપ્તિથી આત્મા પૂર્ણ આનંદમય બની ર ı, અને એજ આનંદનાં હુલેસાં ખાતું માતાનું હૃદય પરમ તેજસ્વી પુત્ર જ્યોતિને નમવા લાગ્યું. પુત્ર ઉપર માતાને અનહદ પૂજ્યભાવ જામી રહ્યો અને છેવટે માતાથી મોટે અવાજે ઉંઘમાંજ નીચેની પંક્તિઓ ગવાઈ ગઇ.

"રસઓજ ઝરે તુજ નેનનમાં,
રસમોજ ઉંડા નિરખું નિરખું.
રતિઓજ ઝરે રવિ મંડળમાં,
રસમોજ ઉંડાં નિરખું નિરખું.

રૂપરંગ સુકોમળ પુષ્પ તણા,
રસગંધ પ્રલોભન મોદ ભર્યાં.
પૃથિવી વ્યો સ્નિગ્ધે છવાઈ રહ્યાં,
રસમોજ ઉંડા નિરખું નિરખું.
દિલના પ્રગટ્યા ચમકાટ પુરા,
ધીગ્ આત્મન્ માંખ્ય પરે ઉડતા.
પરમાત્મ ચરાચરમાં ઉભર્યા,
રસમોજ ઉંડાં નિરખું નિરખું."

* * * *

વાચક ! કહેવાની જરૂર નથી કે આ દીનબંધુ તેની વિધવા માતાનો એકનો એકજ પુત્ર હતો. ત્રણ માસનો બાળક થયો ત્યાં તો તેના પિતા પરલોકવાસી થયા, અને તેની યુવાન માતાને જગત્માં એકલી નિરાધાર મુકતા ગયા. માત્ર આ બાળકજ તેનો જીવનદીપક હતો. યુવતી બિચારી એજ જીવનદીપકથી પોતાનો જીવનપંથ ઉજ્જવલ નિહાળી રહી હતી. આથી ચારેક વર્ષ પુત્રનાં લાલન પાલનમાં વીત્યાં, ત્યાં તો લિખિતમપિ ललाटे प्रोज्झितुम् कः समर्थः. તેના જીવનનો આશાતંતુ તુટી ગયો. જીવનમાં સર્વત્ર અંધકાર વ્યાપી રહ્યો.

આજે પુત્ર મરણને એક વર્ષ વીતી ગયું છે. આજે તેની મૃત્યુ તિથિ છે- સંવત્સરી છે. અને તેથીજ તેના ચિત્તને તેના વિરહે આમ ચકડોળે ચઢાવી મૂક્યું છે

* * * *

સવાર થયું, અને સાથેના ઘરમાં રહેતી તેની સાત્વિક સખી રા. ન્હાનાલાલનું "પરમ પ્રેમ પરબ્રહ્મ" એ પદ લલકારતી હતી, તેમાંની

માત પ્રેમ, તાત પ્રેમ, પુત્ર પ્રેમ, પુત્રી પ્રેમ,
દમ્પતીના દેવ પ્રેમ, પ્રેગ છે સંસાર સારઃ
પરમ પ્રેમ પરબ્રહ્મ:

એ કડીઓ આપણી દીનબંધુની માતાને કાને પડી. અને આથીજ તેની નિદ્રા ગઈ.

સ્વપ્નની ભાવના આ જાગૃતાવસ્થામાં પણ રમતી લાગી અને ત્યાં એ તેનાથી બોલાઈ ગયું:—

"મધરાતના પહોર અઘોર હતા,
અન્ધકારના દોરજ્ઞ ઓર હતા;
તુજ નેનમાં મોર-ચકોર હતા,
રસ-જ્યોત નિહાળી નમું—હું નમું.

અહા! વિશ્વનાં દ્વાર ખૂલ્યાં-ઉછળ્યાં,
અહા! અબધૂતને બ્રહ્મયોગ મળ્યા;
અહા! લોચન લોચન માંહી ઢળ્યાં,
રસ-જ્યોત નિહાળી નમું-હું નમું."

સૌ. કનુબ્હેન.



# *હાલનાં અને પ્રાચીન કાવ્યો તેના ગુણદોષનું નિરૂપણ ઉદાહરણ સહિત.

( અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ઠ ૧૭થી )

લેખકઃ-રા. રા. મંજુલાલ જમનારામ દવે. M. A.

૨

રાસાઓ સંબંધી એટલે આપણા ગુજરાતના દશમાથી તે ચૌદમો સૈકા સુધીના સાહિત્યની પરિપાક અવસ્થા નિહાળી આપણે તે પછીના મધ્યકાલિન સાહિત્ય તરફ વળીએ.

આ સાહિત્ય આપણા અત્યાર સુધી મનાયલા આદિ કવિ નરસિંહ મહેતા વડે લલિત શોભે છે. ધર્મ અને સુનીતિના સર્વમાન્ય સિદ્ધાંતો જેમ રાસાઓમાં જડતા તેમ અત્ર ભક્તિ-તે સમયનું ધર્મસુત્ર-તે નરસિંહાદિ કવિની કવિતાનું અણમૂલું તત્વ હતું. તેણે માત્ર ભક્તિરસમાં મગ્ન રહી મસ્ત થઇ એવું તો ભવ્ય ગાયું, અને અજાણતાં એવું તો ઉત્તમ કાર્ય આરંભ્યું કે તેને ગુજરાતના સાહિત્યમાં અત્યાર સુધી આદિ કવિ એ નામ અપાતુ હતું. તે પોતે કયા ધર્મના હતા તે અત્યાર સુધી જાણી શકાયું નથી પણ From an unreligiounist he proved to be all-religionist " અને એજ પ્રકારનું તેમનું કાવ્યગીત પણ તે બાબતની સાક્ષી પૂરતુ લાગે છે.

ગઇ સાહિત્ય પરિષદ્‌માં આપેલા "નરસિંહમહેતાની ધાર્મિક ભાવનાઓ" એ નામક ઉલ્લેખમાં એ મહાત્માના કવિતા ઉલ્લાસનાં અને તેમાંથી ઝરતી ઓર ધાર્મિક ભાવનાનાં મેં ઉદાહરણ આપ્યાં હતાં. અને તેમને ધાર્મિક મતસહિષ્ણુતાના પ્રચારક તરિકે દાખવ્યા હતા. માત્ર એકજ કાવ્યઃ-"વૈષ્ણવજન તો તેને કહીએ જે પિડ પરાઈ જાણેરેઃ"-તેમની સર્વમાન્ય મતસહિષ્ણુતા દાખવવા બસ છે.

નરસિંહ મહેતાની અને જગતના મહાન પુરૂષોની બાબતમાં બને છે તેમ તેમનું સમસ્ત જીવન તેમનાં કાવ્યોમાંજ વસી રહેલું છે. તેમના જીવનના મુખ્ય પાંચ વિષયો-પ્રસંગોનું વર્ણન તેમણે જાતે કરેલું છે એટલુંજ નહિ પરંતુ ભક્તમાળામાં તે પ્રસંગો ચર્ચાયલા હોવાથી તેમના પછીના સત્તરમા સૈકાના કવિગણોએ

* સુરતની પાચમી ગુજરાતી સહિત્ય પરિષદ્‌મા વાચેલો નિબંધ.

પણ તેમનું યથેચ્છ વર્ણન કરેલું છે. આમાં પ્રેમાનંદના વર્ણનો સવિશેષ રસિક અને મનોહર છે. આ પાંચ પ્રસંગો તે આ છેઃ–

" હાર હુંડીને મોસાળું વિવાહુને વળી શ્રાધ્ધ
નરસીંહમહેતાને કૃપા કરી કર્યા શ્રી દીનાનાથ "

પરંતુ આ પાંચ સાંસારિક જીવનના પ્રસંગો પરથી તેમના હૃદયની સૂક્ષ્મતા પિછાનવાની નથી. તે સર્વથી પર એવું આધ્યાત્મિક ભકતજીવન–સાક્ષર જીવન–તેમના પદોમાં તરે છે તેનુંજ પિછાન આવશ્યક છે. આ પદો તે પરમ ભાવના ભર્યા, પરમ ભવ્યતા દાખવતાં, પરમ દિવ્યનાદ જગવતાં સનાતન રમ્ય કાવ્યો છે. અને ત્યાંજ તેમની અણુજાણી અપૂર્વ રસચેતનાનું સ્વયંભૂ મૂર્ત સ્વરૂપ પસરી રહ્યું છે. જ્ઞાન ભકિત અને વૈરાગ્ય ત્રણે ત્યાં દિપે છે. ધર્મ નીતિ અને કૃતિ ત્રણે ત્યાં શોભે છે. પરંતુ તે સર્વમાં યે 'એક પ્રકાર ન્યાય' તો છેજ. યજ્ઞ યાગ દાન તપ જપ તિર્થ ઈત્યાદિ કરતાં તેને મન પ્રેમભકિત–પ્રભુની તાદાત્મ્ય ભકિત વિશેષ છે. ને તે સચોટ છે એમ જણાવે છે —

" એવારે એવા અમો એવારે એવાઃ
"ભકિત કરતાં ભ્રષ્ટ કહેશો તો કરશું દામોદરની સેવારે

વળી શું થયું સ્નાન સેવા ને પૂજા થકી ?
શું થયું ઘેર રહી દાન દીધે ?
શું થયું ધરી જટા ભસ્મ લેપન કરે ?
" શું થયું લાલ લોચન કીધે ?
× × × ×
એ તો પરપંચ સૌ પેટ ભરવા તણા
(જ્યાં લગી) આત્મારામ પરબ્રહ્મ ન જોયો
ભણે નરસૈયો કે તત્વદર્શન વિના
રત્ન ચિંતામણી જન્મ ખોયોઃ ઈત્યાદિ.

એમનું શૃંગાર–કવન જેમ ભકિતભાવમાં ઓતપ્રોત થઈ રહેલું છે તેવીજ રીતે એમનું તત્વજ્ઞાન પણ ભકિતનેજ અવલંબે છે, તેમાંજ અંતે પરિણમતું ભાસે છે.

એમનાં શૃંગારનાં પદોમાં સુરતસંગ્રામની કેલીનો અનુપમ સુવાસ ફેર્યો છે. પરંતુ તેને તાત્વીક દષ્ટિએ સ્હમજતાં અને સ્હમજાવતાં અતિશય આનંદ અને જ્ઞાન ઉભય પ્રાપ્ત થાય છે સુરત સંગ્રામનાં—કૃષ્ણનાં 'અલક્ષ્ય' નાં ('અલક્ષ્ય' સંજ્ઞાથી નરસિંહ પ્રભુને ઓળખે છે) પ્રેમ ભકતો અને જ્ઞાનભકતોના સંગ્રામનાં–કેટલાંક પદોની કુમાશજ ઓર છે. " નાગર નંદજીના લાલ, રાસ રમતાં રમતાં મારી નથની ખોવાણી "

"કેસરભીના કંથજી કસુંબે ભીની નાર,
"લોચન ભીના ભાવશું ઉભાં નંદને દ્વાર.

આવાં આવાં કાવ્યોમાં રસની અપૂર્વ ઝાંખી થયા વિના નથી રહેતી. એનાં ભક્તિ કાવ્યોમા વિનીતતા ઘણી છે. બોધને ચાળણા જેવું પણ ઘણું છે. 'ચતુરધા મુકિત'ની ખાતર તે કૃષ્ણભક્તિની સલાહ દે છે. એના સાંકેતિક ભાવો (Symbolo) પણ જોવા જેવા છે. અને તેજ ભકિતશૃંગારનો સૂક્ષ્મ ચમત્કાર વાચકને દાખવે છે.

"અમર આહીર અરધાંગ ગોપાંગના, વૃક્ષવેલી સર્વ ઋષીરાણી,
"ભકિત તે રાધિકા મુકિત જશોમતિ, વ્રજ વૈકુંઠને વેદવાણી.
"નિગમ વસુદેવજી, ગાય ગોપી ઋચા, દેવકી બ્રહ્મ વિવાદ કહાવે,
"બ્રહ્મા કર લાકડી, વેણુ મહાદેવજી, પંચ વદન કરી ગાન ગાવે.
ઈત્યાદી.

એનો ભક્તિશૃંગાર વા ભક્તિભાવ જાતે પણ દયારામના ભકિતભાવ કરતાં વિશેષ ઉજ્જ્વલ અને લલિત દીપે છે. કૃષ્ણમાં—અલક્ષ્યમાં તે મરણ—લય ઈચ્છે છે. તેને પ્રભુનું સ્થીર સનાતન દર્શન થાય છે. અને તે ભકત જાતે પ્રભુકેલીનો સાક્ષી તેમજ ભોકતા ઉભય બને છે. તેને રાસલીલાનાં અપૂર્વ દર્શન થઇ એવી તો એકતાનતા ઉત્પન્ન થાય છે કે પોતાનું અંગ બળતું છે તેવી પણ તેને ખાત્રી થતી નથી. તે પ્રભુમાં એકતાર એકતાન થઈ ગયો છે. પ્રભુમય છે. તાદાત્મ્ય ભકિતભાવનું—પરાભકિતનું પરમ શિખર તેણે પ્રાપ્ત કરેલું છે. નવધા ભકિતથી પર એવી પ્રેમભકિત તેને ચિત્ત અતિવ શોભી છે. રસશકિત કૃષ્ણ અને રસોદ્બોધકશકિત રાધા અને એ રસોદ્બોધક શકિતની પરમ સુગંધથી વ્યાપ્ત વૃંદાવનની અજગ પરિમલવની કુંજ એ સર્વ સાકેતિક રસમય ભાવો નરસિંહના ભકિત શૃંગારનાં આવશ્યક અંગો છે. દયારામ તો તેના આગળ માત્ર શિષ્ય સ્થાને બેસવાજ યોગ્ય છે.

એનાં જ્ઞાન અને વિરાગનાં પદોમાં ઉંડુ તત્વજ્ઞાન વિલસતું દૃષ્ટિએ પડે છે. અદ્વૈતભાવનું પ્રતિપાદન વિહરે છે; સર્વેશ્વરવાદની ઉપરની સપાટી તળે એકેશ્વર વાદનાં ભવ્ય જલ ઉછંગનાં ઉભરાતાં દૃષ્ટિગોચર થાય છે. વ્રત, તપ, પક્ષાપક્ષી અને કર્મકાંડની તે અનાવશ્યકતા સુચવે છે.

'પક્ષાપક્ષી ત્યાં નહિ પરમેશ્વર.'

એ તેના ભકિત ગીતનો ભવ્ય રણકો છે.

એની તાત્વિક ભાવનામાંઃ—

'ચિત્ત ચૈતન્ય વિલાસ તદ્રુપ છે, બ્રહ્મ લટકાં કરે બ્રહ્મ પાસે', એ મુખ્ય છે. અને ગીતા, ઉપનિષદ્‌ના મહાવાકયો જેવું તે નરસિંહના હૃદયમાંથી નિઃસરી આપણા પામર હૃદયમાં ઠેઠ દૂર પહોંચી જઇ આપણને વિનીત અને દયિત કરી મૂકે છે.

"એની વાણી મંજુલ અને હૃદયભેદક છે, વિચારો સાદા અને સ્વાભાવિક છે, ચિત્ર દર્શનો કંઈ કંઈ સારાં, અલંકારો આછા, પ્રભાતિયાં આનંદ આપનારાં અને નવે રસમાં શાન્ત શૃંગારમાં ઉત્તમ એવો રસ ઝામેલો ને નીતિ ભક્તિ અને બોધથી તેનું કાવ્ય ભરપૂર છે. ગુજરાતી ભાષામાં પ્રથમ રાગરાગણીની ઓળખ આપનાર તેઓજ છે."

ભકત કવિ તરિકે તેમની સમાલોચના આદરતાં એટલું તો જણાવવું પડશે કે એમનો પ્રેમભકિતનો ઝોક કંઈક અનેરા પ્રકારનો છે અને એ ઉત્કૃષ્ટ પ્રેમમાં ઉત્કૃષ્ટ નીતિ હોય અને એ ઉત્કૃષ્ટ નીતિ આગળ સાંસારીક નીતિ અનીતિના ક્ષુદ્રભાવો ટકે નહિંજ. આ પ્રમાણે જોતાં રા. બ. રમણભાઈની પ્રાચીન ગુર્જર કવિઓ પરની ટીકા જેવી કે તેઓને ભકત કવિઓ તરીકે નહિ ઓળખી શકાય કારણ તેમનામાં ભકિત ભાવની અમૂર્તતા, અદશ્યતા, અપૂર્વતા, અસ્પૃશ્યતા, અનંતતા આત્માનું અમૃતત્વ પ્રતિ ઉદ્‌બોધન ઈત્યાદિ નથી, એ વિચાર બહુ શુદ્ધ લાગતો નથી. અલબત્ આધુનિક કાળમાં ભકત કવિ તરિકે પ્રથમ સ્થાન સ્વ. ભોળાનાથ ભાઈને આપવામાં આવશે. પરંતુ તેથી પ્રાચીન ભકત કવિઓનાં કાવ્યોને ભકિતની સંજ્ઞામાંથી વિમુખ કરવા ઘટતાં નથી. 'કૃષ્ણ કિર્તન, બ્રહ્મ ભજન અને ઈશ્વર યજન' એ ત્રણ તે કવિઓનાં ભકિત કાવ્યોનાં પરમ ભાવભર્યા અશ્રુતપૂર્વ સ્તોત્રો છે હાઃ કેટલેક સ્થળે ઉપદેશ અને ચાબખા જેવું પણ ઘણું છે. રસનું અને વસ્તુનું સાતત્ય તુટે છે પણ ખરૂં; અને આધુનિક કાળમાં સ્વીકારાયલા ઉન્નત ભકિતભાવની ક્ષતિ પણ કદાચ થાયછે પરંતુ તે કવિતા કાળની શૈશવ અવસ્થા હોવાનુ સૂચવે છે અને તેથીજ તે ક્ષંતવ્ય છે. બીજું ધીરા ઈત્યાદિ જ્ઞાની કવિઓ પણ પોતાનો દુર્બોધ અનુભવ જગતને જણાવતાં આવીજ યોજના કરે છે. નરસિંહ–દયારામે કૃષ્ણગોપીના કેલી ભાવથી પોતાનો અમૂર્ત અનુભવ મૂર્તિમંત કીધો છે તે પણ તેવાજ આશયથીઃધીરાનું કાવ્ય.

'જેને પીયુ મળવાનો પ્રેમ હોય તે આવો દેશ અમારે જો,
'આડું અર્ણવે ઉતરી નાવડું આવે છે આ આરે જો.
'દૂર બતાવે નાથને તેને પ્રકટ પાસ દેખાડું જો,
'એક સદ્ગુરૂની કૃપા વડે તેને બ્રહ્મલોક પ્હોંચાડું જો.
'એક અચરજ મ્હારા દેશમાં ગૌવા ને સિંહ રમે ભેળાં જો,
'અવળાં ના સવળાં થયાં, કરમદીએ લાગ્યાં કેળાં જો.
'× — + + + +
'કંઠ વિના એક ગાય નાયકા, ચરણ વિના તે ચાલે જો,
એક ધીર સખી પીયુ પાસ રમે, મહાનંદ સુખ મ્હાલે જો.

આ પ્રમાણે ધીરો ભકત પોતાને પ્રભુની પ્રિયા ગણી પ્રભુ સાથે રસભોગ ભોગવતો વર્ણવે છે. અને તે દ્વારા એ યોગી કવિ યોગસમાધિ વર્ણવતાં 'પ્રકટ પીયુ 'નું દર્શન કરવા જાય છે.

—

વળી પ્રાચીન કાવ્યોનાં મૂળ તરફ દષ્ટ કરતાં આપણા 'એક પ્રકાર ન્યાય-નું'જ ખારિક તોલન થયેલું માલમ પડશે. સંસ્કૃત યુગની પડતી પછી ભાષાયુગના કાળમાં એટલે આશરે તેરમા ચૌદમા સૈકામાં શંકરાચાર્યે પાછલા યુગમાં સ્થાપેલા બે યુથો, કવિગણોમાં ભકત તરિકે, હિંદના સર્વ ભાગમાં પ્રકાશતાં માલૂમ પડે છે. આ બન્ને યુથો એકજ સંતજનોના સમૂહના ભાગ છે. જેમને આપણે જ્ઞાનપ્રધાન સન્તજનો અને ભકિત પ્રધાન સન્તજનો એ નામથી ઓળખીશું તો અસ્થાને નહિ ગણાય. શંકરાચાર્યના સન્તધર્મનું–ભાગવત ધર્મનું–આ સૂક્ષ્મ દર્શન છે. તેમનાં વૈરાગ્ય પવિત્રતા અને આત્મજ્ઞાનથી ભરપૂર ભાષાયુગના કવિચિત્તો જ્ઞાનપ્રધાન સન્તો રૂપે પ્રસિદ્ધ છે. અને તેમનાં દીનતા, શમતા, અને ભકિતથી આકર્ષાયલાં ચિત્તો ભકિતપ્રધાન સંતો રૂપે દર્શન દે છે. કેટલાક ઉભય કોટીમાં પણ ચળકતા દીપે છે. ગુજરાતમા આ ભકિતભાવનું યા જ્ઞાનભાવનું સમસ્ત હિંદમાં ઉછળતું મોજું આવે અને તેનાથી નરસિંહ મીરાં જેવી વ્યકિતઓ પોતાના અંતર અજવાળી સ્નાત બને એ અસ્વાભાવિક નથી.

નરસિંહના સમકાલિન કવિઓ હિંદની ભિન્ન ભિન્ન દિશામાં પણ આજ અસર ઝીલી સર્વોત્કૃષ્ટ પદ પ્રાપ્ત કરી શકયા છે. રામાનંદ, નાનક, ભાષા યુગનો શંકર કબીર, ચૈતન્ય, તુલસીદાસ, સુરદાસ, મીરાં ઈત્યાદિઃઆજ ભકિત વા જ્ઞાન ભાવનાં ગુંજનો ગુંજી રહ્યા હતા. અલબત્ નરસિંહને તેમની છાપ પડી હતી એમ તો કહેવાયજ નહિ. તે સ્વતંત્ર રીતે પોતાના ઓર રસાનુભવથી આ પ્રાસંગિક મોજું ઓળખી શકયો અને સ્વયંભૂ તેમાં કાવ્ય પંકિતઓ અને આત્મ–ઝરણીઓનું યથાગાન ગાઈ રહયો. તેને સ્વ–ગો–મા–ત્રિપાઠીની માફક 'uninfluenced' પણ કહેવાય અને વળી 'Influenced' પણ કહી શકાય: ગો–મા–ત્રિપાઠી પોતાનો અભિપ્રાય બદલતા નથી.

+રા. કૃ. મો. ઝવેરી કૃત 'Milestones' of 'Gujarat' માં આ બાબતમાં છેડી છે માટે આટલો ખુલાસો કરવો આવશ્યક જણાયો છે. આ સર્વ પરથી એટલું તો સ્પષ્ટ થશે કે જે સમયે નરસિંહની કવિતા ઉદ્ભવી તે સમયે હિન્દના અન્ય પ્રાન્તોમાં ભિન્ન ભિન્ન કવિઓ તેના જેવીજ ભકિત જ્ઞાન અને વૈરાગ્ય નિમગ્ન કવિતા લલકારતા, અર્થાત્ 'એક પ્રકાર ન્યાય'જ સર્વત્ર વિલસતો. કારણ ત્યાં સર્વત્ર ભાષાયુગની નીચેની અસરો તરતી દૃષ્ટિએ પડે છે:—

"૧) એક તો સંસ્કૃતને બદલે ભાષાનો પ્રયોગ

૨) કર્મકાંડ પ્રત્યે અરૂચિ અને તે સાથે અનેક દેવદેવીઓની ઉપાસનાને બદલે એક વિષ્ણુ કે એવે કોઈક નામે એક પરમાત્મામાંજ નિષ્ઠા.

+ બુદ્ધિપ્રકાશના તંત્રીએ માગેલો ખુલાસો કેટલેક અંશે અત્રે મળશે.

તંત્રી.

૩) એ પરમાત્માને બારણે કોઇ પણ તરેહના ભેદ નથી. એ પ્રભુ બ્રાહ્મણોનોજ નથી. કુંભાર, દરજી, હજામ, છીપો, અને ઢેડ, સુધ્ધાંતનો છે. એ પુરૂષનોજ નથી. સ્ત્રીઓનો પણ છે. એ બાવા અને ત્યાગીનોજ નથી. ગૃહસ્થ અને સંસારીનો પણ છે. તવંગરનો નથી, ગરીબનો પણ છે.

( ભલું થયું ભાગી જંજાળ, સુખે ભજીશું શ્રી ગોપાળ
એ શબ્દો નરસિંહના નથી એમ એક* પૂરાવો છે. )

૪) યજ્ઞ, યાગ, જપ, તપ અને કર્મકાંડથી એ મળતો નથી; એને આત્માના અંતર્માંજ અનુભવવાનો છે.

"ભાગવત ધર્મ વા અદ્વૈત સિદ્ધાંતમાં આ ઉપદેશ કંઈ નવા નથી. આ ધાર્મિક અભ્યુત્થાનમાં બે પ્રવાહ જોવામાં આવે છે. એક જ્ઞાન પ્રધાન અને એક ભક્તિ પ્રધાન."

અપૂર્ણ.

---

## જીવન અર્પતું શિક્ષણ.

આનંદપૂર્ણ જીવન જીવવું જોઈએ એ જેટલું અગત્યનું છે, તેટલુંજ તે કેમ જીવાય એ શીખવું એ ઓછું અગત્યનું નથી. એ વિષયપર ઘણું કહેવાય છે પરંતુ અહીં તે સર્વને એકત્ર કરવામાં આવ્યુ છે.

૧. મનુષ્ય માત્રના ચેતનતત્વને અટકાવનારી, તેનાં વૃદ્ધિ અને વિકાસને વિઘ્નરૂપ બનાવનારી—એવી સર્વ આર્થિક—પાર્થીવ વસ્તુની મગજમારીથી ચિત્તને દૂર કરો. અભિમાનથી વા ઈર્ષ્યાથી તમારા પાડોશીથી ( સર્વ મનુષ્ય આપણા પડોશી છે, 'એક પિતા પરિવાર' ) જગતના વ્યર્થ ભપકામાં વિશેષ 'આગળ આવવા ધડમથલભર્યું જીવન જીવશો નહિ. ચિત્તને વ્યર્થ ઉત્પાદ કરાવશો નહિ. અભિમાન એ અધોગતિનું પ્રથમ પગથીયું છે. નિર્ધનતા તમને ઘેરી લેશે એવો ભય કદીયે ધરશો નહિ. ભવિષ્યમાં અમુક જરૂરીઆતો આવશે તેના ક્ષુલ્લક વિચારથી અત્યારે મનને નાહક મુંઝવશો નહિ. વર્તમાનને વર્તમાન રૂપેજ આનંદથી ચાહી રહો, એટલુંજ નહિ પરંતુ સર્વ કાળ વર્તમાનરૂપ છે એમ માનીને તે કાળમાં આનંદપૂર્વક જીવો. ભૂતકાળની ભૂલો માટે પશ્ચાતાપ કરશો નહિ. કારણ તેમ કરવાની જરૂર નથી. જેમ તમારા કટ્ટા દુસ્મનને ક્ષમા આપો તેવી રીતે તમારી જાતને થયેલી ભૂલને માટે ક્ષમા આપી રહો, અને એ સાથે એટલું યાદ રાખો કે ભૂલોવડેજ તમે ઉન્નત થાઓ છો.

૨. ઈશ્વરે તમને જે જીવન અર્પ્યું છે તેનો હેતુ અધિકાધિક આનંદને સ્રજવાનો છે એ ચોક્કસ રહમજી રહો. જે જે ક્રિયાઓ આદરો, પછી તે ગમે તે

પ્રકારની હોય, ગમે તે કક્ષાની હોય, તેમાં હમેંશ પ્રીતિને ધારણ કરી રહો. તમારા પડોશીના માર્ગમાં એક તણખલું સુદ્ધા વિઘ્નરૂપ મૂકશો નહિ કે જેથી તે ગબડે અને સમૃદ્ધિમાંથી તેનો યત્કિંચીત પણ અધઃપાત થાય તેથી ઉલટું તેની પોતાની પડતીની વેળાએ તેની બાંહ્ય રહ્હાવા તત્પર થાઓ, તેને સહાય આપવા હાથ ભીડો.

૩. સંપૂર્ણ ઉર્જ્વલ આશાવાદ ધારણ કરો, અદ્‌ભૂત ખુશાલી જીવન-મંત્ર જાણો, મઝાના દાનવીર બનો, સુભ્યતા, સુજનતા અને મૈત્રીભાવને સુવિશેષ કેળવી રહો. "રખેને આ નાનાં પ્રાણીમાંના એકને પણ તમે નાખુશ કરશો તે તમારા શરીરનાં જીવન્ત cells છે. અને બીજી પાસથી તેઓ તમારાથી વિચારમાં ઓછાં આગળ વધેલાં તમારાજ ભાઈ ભાંડુઓ છે. તેમને યોગ્ય માન આપી રહો, તેમની ઉપયોગીતાને અનુકુળ થાઓ, અધિનતા એજ મહા નિયમ છે.

૪. બિભત્સ શબ્દો, નિંદા અને કુથલીથી સદા દૂર રહો. હમેંશ સત્ય બોલો વા ચૂપ રહો. તમારા પડોશીએ જો ભૂલ કીધી હોય તો ધારો કે તે આ અનુભવથી જીંદગીને વધારે સ્હમજી શકયો છે, તેની ટીકા કરતાં તેની સાથે આનંદ જગવી રહો. અને તે સફળતા મેળવી રહે એમ કરવામાં તેને અવિશેષ સહાયભૂત નિવડો. સર્વ વસ્તુમાં શુભને-શિવને-કલ્યાણને-નિરખી રહો.

૫. ભવાટવિની તમારી જીવન સખી સાથે સંપૂર્ણ આનંદમાં રહો. એ એકનેજ તમારી સર્વ આશાનો ધ્રુવ માનો. તમારાપર વર્ષતા પ્રભુના શુભ આશિર્વાદોનું તેનેજ આકર્ષક સત્વ માનો. તમારા ભાગ્યની અનેરી વિધાત્રી માનો. એ એકનેજ તમને પૃથ્વી અને નભોમંડળ ઓળગાવી પ્રભુના પદપધીમાં મૂકનાર સબળ સાધ્વી જાણી રહો. તમારી જમણી તરફ તમારા ભવસંગના આનંદપૂર્ણ દિવસો મૂકો અને ડાબી તરફ જગતના ધન અને માનને મૂકી રહો. આ પ્રકારનું નવજીવન પ્રાપ્ત કીધા પછી જગતની સંપત્તિ તમારી તરફ કેવી ધપતી ધપતી આવે છે તે જણાશે

૬. પ્રથમ તો તમો પોતે અનેરી શાન્તિમાં રહો, જેથી તમારી અર્ધાંગના સાથે સંપૂર્ણ વીણા-અલૌકિક સવાદી વીણા-( Harmonious ) બજાવી શકશો. અને તેમ થશે. તોજ અન્યોન્ય અદ્‌ભુત પ્રેમના આનંદનો સાક્ષાત્કાર કરી રહેશો પ્રેમ એ સુકોમળ ફૂલ ઝાડ છે. અને તે સહેલાઈથી અને જલદીથી નષ્ટ થઇ જાય છે. પરંતુ તેમ ન કરતાં આ પ્રેમને તમારી પોતાની જીંદગીના જેટલોજ સાચવી રાખો. કારણ તેમાં તમારૂં જીવન છે. સર્વ નઠારી ટેવોને કાપી નાંખો. અને વૃદ્ધિ પામતા પ્રેમની આડે આવતી તમારી કેટલીક વ્યક્તિગત (Rersonal) ધિક્કારવા યોગ્ય બાબતોને તિલાંજલી આપી રહો. કારણ આ વૃદ્ધિ પામતો પ્રેમજ તમારા આત્માનો વિકાસ છે. અને સર્વ વ્યક્તિગત કુટેવો ચોખ્ખા સ્વાર્થીત્વનીજ સાબીતી છે. એવી કુટેવોનો નિર્મુળ ત્યાગ કરો. બીડી, દારૂ, નઠારાં વસ્ત્ર, અને

દુર્ગંધ મારતું બદન એ કેટલીક વાર ખીલતા પ્રેમમાં આડે આવનાર વિઘ્નરૂપ નિવડે છે, તે ઉપરાંત કુશબ્દો, કુવિચારો, અને કુઆચારો પણ ટુંકામાં પ્રેમને ધિક્કારમાં વાવી દે છે એવી કોઈ પણ બાબતથી દૂર રહો. આથીજ પતિ પત્ની ઉભયને પોતાની વ્યક્તિગત ટેવોનું ગંભીર ચાલણ કરવું આવશ્યક છે; તેમને શુદ્ધ નાની કસોટીથી જોવા જરૂરનું છે.

૭. તમારા ઉભયનાં આદર્શ સગપણ અને તજ્જન્ય વ્હાલ એવી ઇચ્છા રાખે છે કે તમારે પ્રત્યેકે અન્યોન્યના ભક્ત થવું જોઇએ; અને અન્યોન્યના સહાચાર્યમાં વધુ સમય ગાળવો જોઈએ, જેથી અન્યોન્યના સુખમાં અને આનંદમાં સવિશેષ વૃદ્ધિ થઈ રહે અને ઉભય રસઐક્ય અને ઉરઐક્યવડે અનન્ય વિનિમય આદરી રહે. જ્યારે તમને તેથી પ્રાપ્ત થતો લાભ વિચારી શકશો ત્યારેજ તમે તેને પ્રતિદિન વધુ ને વધુ કેળવતા જશો, યાદ રાખો કે આ તમારૂં વિશ્વ છે,–તમારૂં મંદિર છે–સનાતન ગૃહ જેને તમે બાંધો છો, જેમાં તમે જીવનતત્વપૂરી પુરૂષરૂપે વિહરો છો તે આ મંદિરને સારી અને મજબુત રીતે બાંધો–ખડકપરની અડગ દિવાદાંડી જેવું, નહિ કે ધુળ પરના કોટ જેવું પત્ની એ પતિને દેવાલય છે. અને જો તે દેવાલયને પ્રેમના નિશ્ચલ ખડકપર રે! પ્રેમનું પોતાનુંજ બાંધવામાં આવે તોજ તે સનાતન ટકી રહેશે. અનેક વાવાઝોડાંના માર સહન કરવા તે અતુલ બળ અને અનિર્વચનીય સામર્થ્ય ધરી રહેશે.

૮. યુક્ત ચિત્તે અનન્ય ભાવથી પ્રેમમગ્ન થઈ તમે જે જે યાચશો, તે તે સર્વ તમને મળી રહેશે. "દેવપુત્ર—ઇસુ ખાત્રી આપે છે કે જો બન્ને તેના નામથી અનેરાં પ્રેમમાં મગ્ન થશે, અનેરાં સામીપ્ય અને સામ્ય ધારણ કરી રહેશે, તો તે જાતેજ પ્રભુ પરમાત્મા પાસેથી તેમને ઇષ્ટ આશિષો આપવા તૈયાર છે." આ અનન્ય ભાવજ સત્ય પ્રાર્થનાની અભ્યુદયની અને વિજયની કુંચી છે. પૂર્ણ પ્રેમ સર્વ ભયને દૂર કરે છે. પૂર્ણ પ્રેમ સર્વ વિઘ્નોને દૂર ખસેની દે છે, પૂર્ણ પ્રેમ એક એવી તો આનંદની ઉર્મિ ઉછાળે છે કે તે વડે સર્વ દેખીતી પ્રતિકૂળતા અનુકૂળતા રૂપ બને. અને તે સર્વમા અપૂર્વ વિજય પ્રાપ્ત થઇ રહે. આ પ્રેમજ તમારૂં-સમસ્ત જીવન છે–તમારૂં ધર્મક્ષેત્ર છે–તમારૂં અણમુલ કર્મક્ષેત્ર છે.

૯. આને અને જીંદગીનાં કાર્યને મનુષ્ય કેવી રીતે એક કરી રહે? જીંદગીના અનેક વ્યાપારો, વ્યવહારો તમે શા માટે આદરો છો? તે સર્વ એકજ વસ્તુની ખાતર–નહિ કે તમે તેને ચાહો છો માટે, પરંતુ તે આદરવાની તમને ફરજ પડે છે માટેજ. કારણ તે વડે તમે પૈસા મેળવો છો, શરીરને અન્ન વસ્ત્ર આપી રહો છો, અને જેને તમે મોજશોખ કહો છો તે પ્રાપ્ત કરી શકો છો. એકદમ તમારા વ્યાપારોને તજી ન દેશો–કારણ તેમ કરવું મુર્ખાઇભરેલુંજ ઠરશે

પરંતુ અન્ય પ્રેમ જીવન શીખવાનું પ્રથમ શરૂ કરો એટલે ધીમે ધીમે તમને જણાશે કે તમે વ્યાપારમાં, વ્યવહારમાં પ્રથમની મગજમારી જેવું તમને લાગતું તે સર્વ દૂર કર્યું છે, તેમની સફળતા અફળતાની જીવનને દળી નાંખતી ચિંતામાંથી તમે મુક્ત થયા છો. અને અન્તે તમે વિના પ્રયત્ને ચિંતા અને મગજમારી સિવાય જીવનવ્યાપારને મઝેથી ચલાવવાની કલા સંપાદન કરી શક્યા છો. જેને ઘણા દ્રવ્યની જરૂર છે એવા તમારા હાલના ઘણા આદર્શો જતા રહેશે. અને તેમને સ્થાને ચિત્તમાં ઓછા ખર્ચાળ આદર્શો ઉદ્ભવશે.

૧૦. જીવવાની રીતમાં આવો ફેરફાર થશે કે તરતજ તમારા વિચારો અને આદર્શો પણ બદલાશે. પ્રથમ તમને શાન્તિ અને અભ્યુદયનો સાક્ષાત્કાર થશે. તમારા પરિચયમાં આવતી સર્વ વસ્તુઓ તમને અનુકુળ થતી જશે. તમારૂં પ્રેરણા બદ્ધ આંતર્ શિક્ષણ દૃઢતર બનતું જશે, અને તમે પ્રતિદિન ઓછી ભૂલો કરતા રહેશો. તમારા નિશ્ચયો અને નિર્ણયો અડગ નિશ્ચલતા ધારણ કરી રહેશે. તમારી પ્રથમની સ્થિતિ મનનુંજ કારણ માત્ર હતું હવેની આ માનસિક સ્થિતિ સંતુષ્ટ આત્માનું પરિણામ છે. એમ જણાશે. આત્મિક એક રૂપતા સિવાય કોઈ પણ પ્રકારની માનસિક ચોક્કસ સ્થિતિ ધારણ કરવી એ એક જાતનું ફાર્સ છે, તે સાહસમાં અન્તે ચોખ્ખી હાની અને હાર છે. પરંતુ ઉપલી આત્મ સંતુષ્ટતાની સ્થિતિ પ્રાપ્ત કીધા પછીજ મનુષ્યો જાણી રહે છે કે મન એ કંઈજ નથી. મન એ આપણો સ્વામી નથી પરંતુ આપણું સાધનમાત્ર છે. મનના સર્વ વ્યાપારોથી પર આપણે તેના સાક્ષી છીએ. તેથી ઉદ્ભવતાં સુખ દુઃખ આપણને જરાયે અસરી કરી શકવાં ન જોઈએ. આપણે મનને નિયોજ્યું છે. ટુંકામાં આપણા સતત પ્રકાશતા જીવન સમીપ મન કિંકર છે. એ જીવનદેવના અમૃત ભર્ગનું ધ્યાન ધરીએ (નહિ કે મનના સારા નરસા અનુભવ મૂલક હર્ષ શોકનું). જેથી આપણી બુદ્ધિ દૂરગામી થઇ રહે અને ચારે પુરૂષાર્થમાં સતત ઘુમવા તે શક્તિમાન બને. तत्सवितुर्वरेण्यंभर्गोदेवस्य धीमहि धियो यो नः प्रचोदयात् ॥

નવીન તેજમાં ઝળહળતું આ સત્ય સમજવું તો સરળ છે, પરંતુ સત્યનો સાચો સિપાઈજ કેડ બાંધી આગળ ધપશે, સત્ય લઢાઈએ લઢશે, અને જીવન ભાવ ભજવી રહેશે. આનો બદલો તેને સ્વર્ગમાં-પૃથ્વીના સ્વર્ગમાં મળી રહેશે? કારણ "સ્વર્ગને સ્નેહ શું જુજવા છે?"

*M.*



# આરોગ્ય સંરક્ષણ.

લેખક:—રા. રા. બેરામજી પીરોજશા માડન.

( અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ઠ ૫૩થી )

કસરતથી કરી મસલ્સો મજબુત થાય છે એટલુંજ નહીં પણ શરીરની હીલચાલો ટેકવી રાખે છે. દાખલા તરીકે, તમો એક ઘણા ચપલ માણસ છો. અને એકાએક તમો માંદા પડયા, ને બીછાને ગયા તો જે અવયવો હંમેશનાં હીલચાલ કરતા તથા તેની નોંધ રાખતા, તેઓ આ નવી ( મંદ ) સ્થીતીની ખાસ નોંધ લેશે. તમો ખરેખરા સીક નક્કી પણ હશો છતાં જ્યારે તમો બીછાને સુતા કે તમો લગભગ ખાત્રીપૂર્વક રીતે થોડાક વખતમાં ગંભીર રીતે આજારી હો તેવા થઈ જશો જ્યારે કાંઈક તીક્ષણ દરદનો હુમલો થાય છે ત્યારે દરેક ફીઝીશીયન કહેશે કે "તમારે બીછાનામાં પડયા રહેવું નહીં" જ્યારે દરદી ઉઠવાની કોશેશ કરે છે ત્યારે તેનાથી વારંવાર ઉઠી શકાતું નથી. અને, તેને ચક્કર આવતી હોય એવું લાગે છે પણ હું તે દરદીને કહીશ કે, તમારી ચાલવાની અને દમ લેવાને પોતાને ફરજો બજાવવાને ઉત્તેજન આપો કે જેથી મંદવાડને તેઓ હાંકી કાઢે. આમ કર્યાથી ટુંક વખતમાં તમો જોશો કે તમો પોતે તદન સાજા થયેલા છો, અને જે મંદવાડ તમને અઠવાડીયા સુધી યા મહીનાઓ સુધી બીછાનામાં રાખી મુકતે તે કેવળ દુર થયો છે.

ત્યારે તિક્ષણ દરદ માટે કસરતો શું કરી શકે છે તે માટે આટલું પુરતું થશે. કસરતો ક્રોનીક (ચાલુ) દરદો માટે જેટલી અગત્યની છે તેટલી તિક્ષણ દરદ માટે નથી–મારૂં એવું માનવું છે કે ચાલુ દરદો, પછી તે ગમે એ હોય, તેઓ થોડીક કસરતોની મદદથી વધુ જલદીથી સારા થઈ શકે છે. નરવસ ઓરગેનીસમને મજબુત રાખવા માટે, તમારે મસલ્સોને મજબુત બનાવવાની જરૂર છે કે જેથી શરીરનાં દરેક અવયવો સંતોષકારક રીતે પોતાનાં કાર્યો બજાવતાં રહે. પણ તમને તે માટે વધુ જોરની જરૂર છે. અડધા સીક અરધાં–સાજા એવામાં હું માનતો નથી. જો તમો સાજા સમાં રહી શકો, એવા હો, આ ધરતીપર રેહવાને પુરતા મજબુત હો, તો તમારી પાસે પુરતી શકતી રહેલી છે કે જેથી તમો શરીરની સંપૂર્ણ ખીલવણી કરી શકો. નબળાઈ રહે એવું કશું કારણ કે બહાનું નથી.

ચાલુ માંદા રેહવું એ બિનજરૂરનું છે, પણ આ પરીણામ કઈ કસરતો લાવી

શકે ? બેશક એ માટે ઘણીક ખબર આપી શકાય. દાખલા, તરીકે વોકીંગ ચાલવું એ દુનિયામાં સઉથી ઉત્તમ કસરત છે. મેકફેડન કહે છે કે જો મને એકજ કસરત પસંદ કરવા માટે કેહવામાં આવે તો હું ચાલવાની કસરતજ રાખું. ચાલવાથી ઘણી સરખી નરવસ એનરજી શરીરમાં આવે છે જેથી જીંદગી આનંદમય રહે છે.

દરેક જણને હંમેશા જવાન રહેવા ગમે છે. બુઢા થવુંજ જોઇએ એ વાત હું માનતો નથી. બુઢાપણમાં નબળાઇ લાગુ પડે છે એવું જે ધારવામાં આવે છે તેવું કશું થવાની જરૂર નથી. આગળ જેમ મેં કહ્યું છે તેમ જ્યાંસુધી તમો જીવતા હો ત્યાંસુધી જીવવું એ શબ્દનાં પુરેપુરા અર્થ માટે તમારે જીવવું જોઇએ. મસકયુલર સીસ્ટમને નીયમીત રીતે દરરોજ વાપરો તોજ હમેશ યુવાન, છેક છેલ્લી ઘડી સુધી રહી શકો એ વીષેનો એક દાખલો હમણાજ, મેં ફીઝીકલ કલ્ચરમાં આપ્યો છે જે પશ્ચીમ તરફનો એક પાંસેઠ વરસનો ગ્રહસ્થ જેની સઘળી શક્તી જતી રહી હતી, અને જેની જીંદગી લગભગ ખલાસ થવા આવી હતી તેને કસરતનો શોખ લાગ્યો. પરીણામે તે હવે જીંદગી અને શક્તિથી ભરપુર થયેલો છે. જે સઘળું કેવળ કસરતથીજ થયું, બીજા કશા ઉપાયોથી નહીં. તેણે ખુલ્લું જણાવ્યું છે કે ખોરાક સંબંધી તે કશું જાણતો ન હતો. જે ગમે તે અને જ્યારે ભુખ લાગે ત્યારે ખાતો તેણે પોતાનાં મસલ્સોને નીયમીત કસરતો કરીનેજ બાંધેલાં છે. આજે તે દોડતો ફરતો પુરતી શક્તીભેર ખુશી જીંદગી સાથે ફરે છે.

બીજો એક પશ્ચીમનો માણસ છે કે જેણે સો વરસની અવસ્થા પસાર કરી છે જરા ખ્યાલ કરો ! એક સદી પસાર કરી ગયેલો મનુષ્ય, દરરોજ, સાઇકલ ઉપર બેસે છે. મુક્કાબાજી અને બીજી તરેહવાર કસરતોની રમતો કરે છે. ત્યારે આટલી મોટી ઉંમરનો માણસ, જો નીયમીત કસરત ન કરતો હતે તો કદી પણ આવો તન્દરોસ્ત અને શક્તિવંત ફરતે !

પણ આ બે ઉપલા દાખલા કરતાં વધુ આશ્ચર્યકારક અને વધુ ભરોસેદાર દાખલો તો એક ન્યુયોર્કનાં વેપારી ગૃહસ્થનો છે—જે, પચાશ વરસની ઉંમરે તદન લથડી ગયેલો અને બુઢ્ઢો થયેલો જણાતો હતો. પણ તે પછી મેકફેડનની સલાહથી તેણે કસરતો કરવા માંડી અને હાલજ ૭૧-૭૨ વરસે તદન નવજવાન થયો, છે એટલુંજ નહીં પણ શારીરીક ખીલવણી માટે આજે સત્તાધીકારી સમાન લેખાય છે અને તેણે પુસ્તક કાઢયું છે. જેનું નામ ઘડપણ તેના, કારણો અને તેને અટકાવો. એવા નામનું પ્રગટ કર્યું છે, તે પુસ્તક અમેરીકા તથા ઇગ્લાંડમાં એટલું તો પ્રીય અને માનીતું થઈ પડયું છે કે થોડાકજ વરસોમાં તેની અરધી ડઝન આવૃતિઓ બાહેર પડી છે. આ પુસ્તક આપણા દેશમાં પણ જાણીતું થયું છે. (જે આ લખનાર પાસેથી મળી શકશે.)

વાંચનારને તે માટે વધુ ખેંચાણકારક થઇ પડે એવા હેતુથી તે ગૃહસ્થનાં આગળની હાલત અને હાલની સ્થિતિના એ બન્નેના ચીત્ર અંત્રે આપીએ છીએ.




Sand ford Bennett                Send ford Bannett

at the age of 50                as he appears at 71.

The man who grew young again at 71.

સેન્ડફર્ડ બેનેટ ૫૦ વરસની ઉમરે ખખરી ગયેલો.          ૭૧ વરસે નવજવાન જેવો થયો છે. તેનું ચીત્ર.

વધુ જાણવાજોગ હકીકત તો એ છે કે, તેણે પોતે એક ચોકકસ નવીન જાતની કસરતો કે જે સઘળી બીછાનામાં સુતાં સુતાંજ કરાય તેવી શરીરનાં દરેક ભાગને મજબુત બનાવવાની કસરતોની હારમાળા શોધી કાઢી છે. જેનાં પણ થોડાંક ચીત્રો નીચે આપીએ છીએ.



એટલુંજ નહી પરંતુ તેણે તેણે પોતાના માથાના કેસ ધોળા થયેલા હતા તેમને પણ પાછા નવા બનાવ્યા છે. ત્યારે પ્રીય વાંચનાર, કસરતનાં ગુણો કેવા છે તે હવે આપનાં ધ્યાનમાં વધુ ગંભીર રીતે ઉતરશે.

સુસ્તીપણું અથવા અચપલતા એ મરણ છે. શરીરનાં કોઇબી ભાગને વાપરતાં બંધ પડો અને તે ભાગ મરણ પામતો જશે. ત્યાં મુડદાલ "સેલ્સો" ભેગા થશે. તે મુડદાલ સેલ્સો શરીરમાં હરકત કર્તા થશે અને પરીણામે તમને સંધિવા (રૂમેટીઝમ) અથવા એવા બીજા સો નામથી ઓળખાતાં દરદો થશે કે જે આ શરીરના માત્ર એકજ હીલચાલ બંધ કરવાથી થાય છે. જો તમારી સુસ્તી લાંબો વખત ચાલુ રાખો, તો તમને લકવો અથવા તેથી પણ વધુ ગંભીર દરદો

થશે. અને તે સઘળું શા માટે ! કારણકે તમારૂં લોહી ઠરી ગયું છે. અને સેલ્સો મુડદાલ થયા છે. આ મરણ પામેલા અગણીત એતમો (Atoms) નાના પ્રમાણુઓ શરીરમાંથી બાહેર નીકળી ગયા નહી તેથી એ મુડદાલ થયા છે.

તમોએ વારંવાર સાંભળ્યું હશે કે એક માણુસ જેવો તે પોતાને પોતાના મનથી ધારે છે તેટલો વૃધ હોય છે પણ એ દૃષ્ટાંત હું વધુ લંબાવીને કહીશ કે, એક માણુસ જેવો તે દેખાય છે તેવો અને તેટલો તે વૃધ થયેલો છે. કારણકે એક માણુસના બાહેરનાં દેખાવ ઉપરથીજ તમો કહી શકો કે તેના શરીરમાં કેટલા મુડદાલ થયેલા પ્રમાણુઓ છે.

ઘણાઓને આ વાત અજબ જેવી લાગશે કે આપણું શરીર દરેક મીનીટે દરેક પળે મરણ પામતું હોય છે, આપણે દરેક જણુ મોહતનો અમુક જથ્થો પોતાની સાથે લઈને ફરીએ છીએ. એટલે કે આ મુડદાલ થયેલા પ્રમાણુઓ આપણે રાખી ફરીએ છીએ એક ચપળ માણુસ જે પોતાના શરીરનાં દરેક ભાગને વાપરે છે તેનામાં, જેઓ તેમ કરતાં નથી તેમના કરતાં ઘણા ઓછા મુડદાલ સેલ્સો હોય છે,

જો કે ચાલવાની કસરત ઘણી સારી છે છતાં જો તમો ઉંચ સ્થીતીવાળી તનદરોસ્તી માગો તો તે માટે ચાલવાની કસરત પુરતી નથી. ચાલવાથી પગો વપરાય છે અને તમને ઉંડા દમ લેવાની ફરજ પડે છે પણ શરીરના દરેકે દરેક ભાગ પુરતી તનદુરસ્તી માટે વપરાવા જોઈએ.

નાનામાં નાનો મસલ પણ વપરાસ માટેજ ત્યાં હોય છે.– એ જો સઘળા મસલ્સો વપરાતા નથી તો તેઓ (પેલા નાના મસલો) નબળા પડે છે અને તમો એક મનુષ્ય તરીકે ઓછા સામર્થવાન થતા જાઓ છો. જે હથીઆરોથી તમો કાર્ય કરોછો તે. ભેજુ અને તમારા હાથો ઓછા કાર્યવંત થવા માંડે છે. તેઓ માટે હું તમને કહું છું કે તમારા શરીરને ઉંચ સ્થીતીએ રાખવા માટે બધા ભાગોને કસવાની અતીશય જરૂર છે. તો પછી આપણા બધાંજ હથીયારો શા માટે સઉથી ઉત્તમ સ્થીતીમાં ન રાખવાં ? અરધા લાયક હથીયારો રાખી સંતોષ પામશો નહી. અરધી ચીજો કરી મન મનાવશો નહી. દુનીયામા અરધુંજ શરીર અને અરધી શકતી લઈને જવું નહીં. વળી ઘણાક ભેજાનાં કામ કરનારા કહેશે કે મને મસકયુલર શકતી જોઈતી નથી મને નરવસ શકતી જોઈએ છે. તો હું તેમને જવાબ આપીશ કે ભાઈરે, જો તમને એક સંપુર્ણ માણુસાઈ સંચો જોઈતો હોય તો તમને બધી તરફથી મજબુત મળેલાં શરીરની જરૂર છે. અને એ તમને જોઈતું હોય તો તમને કસરત કરવાની જરૂરજ છે.

મેકફેડન કહે છે કે જો મેં કસરત કરવાનું ચાલુ રાખ્યું ન હતે તો મેં કર્યું છે તેનાથી અરધું તો શું પણ પા ભાગે પણ હું કરી શકતે નહીં; મેં મારૂં ભેજું સારૂં રાખ્યું છે. અનેહું મારી નરવશ એનરજી ભરપુર રાખું છું. તે સાથી–કસરતથી અને ઘટતા ખોરાકથી.

છેવટે મારા મિત્રો, હું ફરી ભાર મુકીને તમને કહીશ કે જો તમને જોર શક્તી જોઇતી હોય તો તમારી શક્તીને વાપરો.

જો તમો તમારૂં શરીર મજબુત રહે એવું માંગતા હોય તો તમારે તે ચીજો કરવી જોઇએ કે જેમાં શકતી વાપરવાની જરૂર પડે અને તેથી, જો તમો તમારૂં શરીર દરેક રીતે સંપૂર્ણ રહે એવું માંગતા હો, જો તમને સારૂં મશીન અને સારા હથીયારો જોઇતાં હોય તો તમારે દરરોજ કસરતો કરવી. અથવા ઓછામાં ઓછી થોડીક પણ નીયમીત કસરતો કરવી અવશ્યજ છે—

આતો સઘળી કસરતો કરવી એ વાત થઈ. પણ સાધરણ લોક માટે આ તો સવાલ છે કે હમારે કેવી કંઈ જાતની શી રીતે કસરતો કરવી. એ માટે એક સામાન્ય સુચના એ છે કે આપણે સઘળા દુનિયાના વહેવારમાં પડેલા અને રોકાયલા મરદ તથા ઓરતોને કાંઈ ખાસ અઠંગ કસરતબાજ થવું નથી. પરંતુ જેથી કરીને આપણા શરીરની દરેક ક્રિયા ખાસ કરીને લોહીનું ફરવું. પાચન ક્રીયા. સમાવેશ ક્રીયા, કચરો બાહેર કાઢવાની ક્રીયા વગેરે આ ચાર મુખ્ય ચીજો સંતોષકારક રીતે થઈ શકે, એવી જે કોઈ હીલચાલો કસરતો હોય તે શોધી કાઢી. કરવી અવશ્યની છે. અને તે માટેજ અદતા સેવકે દરેક સાધારણ મરદ તથા ઓરત ઘરમાંજ પોતાના હાથે (કાંઈ પણ ઓજાર વિના) કરી શકે એવી કસરતોના સસ્તા નકસાઓ એની સમજણ સાથે બાહેર પાડયા છે તે મંગાવી વાપરવાને ભલામણ કરીશું અને તે દરમ્યાન થોડીક વ્યવહારૂક કસરતોની વીગત નીચે મેં આપી છે.

ખાસ કરી આપણા સાધારણ મનુષ્યને જે ખાસ કસરતો જોઇએ છે. તે (૧) સઉથી પેહલા બરડાની કરોડને મજબુત રાખવાની, (૨) દરેક પ્રાણીક અવયવો ફેફસાં હોજરી, લીવર, આંતરડાં અને ગળાથી તે પેટનો સઘળો ભાગ બધામાં લોહીની ગતી સારી રીતે ફરતી રહે અને તાજી હવા પુર જથ્થામાં મળ્યા કરે એ માટે જોઈતી નવી કસરતોની જરૂર છે.

પેહલું. બરડાને મજબુત રાખવાની કસરતો.

(૧) જમીન ઉપર લાંબા પગો પહોળા કરી હાથો બરડાની પાછળ જમીન ઉપર મજબુત રાખી ટેકવી તે સીધા ટટાર, છાતી બાહેર કાઢીને બેસવુ. અને પછી પગની એડી ઉપર ભાર રાખી–આખા શરીરને ઉંચકવું, પાંચથી દશ સેંકડ તેમ રહી પાછા (ધીમા ધીમા) આગલી હાલતમાં આવવું. આમ આઠથી દશ વાર કરવું.

(૨) સીધા ઉભા રહી. હાથોને ખભાની સીધી લીટીએ માથા ઉપર ટાઇટ રાખવા. તે પછી વાંકા વળતા જઈ બન્ને હાથોને, જમીન ઉપર અથવા પગનાં અંગુઠાને હાથ અડાઠવાની કોશેશ કરવી પણ તેમ કરતી વેળાએ પગના ગુંઠણ સખત રાખવા (વાળવા દેવા નહી) અને જેટલું નીચે જવાંથી તેટલી કમરને અને હાથોને લઈ જવા. પાછા ઉપર હાથો લેવા. આ ક્રીયા ૬થી દશ વાર કરવી.

પેટના ભાગને મજબુત કરવાની તથા કબજીયાતને દુર કરવાની કસરતો.

(૧) જમીન યા બીછાના ઉપર સુઈ ને, પગોને પેટ તરફ ખેંચવા. બંને હાથોનાં પહોંચાઓ પહેલા જમણા પગનાં ગુઠણની આસપાસ પકડેલા રાખી પગને પેટની સાથે (ગુઠણ લગભગ હુટી આગળ આવે તેમ દાબેલો રાખવો. તે પછી ડાબા પગને અને ત્યાર પછી બેઉ પગોને એમ પકડેલા રાખવા. આ હીલચાલો, પાંચ મીનીટ સુધી કરવી.

(૨) ખુરશી ઉપર બેઠા બેઠા, માથાંથી તે પેટ સુધીના ભાગને પહેલાં જમણા પગ તરફ નમાવવો. પેટ દબાય એવી રીતે—તે પછી ડાબી બાજુએ તેમ કરવું—એમ અવારનવાર દસથી બાર વાર કરવું.

(૩) કમરના હીલચાલ—પગ મકમ રાખી ઉભા રહી લીવરને ચપળ કરવા માટે બંને હાથો કમરની નીચે કુલા ઉપર રાખો—અને પછી કમરથી ઉપરનો ભાગ (પેટ વગેરે) જાણે ગોળ ગોળ ફેરવતા હોય તેમ દશ વાર જમણી તરફ મરડો અને તે પછી દસ વાર ડાબી તરફ મરડો. (જાણે ઉભા રહી આપણે પછવાડે ફરતા હોઈએ તેમ ફક્ત ખભા, પેટ, કમરજ મરડાય તેમ ફરવું, પણ તે વેળા પગને મકકમ ઓસતવારજ રાખવા.)

(૪) સીધા ઉભા રહીને હાથોને કુલા ઉપર મુકવા—અંગુઠાને પછાડી રાખી આંગળાઓ આગળ રહે તેમ રાખવા તે પછી જાણે નીચે બેસવા જતા હો તેમ ગુઠણ અને કુલાને નીચે નમાવો. તેમ કરતાં પહેલાં અંગુઠા ઉપર ઉભા રહેવું અને ત્યાર પછી પાછા સીધા થવું; અને પગની એડી જમીન ઉપર લગાડી-આ હીલચાલ પુરી કરવી. આમ ૬થી ૧૦ વેળા કરવું. આટલી થોડી હીલચાલો દરરોજ સવારે ઉઠયા કેડે કર્યાથી પેટની હાજત થઈ લાગશે અને રાહત મળશે. એ કસરતો કર્યા આગમજ બની શકે તો એક ગલાસ ભરી ગરમાગરમ પાણી પીવું વધુ લાભકારક થઈ શકશે. જેમને ચાલુ કબજીયાત હોય તેઓએ આ હીલચાલ સવારે તથા રાતે સુવા જતા અગાઉ પણ લીધી હોય તો વધુ ફાયદાકારક થશે.

અપૂર્ણ.



Registered No. B. 712

॥ ॐ श्री ॥

# चंद्रप्रकाश.

 ( માસિક પત્ર. ) 

पुष्णामिचौषधिः सर्वाः सोमो भूत्वा रसात्मकः ॥

भ० गीता ॥

શ્રી કૃષ્ણ કહે છે કે, હું પોતે રસાત્માક ચંદ્ર રૂપ
થઈને દરેક ઔષધીઓને પુષ્ટ કરૂં છું.

ભગવદ્ગીતા.

પુસ્તક ૯ મું
અંક ૪-૫ મા

સંવત ૧૯૯૨
માઘ ફાલ્ગુન

વાર્ષિક
લવાજમ
રૂ૦ સવા
પોસ્ટેજ
સાથે.

## અનુક્રમણિકા.


| વિષય | પૃષ્ઠ. |
| --- | --- |
| ૧ ગીતાજીની કેટલીક હૃદયગંમ વિચારણા | ૯૧ |
| ૨ વસંત પંચમીને દિવસે ( કવિતા ) | ૯૫ |
| ૩ મોહનું આવરણ અને પ્રેમનો પ્રકાશ | ૯૭ |
| ૪ આધુનિક પરિસ્થિતિ અને ભાવી દર્શન | ૯૭ |
| ૫ વિજ્ઞાન અને સાહિત્ય | ૧૦૧ |
| ૬ અનુભવની મીઠી મીઠી વાતો | ૧૦૩ |
| ૭ પુત્રી અવસાન ( કવિતા ) | ૧૦૫ |
| ૮ ભયંકર ભેદ | ૧૦૬ |
| ૯ સ્વાગત મંદિર | ૧૧૦ |
| ૧૦ અગત્યની સૂચના | ૧૧૧ |
| ૧૧ હાલના અને પ્રાચીન કાવ્યો | ૧૧૨ |
| ૧૨ સાચો વશીકરણ મંત્ર | ૧૧૩ |
| ૧૩ સુજ્ઞાની એક ક્ષણ | ૧૧૭ |
| ૧૪ જ્યોતિર્મયી | ૧૨૩ |


પ્રસિદ્ધ કર્તા-તંત્રી, પ્રભુશંકર નરભેરામ વ્યાસ.
ચંદ્રપ્રકાશ ઓફીસ, ખપાટીઆ ચકલા-સુરત.




पुस्तक ९    माघ १९७२    अंक ४.

॥ ॐ श्री ॥

## ગીતાજીમાંથી કેટલીક હૃદયંગમ વિચારણા

कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन:
योग: कर्मसु कौशलम्.

કર્મક્ષેત્ર વિષે ગયા માસમાં ઉહાપોહ આદર્યા પછી કર્મશું અને કર્મયોગ શો એ વિષે કાંઇક વિવરણ કરવું આવશ્યક છે. ખરૂં કહીએ તો અખિલ વિશ્વની આદિ પ્રેરણા અને તદનુસાર સંચલન એ સર્વ 'કર્મ' માત્ર છે. સૃજન એજ ક્રિયા છે. અને ક્રિયા સર્વ સૃજન છે. ઉત્પત્તિ, સ્થિતિ અને વિલય, આદિ, મધ્ય અને અન્ત એની વર્તુળાકારની જગત્ પ્રવૃત્તિ પણ આજ પ્રમાણે આરંભાઇ છે. વિશ્વની એવી કોઈજ ચીજ નથી કે જેના અસ્તિત્વને યોજવું-કરવું નહિ પડયું હોય-રે ! તે વસ્તુનું અસ્તિત્વ જાતેજ ક્રિયા માત્ર છે. આથી 'કરવું' વા 'ન કરવું' એની પસંદગી આપણી નથી. અર્થાત્ આપણા મનની નથી. આત્મિક સ્વરૂપે આપણે પરમાત્મ રૂપ છીએ તો તે સ્થિતિમાં તો 'કરવું,' 'ન કરવું' પરમાત્માની પસંદગી પર એટલેજ આપણી પસંદગી પર આધાર રાખે છે, પ્રરંતુ અત્રે મનની પસંદગી અહીંજ થોભે છે કે તે કેવી રીતે કરવું, ન કરવું. અલબત્ આપણું કર્મ હંમેશ આપણી પદ્ધતિનુંજ પ્રદર્શન છે. આપણામાં જે કરવાની પ્રકૃતિ નથી, તે ભાગ્યેજ આપણાથી થઇ શકે છે, તો પણ અનેક ક્રિયામાંથી અમુક આપણા સ્વભાવને અનૂકૂળ ક્રિયા કરવા પ્રતિ આપણી પ્રકૃતિ સહસાગમન આદરે છે, અને આમ થતાં ધારેલી યોજના પાર પાડવામાં વિલંબ થતો નથી. આપણી આ શ્રદ્ધાજ આપણને આગળ ને આગળ ધપાવે છે. પરંતુ આપણી શ્રદ્ધાને તો આપણે એવા પ્રકારનું રૂપ આપી શકીએ કે જે વડે પૂર્વના અનુભવોના પ્રકાશથી આપણે કેટલું અને કેવી રીતનું સુંદર અને શાશ્વત કરી શકવા સમર્થ છીએ, તેટલાનીજ

તે પસંદગી આદરી રહે ! આમ પૂર્વસ્મૃતિ આદરવી એટલેજ પરમાત્મ પ્રતિ પ્રવેશ કરવો, અર્થાત્ ભાગ્ય ભાવને અદૃષ્ટ પિતા પ્રતિ-જગતના ચાલક, પ્રેરક અને શાસક પ્રતિ-નિયત કરવો. આથીજ ભાવનાના દર્શનને સ્મૃતિ કહી છે.

આપણા કર્મો ગુણભેદ થકી ત્રણ પ્રકારનાં કહેવામાં આવ્યાં છે. (૧) સેરંથીક અર્થાત્ પ્રાથમીક ભિન્નભિન્ન પ્રવૃત્તિનું એકીકરણ કરવું તે, જેથી સર્વ માન્ય એક સર્વ વ્યાપી પ્રવૃત્તિ થઇ રહે ! જેમને કોઇ પણ ધાર્મિક, સાંસારીક, જ્ઞાનવિષયક એવી કોઈ પણ સંસ્થા, જેમાં ભિન્ન ભિન્ન વ્યક્તિઓને સમુહ બહુ એકત્ર કરવી, અને તેમનાં કલ્યાણ આદરવાં-લોકસંગ્રહઃ નો ગીતા ભાખ્યો પુણ્યભાવ આચારમાં મૂકવો. (૨) ઉચ્છેદક-અર્થાત્ ઉપરોક્ત સર્વ વ્યાપ્ત સંસ્થાને ભિન્નભિન્ન પ્રવૃત્તિમાં ચાવી નાંખવી છે. જેમકે કોઇ મનાતી અનેક કાળ થયાં મૂળ ઘાલી બેઠેલી રૂઢીઓનો સમુળો નાશ કરવો તે. હવે આંતરિક દૃષ્ટિથી એમ સમજાય કે કોઇ સ્થીત થયેલી રીતભાત, સારી વા નરસી, તેનો સંહાર કરવો. તેને મારવી. ધાતુને મારે છે તેમ-જેથી તે આત્મતત્વ પ્રતિ મળી પુષ્ટિમન્ત બને. (૩) વિઘ્નાત્મક-અર્થાત્ પ્રવૃત્તિમાં આડ ખીલી રૂપ પ્રવૃત્તિનાજ સમૂળા ઉચ્છેદ રૂપ. ટુંકામાં કર્મથી-અસ્તિત્વથીજ-અટકવાનો પ્રયત્ન.

હવે નિર્ણદ્વ અને સ્વતંત્ર કર્મો તે આજ કે જે વડે ધર્મની—જીવનની વૃદ્ધિ થઇ રહે ! જીવન પ્રકાશપૂર્ણ વિકાસ ધારણ કરી રહે—જીવન જીવીએ છીએ. બહુલાવીએ છીએ—આવો પરિપૂર્ણ સાક્ષાત્કાર થાય. ટુંકામાં 'આપણા ધંધાઓ આપણને ન હાંકે પરંતુ આપણે તેમને હાંકીએ' એવું જીવન જીવાય; અને આવા જીવનીય પ્રયોગ વડે પ્રજ્ઞ મનુષ્ય પોતાના ભાગ્ય પર સત્તા ચલાવે છે અને મૂર્ખ ભાગ્યને આધિન થાય છે. (પ્યારસેલ્સસ).

હવે સ્વાર્થ, પરાર્થ અને પરમાર્થ વિષે આપણે કંઈ કહીશું. આપણે સ્વાર્થનો ત્યાગ કરીજ શકતા નથી. સ્વાર્થ સાથે પરાર્થ સધાય તેને પરમાર્થ કહે છે. આપણી એવી ક્રિયા નથી કે જેમાં પરાર્થજ માત્ર થતો હોય, કારણે જેને એકલો પરાર્થ કહીયે છીએ ત્યાં એ તેના આચરણથી ઉત્પન્ન થતો આનંદ પણ આપણોજ સ્વાર્થ છે. કારણઃ—

બ્રહ્માંડ આતો ગૃહતાતનું છે,
લે છે સહુને સહુ કોઇ દે છે.
આધાર સૌનો સૌ ઉપરે છે,
આભાર સૌનો સૌની પરે છે.

આ દૃષ્ટિથી જોતાં સ્વાર્થ ત્યાગ કરનારા મનુષ્યો સ્વાર્થનો ત્યાગ ન કરતાં તેનેજ વિશેષ ઉલ્લાસ નિમગ્ન કરી રહે છે. કારણ એવું તો નજ હોઇ શકે કે જે મનુષ્ય અનેકનાં કલ્યાણ કરવા પ્રવૃત્તિ ધારણ કરે છે તે મનુષ્યને પોતાનું કલ્યાણ—શરીર, મન, આત્માનું કલ્યાણ—ન આદરે તેમ જો હોય તો તેનાં પર કલ્યાણનાં કર્મો કેવળ ફોકટજ ગણવાં. આત્મકલ્યાણ એજ પ્રથમ આદર્શ હોવો જોઇએ. અને તે દ્વારા લોકકલ્યાણમાં છુપી રહેવું એ ગીતાગાનનો અનાદિ રણકો છે. નિઃસ્વાર્થ કર્મયોગ આદરનાર મનુષ્યો તેનેજ કહી શકાય છે તે તે કર્મોમાંથી પરિણામ પામતા સિદ્ધિ અસિધ્ધિના સંસર્ગને त्यतेनक भुंजीथाः જેવુંજ ગણી રહે. કેટલાક કર્મયોગીઓને માટે એમ પણ કહેવાય છે કે તેઓ શરીરની દરકાર કર્યા વિના કર્મો કર્યે જાય છે. આવાં પોતાનાં શરીરની અવગણના કર્યા બાદ પ્રેરાયલાં કર્મો અન્તે તેના આયુને ક્ષીણ કરે છે. અને જે કાર્ય તેને હાથે વધારે જ્વલંત અને અર્થપૂર્ણ ભાવી ગૌરવવાળું યોજાવવાનું છે તેને પોતાના ક્ષણિક અસ્તિત્વ વડે ક્ષીણ કરે છે. કારણ એમર્સન જણાવે છે તેમ કર્મયોગી પુરૂષો કંઈ વારંવાર દેખા દેતા નથી, અને તેમની જગા તરતજ પૂરી શકે એવા અન્યજનો એકદમ ઉદ્ભવતા નથી. બીજી રીતે વિચાર કરશું તોયે જણાય છે કે આત્મા અને મનના વિકાસમાં શરીરનો બહિષ્કાર કરવો એવું કાંઇજ છે નહિ. શરીર પણ આશ્ચર્યની પરંપરા છે—a workshop of wonders—ની તેની Cosmic Immerssity અને

વિશાળતા અને Cosmic Dinersiby વિવિધતા એટલાં તો સબળ અસર કરનારાં છે કે ગીતા ભાષ્યનું एकस्थ सचराचर એ સૂત્ર તેમાંજ પર્યવસીત થયેલ છે એમ ગણીએ તો અસ્થાને નહિ ગણાય ! એક નાના Cell માંથી તેનું અસંખ્ય અનંત Cells નું બંધારણ થવું, તેમનાં વિવિધ કર્મો અને સંસ્થિતિ યોજાઇ રહેવી, એ સર્વના વિચાર આદરતાં શરીર એ કાંઇ નજીવી બાબત નથીજ કે જેનો વિચાર કરતાં, જેનું કલ્યાણ આદરતાં, જે વિષે સંભાળ અને સુશ્રુશા લેતાં. પાપ થયેલું ગણાય. તેને કેટલાક ધર્મોમાં–Tample of Goodsone–આત્માનું મંદિર કહેલું છે તે યે ખોટું નથીજ. અને ગીતામાંએ हृदेशे इश्वर स्तिष्ठति એ હ્રદય શરીર વિના કયાંથી સંભવે ? આમ શરીરમાં રહેલ પરમાત્મ પ્રભાને, શરીરને કષ્ટ આપી, નિસ્તેજ કરવી, આયુ ટુંકાવવું, કર્મ યોગમાં શિથિલતા ધારવી, અને અધુરૂં સર્વ મૂકી જવું, એ કર્મયોગીપણું નથીજ. ટુંકામાં તમારૂં પોતાનું શરીર જેટલું આશ્ચર્યની અને પ્રભુતાની ઉત્તમતાથી દેદીપ્યમાન છે તેટલુંજ, તેને અવગણવું મૂર્ખાઇ ભરેલું છે. કર્મમાં પૂજાભાવ રચવો હોય તો શરીરની ગણના કરવીજ પડશે. શ્રીકૃષ્ણ આવાજ નિર્બદ્ધ કર્મકાર તરિકે આપણી સમક્ષ વિલસે છે આત્મ વિભૂતિઓના વિકાસ અને લીનતા તેજ તેમનાં અગોચર કર્મો છે. જેને આવિર્ભાવ તિરોભાવ એ નામ આપેલાં છે. પરંતુ તે ઉભય તેમની Glsohute cons cvnsnend થી ભિન્ન છે–રે ! તેમની પ્રકૃતિનાં–આત્મમાયાનાં ભિન્ન દર્શન છે.

હવે કર્મ યોગ વિષે કંઇક વિચારણા આરંભીએ. કર્મયોગ એટલે કર્મમાં જોડાવું તે–કર્મને પકડવું. શારીરીક, માનસિક, આધ્યાત્મિક તેની આલોચના, કલ્પના, અથવા ક્રિયા આદરવાં. આથી ઉલટું કર્મને ત્યજી દેવું. અકર્મી થવું એ આવી શકશે અલબત્ સામાન્ય મનુષ્યની પ્રકૃત્તિ કાંઇ કર્મકૃત્‌ની ક્રિયા નહિ તે તો માત્ર કર્મવડેજ દોરાવાનું છે; કર્મને દોરાવાનું નથી. આમ હોવાથી કર્મયોગ તેનેજ કહી શકાય કે જેમાં મનુષ્ય કર્મથી અપકૃત ન થયો હોય, પરંતુ જેનાથી મનુષ્ય આત્મિક, આંતરિક શાન્તિ, સંસિધ્ધિ અને અક્ષુબ્ધતા સંપાદન કરી શકયો હોય. અને યોગ શબ્દનો અર્થ સ્વસ્થતા, આત્મ કેન્દ્રસ્થપણું, સિદ્ધિઅસિદ્ધિમાં અલોલુપતા, અવિકળતા, વિશ્રાન્તિ, નિશ્ચલતા, શાન્તિ; કર્મયોગની વ્યાખ્યા કોઇક આપે આપી શકાય કે આશાનિરાશા જેમાં વ્યક્તિગત કારણો વિના પ્રેરાયલું કર્મ જેને અવ્યક્તિગત કર્મ કહીશું. (Imperoval Action) આ વ્યાખ્યામાં તેવું કર્મ કરવાના પ્રયત્નો પણ અવ્યક્તિગત કર્મોજ લેખાશે.

ઉપર કહ્યું તેમ મનુષ્યની પસંદગી 'કરવું,' 'ન કરવું' એમાં રહેલી નથી, પરંતુ તે, સાધુયોદ્ધા જેવું કરવું કે જંગલી પ્રાણી જેવું, વેચાણ ગુલામ જેવું

કરવું મનુષ્યના મનુષ્યત્વને છાજતું કરવું, એમાંજ રહેલી છે. આ સ્થિતિનો શુદ્ધ સાક્ષાત્કાર કરી, મનનયુક્ત કર્મો આદરાય છે તેજ કર્મયોગ છે. અન્ય રીતે કર્મયોગની વ્યાખ્યા આમ આપી શકાય, કે તે કેવળ સ્વાર્થી હેતુઓનો ધ્વંસ છે. આ સ્વાર્થી હેતુઓને 'કર્મફલસંગ' કહ્યા છે—અર્થાત્ કર્મના પરિણામ પરથી પોતાની જાતને છૂટી પાડવાની અશક્તિ—અવ્યક્તિગત વિચારણાની તેમજ કર્તવ્યની અશક્તિ આથી કર્મફલથી ન દોરાયલો, અથવા કર્મફલસંગથી ન અદરાયલો એવો કર્મનો યોગ તેજ કર્મયોગ. કર્મફલસંગને કેટલાક કર્મસંગ ગણી કર્મમાત્રનો ત્યાગ કરી રહે છે. જે ઉપર કહ્યું તેમ મૂર્ખાઇ વિના અન્ય કાંઈજ નથી. સંન્યાસને યે ઘણા કર્મસંગથી મુક્તિ માને છે, અને ત્યાં અન્ય કર્મમાં દોષ દેખે છે. આથી આલસ્યના માર્ગને અનુસરી પોતે નષ્ટ થાય છે. આ સાથે વિચારવા જેવી વાત એ છે કે પરિણામનો વિચાર કર્યા વિનાજ કર્મો કર્યે જવાં તેનું નામ કર્મયોગ નથીજ! આવાં કર્મો કેવળ તામસીક કક્ષામાં મૂકી શકાય. અને તે માત્ર અધોગતિમાંજ પરિણામે. योगः कर्मसु कौशलम्—કર્મમાં કુશળતા એજ યોગ-કર્મના પરિણામની અવહેલના કરવાની નથી, પરંતુ તેથી નીપજતા આપણા પોતાના પર તેની સિદ્ધિ અસિદ્ધિના આરોહ અવરોહ, આઘાત વિઘાતોનીજ અવગણના કરવાની છે. અલબત્ આ કાર્ય ઘણું વસમું છે. તો પણ મનપર ધીમે ધીમે અડચણુ નહિંજ નડે. મનતો આપણો સેવક છે. સ્વામી થઈ પડયો છે. પરંતુ મન માત્ર અનેક અનુભવોની પરંપરા માત્ર છે, ને તેના સુંદાદા તે અનુભવો પરથીજ ઘડાય છે. આવો સ્વામી સામાન્યતઃ દુઃખમાં, કલેશમાં અને આત્મ સંકોચમાં લાવી મૂકે એ નિર્વિવાદ છે. જો મનપરનું સ્વામીત્વ પુનઃ પ્રાપ્ત થયું કે તરત જીવનકાર્ય automatically થવાનું, Instinct ઓળખાવાની Intintion ના પાઠો ઉકેલાવાના અને Reason શુદ્ધ થવાનું. અને તે વડેનાં કર્મો કર્મયોગની પરિપાક અવસ્થાનેજ ગણુશે.

ॐ श्री गुरु चरणे

---

## વસત પંચમીને દિવસે:—

ચાલો વિહરીએ !
વિશ્વનું ઉદ્યાન રમ્ય,
વિરાટ આનંદ સૌમ્ય;
મધુર અનિલ લહરી ધન્ય,
ચાલો વિહરીએઃ—

અપ તેજ વાયુ પૃથિવી,
છત્ર શી આકાશ સુરખી;
વિભવકેલી મચવી રૂડલી,
ચાલો વિહરીએ:—
ઋતુ રાજના રસદ્ર,
રસરાજ, કેરાં હાંદ્ર;
પ્રણયમગ્ન શા પ્રસાદ,
ચાલો વિહરીએ:—
વિહગ શાં પથે અગમ્ય,
સુયુત પાંખ્યથી અનન્ય;
રાસ ઉડ્ડયન અસંખ્ય,
ચાલો વિહરીએ:—
પંચમીનું પુણ્ય પર્વ,
રતિપૂર્ણ પીમળ, ભર્ગ;
જગતું ભવ્ય પ્રતિવર્ષ,
ચાલો વિહરીએ:—
પ્રિય પ્રેમસી નવે નૂર,
કુલ વિષ્ણુ લક્ષ્મી રૂપ;
અજબ પ્રીતિ લ્હાણુ પૂર,
ચાલો વિહરીએ:—
આશને ઉલ્લાસ ભર્યાં,
ઉર પ્રાણ પ્રસન્ન ઝર્યાં;
પ્રણય નીરપાન નર્યાં,
ચાલો વિહરીએ:—
પ્રભુના પ્રસાદ રૂપ;
આજનું મહા સ્વરૂપ;
પામ્યાં રંક યોગ સુખ,
ચાલો વિહરીએ:—
આત્મના વિલાસ નર્યાં,
પ્રેરના પ્રકાશ પૂર્યાં;
સભર દેહ—આત્મ તર્યાં,
ચાલો વિહરીએ:—

'પ્રણયી.'

# —મોહનું આવરણ અને પ્રેમનો પ્રકાશ—

"રે ! રે ! મોહજ, મોહનું જગત આ તેમાં ખરો સ્નેહ ક્યાં ?"

**કલાપી.**

૧

રાત્રી સમસમાટ કરતી ચાલી જતી હતી. સર્વ પ્રાણીમાત્ર શાન્ત હતાં. રાત્રીના ત્રણ વાગ્યા હતા. માત્ર છૂટા છવાયા તારાઓ સર્વ કોઈની પવિત્ર કે દુષીત વાતો ગંભીરપણે મૌનથી સાંભળી રહ્યા હતા. છતાં પણ મનુષ્ય અમે એકાંત છીએ, અમારી વાતો કોઇ જાણે સાંભળતુંજ નથી, એમ ધારી સારી વા ખોટી, જેને જેમ ફાવે તેમ વાતો કર્યે જતાં હતાં. મુંબાઈમાં ભૂલેશ્વર આગળ આવેલા એક માળામાં તેજ પ્રમાણે પિતાપુત્ર વાતો કરતા હતા.

સત્યવદનઃ—જુઓ, ભાઈ ! જો કે એ બાબતમાં મને નાતજાતનો કંઈજ વાંધો નથી, પણ તમે માત્ર બહારનુંજ સૌંદર્ય જોઇને આમ લગ્ન જેવી પવિત્ર ગ્રંથીથી એવી હલકા વર્તનવાળી સ્ત્રી સાથે જોડાઓ છો, તેનું પરિણામ ભાગ્યેજ સારૂં નિવડશે. વળી એકલી પત્નીજ હલકા વર્તનવાળી આપણા કુળમાં આવશે એમ ન સમજશો, પણ તેનાથી થયેલી સંતતી પણ તેવીજ થશે; અને આપણી સુધારામાં આગળ પડતી કોમને કલંક લાગશે.

મોહનઃ—પણ પિતાજી ! જુઓ, હવે તો જમાનો બદલાઇ ગયો છે, લગ્ન જેવી બાબતમાં માબાપે વચમાં પડવાની કંઈજ જરૂર નથી. હું હવે ઉમર લાયક થયો છું, સારૂં ખોટું વિચારવાની પરમેશ્વરે મને બુદ્ધિ આપી છે. તમે મારી ફિકર રાખો છો તેના કરતાં મને મારી ફિકર વધારે છે. તમે કહો છો તેમ એકલું બહારનુંજ સૌંદર્ય નહિ પણ, જુવો ! કે તે હાર્મોનીઅમ વગાડવું સારૂં જાણે છે, તેની સાથે ગાય છે પણ વધારે સારૂં. ગાવામાં તો તે આખા શહેરમાં વખણાયલી છે. તેનો કંઠ પણ ઘણો મધુરો છે, કુદરતીજ કંઠ મધુરો છે અને તે સદા એ મધુરો તેની ઘણીજ કાળજી રાખ્યાં કરે છે, ને ઘણું ખરૂં તે કંઠે કેળાં બાંધે છે. જો કે તે જાતે બ્રાહ્મણ છે, છતાં યે પોતાની ન્યાત મૂકી આપણી ન્યાતમાં આવવાનું કબુલ કરે છે, તેજ તેનો મારા પ્રત્યેનાં પ્રેમ અને ઉદારતા જણાઇ આવે છે. ભલે, તેની મુળ વાત ગમે તેવી હોય, તેનું આપણે કાંઇજ કામ નથી; આપણે ત્યાં આવ્યા પછી સૌ સુધરશેજ. ખરૂં જોશો તો એવી "બ્યુટી" (સુંદરી) કંઈજ મળી શકશે નહિ.

બિચારા સત્યવદન, રાત્રીના ત્રણ વાગતા સુધી પોતાના પુત્રની સાથે ઉજાગરો કરી, અનેક રગઝક કરી, કંટાળ્યા. છેવટે તેમનો મિજાજ ગયો. અને સખ્ત

ધમકી સાથે કહ્યું કે "ભલે, ત્હારે કરવું હોય તેમ કર, પણ યાદ રાખજે કે પહેલો તારો આ મારી સાત લાખની મિલકતમાંથી હક ઉઠાવી લેજે; હું મારી મિલકતનું કાલે સવારે 'વિલ' કરીશ, અને તેમાં તને મારી મિલકતનો બિન વારસ ઠરાવીશ." આ છેલ્લા શબ્દો કહી સત્યવદન પોતાના દિવાનખાનામાં જઇ સૂતા.

* * * *

૨

સાંજના ચાર વાગ્યા છે. આજે વસન્ત પંચમીનો દિવસ છે. સત્યવદનના માળામાં મોટા મોટા શેઠીઆઓ ભપકાદાર વસ્ત્રોમાં આમથી તેમ ફરે છે; અંગ્રેજી તેમજ પારસી ફેશનની રંગબેરંગી સાડીઓ પહેરી ઓઢવાના ખભા ઉપરને છેડે હીરા માણેક મોતીની મૂલ્યવાન 'પીન' ખોસી, અનેક જાતનાં અત્તરોની સુગંધી ફેલાવતી મહિલાઓ મોહનના વરઘોડાની શોભામાં વૃદ્ધિ કરવા સજ્જ થઇ હતી. મોહનનો વિવાહ એક કેળવાયલી પંદર વર્ષની છોકરી સુસીલા સાથે એકાદ મહિનાથી થયો હતો, અને આજ તેના લગ્નનું મુહુર્ત હતું, પિતાએ 'વિલ' સંબંધી વાત કર્યા પછી મોહને એકાન્તમાં વિચાર કરી જોયો, અને એને લાગ્યું કે "પિતાનો આ વારસો ગુમાવવો તે ઠીક નથી. હમણાં પિતાનું કહેવું માની આપણીજ ન્યાતની કોઈ એકાદ કન્યા સાથે માત્ર દેખીતું લગ્ન કરી લેવું, અને પછી જોઈ લેવાશે, ફરી બીજું લગ્ન કયાં નથી થતું." એ વિચારે તેણે આજે સુશીલા સાથે ધર્મ્ય લગ્ન કર્યું હતું.

* * * *

૩

દિવસો પર દિવસો જવા લાગ્યા. સમય જલના પ્રવાહ માફક મનુષ્યને ખબર નપડે તેવી રીતે ત્વરીત ગતિ કરી રહ્યો હતો. વૈશાખ જેઠ મહિનાની સખ્ત ગરમી પડતી હતી. સૌ કોઇ ઉકળાટથી બળ્યાં બળ્યાં થઈ જતાં હતાં. સાંજના છ વાગ્યાં હતા, ચોપાટીપર અસંખ્ય લોકોની આવજા થતી હતી. આ સમયે ચોપાટીપરના સત્યવદનના એક 'વીલા'માં એક યુવતી ચોધાર આંસુએ રડતી, હાથમાં કાગળ અને પેન્સીલ લઇ પત્ર લખતી હતી.

પ્રિય પિતાજી તથા માતુશ્રી—

વિશેષ મારી તબીયત સહેજસાજ સારી નહોવાથી આજ રાતના હું તમારા તરફ આવવા નીકળીશ. અત્રે મારી શારિરીક તેમજ માનસિક સ્થિતિ એકંદરે ઠીક ચાલતી નથી. દુનીઆના સુખ દુઃખનો થોડાજ દિવસોમાં મને અનુભવ થઈ ગયો છે. અને "આ સંસાર અસાર છે, અહહહા, એ શીખ આજે મળી." કેમકે "ભૂલોનીજ પરંપરા જગત આ, એવું દિસે છે પિતા!" એજ વધુ લખી તમને

ચિંતામાં નાંખવાં હું ઠીક ધારતી નથી; પણ "વ્હાલાં હાય! અરે! અરે! જગતમાં વ્હાલાં ઉરો ચીરતા !" એજ સૂત્ર મારા જીવને લાગુ થઈ રહ્યું છે. એજ.

લી. તમારી અભાગી પુત્રી સુશીલા.

* * * *

૪

સુશીલા પિતાને ત્યાં ગઈ તેજ દિવસે, સાંજના સાડા છ વાગતાં ગાયકવાડી રાજ્યના એક ગામમાં એક ત્રીસ વર્ષનો યુવાન અને છવ્વીસ વર્ષની યુવતીનાં કોર્ટમાં રજીષ્ટર કરાવી કાયદેસર લગ્ન થવાનાં હતાં. વાચક! કહેવાની જરૂર નથી કે આજની 'ફાસ્ટમાં' મોહન તથા તેના કેટલાક મિત્રો, મોહનના પુનર્લગ્ન સારૂ નવસારી ઉપડી ગયા હતા.

* * * *

"સૌંદર્ય એ ખલવું એતો પ્રભુનો ઉપયોગ છે, પણઃ—
"સૌંદર્યો પામતાં પહેલાં, સાંદર્ય બનવું પડે;
"સૌંદર્યો વેડફી દેતાં, ના ના સુંદરતા મળે."

- કલાપી.

રાત્રીના અગીઆર વાગે સત્યવદનના માળામાં એક યુવક સુંદર પલંગપર આડો પડયો છે. પાસે ચંપો, ગુલાબ, મોગરો એમ વિવિધ પુષ્પો પડયાં છે. આખા દિવાનખાનામાં વીજળીની 'લાઈટ' જળહળી રહી છે. યુવાનના હૃદયમાં આજ આનંદ માઇ શકતો નથી. પલંગની પાસે એક ખુરશીપર સૌંદર્યની દેવીશી મોહિની સુંદર રાગથી હાર્મોનીયમમાં, "મ્હારા નવન સલુણા સ્યામ હો! તમને શું કહીને બોલાવું" એ ગીત ગાઈ રહી છે. સૌંદર્યની દેવીનું પૂજન કરવામાં તે યુવાન તેનું સુંદર મુખ એકી નજરે જોઇ ગાંડો ઘેલો બની રહ્યો છે. પણ વાંચક! કોઈ કહેશો કે તે યુવાન શું પૂજતો હતો! શાણાઓ સમજાવે છે કે "અનીતિનો સડો હોય ત્યાં સૌંદર્ય ટકી શકતું નથી. નીતિ વગરના સૌંદર્યને કોઇ પૂજતું નથી, નીતિ વગરનું માનવી, ગમે તેવું સુંદર હોય તો પણ તેને કોઇ ચહાતું નથી. નીતિ વગરની રચના ગમે તેવી સુંદર હોય તો પણ તે કોઇને આનંદ આપતી નથી." "સઘળા ઉચ્ચ પ્રકારના સૌંદર્યમાં નીતિનું તત્ત્વ રહ્યું હોય છે," એમ એમર્સન કહે છે. ખરેજ.

"સૌંદર્ય દેહનું કે દેહીનું ?"

પ્રિય વાંચક! ભલે એ યુવાન દેહના કલંકી મોહ ભર્યું સૌંદર્ય મોહછાબમાં વિષ સામગ્રીથી પૂજે, પરંતુ શુદ્ધ સરળ અને સાત્વિક પ્રેમી જનોને તો તે સ્થૂલ પૂજન કિલ્મીષ ભર્યુંજ લાગશે, કેમકેઃ—

'સૌંદર્ય શોભે છે શીલથી,
'ને યૌવન શોભે છે સંયમ વડે !" ન્હાનાલાલ.

સદ્ગુણ વિનાનું સૌંદર્ય સુવાસ વિનાના પુષ્પ જેવું સુંઘતાંજ નીરસ લાગશે. સુંદર પુષ્પ જોઇ તેના સુવાસની કોણ ઈચ્છા નહિ રાખે ?

'જેમ ફૂલડામાં ફોરમ,
'તેમ સૌંદર્યમાં આત્મપ્રભા." ન્હાનાલાલ.

એકલા દેહના ગૌર વર્ણનેજ સૌંદર્ય કહી શકાયે નહિ, પણ

"સૌંદર્ય આત્માનાં યતે,
"ને શરીરનાં યતે;
"ઉપવનમાંના ફૂલડાની પેઠે,
"માનવીનાં ઘાટ, રંગ અને ફોરમ.
"એ ત્રણ નો ભપકાર તે સૌંદર્ય." ન્હાનાલાલ.

પ્રિય વાંચક ! યાદ રાખજો કે તમે કોણ છો ? તમે પરમ પવિત્ર યશસ્વી સીતા અને રામનાં બાળકો છો, એ પરમ કલ્યાણકારી દમ્પતીનું વૃત્તાંત જ્ઞાનીથી તે મૂર્ખ સુધી કોઇનું અજાણ્યું નથી. તે સંભારો, અને એક પતિ અને એક પત્ની એ સુંદર વ્રતની ભાવના તમારા દિલમાં જાગૃત કરો. પ્રિય વાંચક, બ્હેનો 'તમે સ્ત્રી નથી, તમે પુરૂષ નથી, પણ પુરૂષની માતા છો.' એ મહાન્ આત્મ ગૌરવ તમે ભૂલી ન જાઓ. તમે સ્ત્રી થઇ મોહાંધ પુરૂષોનો મોહ વધારવામાં સહાયભુત થઈ તમારીજ બ્હેનેને ગળે છરી મૂકશો, પ્રભુ જે સ્થિતિમાં રાખે તે સ્થિતિમાં સરળતાથી અને ગૌરવથી રહેવું તેજ સારૂં છે. આમ છે તો પછી મોહ અને તૃષ્ણાના તાણમાં તણાવું તો તે પથ્થર પોતાના પગપર નાંખવા જેવું છે. આપણે જાતેજ અકલ્યાણનો માર્ગ ગ્રહણ કરીએ છીએ એવું કાં ન સમજવું ! પ્રભુએ આપેલા સૌંદર્યની બક્ષીસનો સદુપયોગ કરતાં શીખો, કેમકે, જે જે ઐશ્વર્યવાળું હો, શોભીતું વા પરાક્રમી,

'તે તે તું જાણજે મ્હારા.'થયેલું તેજ અંશથી. સમશ્લોકી ગીતા.

* * * *

૬

રાત્રીના બે વાગ્યા છે. સર્વ પ્રાણી માત્ર શાન્ત છે. માત્ર પવનના સુસવાટાથી પાસેના ઝાડનાં પાંદડાંનો ખડખડ અવાજ આવ્યા કરે છે, અને અત્યાર સુધીની સૃષ્ટિની અનુપમ શાન્તિનો ભંગ કરે છે. મહાબળેશ્વરમાં આવેલા એક ભવ્ય મકાનમાં એક ઝીણો દીવો બળે છે. દીવાથી થોડેક દૂર એક સુંદર પથારી છે, તેમાં એક નાજુક હાડપિંજરશી બાળા સુતી છે અને:—

"હૃદય પર હા! તે બાળાએ સુબાહુ મુકયા હતા."
"દિસતીજ હતી બાલા એતો અવર્ણ્ય મનોહરા."

પવિત્રતાની મૂર્તિ જેવી બાળા પથારીમાં સુતી છે. અને તેની પાસે તેનો પિતા બેઠો છે. એના ચિંતાતુર ચ્હેરો અને શાન્ત શ્વસોશ્વસ લેવાની ક્રીયા જણાવે છે કે સુતેલી બાળાની માંદગી ગંભીર છે. વાચક! એ બાળાને તેં ઓળખી? તે આપણી સુશીલાજ હતી। તે દિવસે શ્વસુરગૃહમાંથી પિતાને ત્યાં આવ્યા પછી તેના હૃદયમાં ચિંતાએ પૂર્ણ વાસ કર્યો હતો. તેની પ્રકૃતિમણ દિવસે દિવસે બગડતી ગઇ. ડોકટરે ચિકિત્સા કરી કહ્યું કે ક્ષયની અસર વ્યાપી ગઇ છે. અને તે મટવા સુંદર હવાની જરૂર છે. ડોકટરની સલાહથી તેના પિતા તેને મહાબળેશ્વર લાવ્યા હતા.

* * * *

૭

"હશે શું જીવ પોતાનો વ્હાલાંથીય વધુ? અરે!
જુઓ, ન્હાસે મ્હણે સિંહ સુતી સીંહણ છોડીને."

કલાપી.

રાત્રીના બે વાગે ભુલેશ્વરમાં આવેલા માળા પાસેની કપાસની વખારમાં અગ્નિ સળગી ઉઠવાથી માળામાં પણ અગ્નિદેવની કૃપા પ્રસાદી પહોચી ચુકી હતી. શું વળી અગ્નિદેવની તે કૃપા હોય? હા.

'કુદરત કૃતિ સર્વદા હેતુવાળી'

માળામાંથી ધુમાડાના ગોટેગોટ નીકળવા લાગ્યા. માળાનો ઘણો ભાગ ભસ્મીભૂત પણ થઇ ગયો હતો. માત્ર દમ્પતી સુતાં હતા તેજ રૂમ સહીસલામત રહી હતિ. ત્યાં પણ ધુમાડો ઘણો ધસી આવતો હતો. નાકદ્વારા મુખમાં ધુમાડો પેસવાથી મોહન ગુંગળાઇ ઉઠયો. આ સર્વ પ્રકાર જોઈ ભયભીત બની ત્યાંથી નાસી છુટવા દોડાદોડ કરી રહ્યો. અત્યારે પોતાની જીંદગી બચાવવામાં તેનું બુદ્ધિબળ પણ ચાલ્યું ગયું હતું. છેવટે તેને અગાસીમાંથી ઉતરી પડવાનો લાગ જણાયો. પોતે ઉતરી નાસી છૂટયો. માત્ર તેની હૃદેશ્વરીને મોહિનીને અગ્નિદેવની આહુતિ સારૂ પલંગપર સુતિજ રહેવા દીધી હતી.

* * * *

૮

પ્રાતઃકાળ થવા આવ્યો હતો. કુદરતનો મીઠો પવન સર્વ કોઇને આનંદ આપી રહ્યો હતો. દૂર દૂર જંગલમાંથી કવચિત્ કોકીલાની મીઠી મીઠી ધીરી બંસરી સુણાતી હતી. અને:—

"નયન ઉઘડયું પેલું ઓજસ્વી નવલ પ્રભાતનું,
જગત ભરતું વ્હાલા ! જો તેજ ઉતરે તાતનું."

આ સમયે એક દુઃખી અબલા ભુખ અને થાકથી કંટાળી ગયેલી, પહેરેલું વસ્ત્ર ઝાડીના કાંટામાં ભરાઇ ફાટી ગયેલું, શરીર પર પણ કાંટાના ઉઝરડા થયેલા, એવી ભાગ્યવસાત્ દુઃખીયારી થયેલી સ્રી, ચાલી આવતી હતી. કયાં જવું, અને શું કરવું તેની સુજ ન પડવાથી, વચમાં વચમાં ઉભી રહી કરૂણ સ્વરથી રૂદન કરતી હતી.

"નથી પગલાં ઉપડતાં મારાં,
"થાકે આવે છે આંખ અંધારાં;
"પંથ પૂરો થતો નથી આજે,
"વાધું ત્યાં હું વધે વનવાટે.

જેમ જેમ સૂર્યોદય થતો હતો તેમ તેમ તેના હૃદયમાં આશાના કિરણો કંઇ સ્ફૂરતાં હતાં. થોડેક દૂર ચાલી ત્યાં તેને દૂર એક શિવાલય પડયું. પણ ત્યાં ખાસ કોઇ વસ્તી જોવામાં આવી નહિ. આટ આંટલું ચાલતાં છતાયે હજુ સર્વ નિર્જન ને નિર્જનજ ! છેવટે નિરાશ થઇ ત્યાં બેસી પડી. પોતાનાં અનેક કર્તવ્યની ઝાંખી નયન આગળ તરવરતી લાગી. અને અન્તે અબળા તે અબળાજ ! પોતાનીજ ભુલો પોતાથી સહન ન થઇ શકી. છેવટે મોટેથી પોકારી ઉઠી.

'પાપકર્મથી કોણ ઉગારે ?' સામો પ્રતિઘોષ થયો. "એક ઇષ્ટ અંતર્યામી !" સ્રી ચમકી; આસપાસ જોયું, કોઇજ દીઠું નહિ. પુનઃ બોલી, "ભવસિંધુ કોણ તરાવે ?" પ્રતિઘોષ થયો. 'એક ઇષ્ટ અંતર્યામી !'

પ્રાતઃકાલમાં શ્રી ઇષ્ટદેવીની પૂજા કરવા આવેલી સાધ્વીએ દુઃખી સ્રીનો અવાજ સાંભળી, જાણે અજાણે પણ દુઃખીને દિલાસો આપવાની પોતાની ફરજને સમજી, શિવાલય પાછળથી આવતો સ્વર સાંભળી, પતીતને પાવન કરવાનો પોતાને જીવન ઉદ્દેશ ચિત્ત ધરી તે સ્રીના ગીતનો ઉત્તર આપતી, તેની પાસે સર્વ તપસ્વિનીઓ જઇ પહોંચી. અને ત્યાંથી તેને પોતાના મઠમાં લાવી, તેને આશ્વાસન આપવા લાગી. અનેક રીતે તેની સારવાર કરી આનંદથી તેને જમાડી, થાકેલી હોવાથી થોડાક વખત તેને આરામ લેવા સૂચવ્યું આ રામ લઈ ઉઠયા પછી તે સ્રી બધી તાપસીઓને પૂછવા લાગી "આ સર્વ મ તાએ. કોણ છો ? મ ને લાગે છે કે તમે કોઈ માનવી નહિ, પણ સ્વર્ગથી ઉતરી આવેલ દેવીઓ છો !"

એક તપસ્વિની 'હા' એમજ છે

" હમે સ્વર્ગથી સંસાર તટે ઉતર્યા રે લોલ;
" હમે વિશ્વના સંતાપ બધે ફેડીયેરે લે લ;
" હમે ઉતર્યાં રોતાનાં આંસુ લુંછવારે લોલ.

" દુઃખી માનવીનું શીર અંક રાખીએરે લોલ:
" તપ્યાં માનવીને છાંય શીળી આપીએરે લોલ:
" અમે સ્વર્ગને સંસારમાં ઉતારીયેરે લોલ: "

જગત્ જેને વિધવા કહે છે, અને સંસારીઓ જેને નિષ્કર્મ જીવન ગાળવા ફરજ પાડે છે એવા વિચિત્ર જગતનાં રૂઢિબંધનને તોડી અમે જનહિતાર્થે જીવન વહન કરનારી સાધ્વીઓ છીયે કેમકેઃ—

"ન કર્મો આદર્યાથી કો નિષ્કર્મી થતું નથી;
અને સન્યાસથી માત્ર સિદ્ધિ કો પામતું નથી."

સમશ્લોકી ગીતા.

આ ન્યાયે અમો અત્રે કર્ત્તવ્યમય જીવન ગુજારીએ છીએ, અને અમારામાં અને સંસારીઓમા માત્ર એટલોજ તફાવત છે કે સંસારીઓના કર્મમાં અન્તે ફળની તૃષ્ણા રહેલી હોય છે. ત્યારે હમે ગીતા ભાખ્યા.

" કર્મમાંજ અધિકાર તાહરો
ના, નથી ફલમાંહિ તે કદી."   એ સુત્રાનુસાર.

જીવન ગુજારીએ છીએ. સર્વ પ્રકારના લોભ અમે તજી દીધા છે. જેથી ફળની પણ વાસના હમને નથી."

સાધ્વીઓનાં આવા પુણ્યમય જીવનની કથા સાંભળી તે સ્રીને તેમના પર પૂજ્યભાવ ઉત્પન્ન થયો અને પોતાના કર્મની સ્થિતિ સાંભરી આવવાથી તે અશ્રુપાત કરવા લાગી. તેને રૂદન કરતી જોઈ સાધ્વીઓએ તેને તેના દુઃખની કથની કહી સંભળાવવા આગ્રહ કીધો. તે સ્રી બિચારી પોતાનાં પાપ કર્મની કથા કહેતાં ઘણોજ સંકોચ પામવા લાગી. અને કહેવા લાગી કે મારાપર દયા લાવી મને મારા પાપજન્મની કથા ન કહેવા દેતો આપ સર્વ માતાઓનો મારા પર અતિ ઉપકાર થશે; કેમકે મારી કથા અતિ કિલ્મીશભરી છે. મારૂં પાપકર્મ સાંભળી આપ મને ક્ષમા પણ આપી શકશો નહિ. મને મારાં પાપનો અત્યારે અતિ પસ્તાવો થાય છે."

સાધ્વીઓઃ-પસ્તાવો થાય છે એજ પુણ્યમય બનવાનો માર્ગ છે. કેમકે

"હા, પસ્તાવો વિપુલ ઝરણું સ્વર્ગથી ઉતર્યું તે,
"પાપી તેમાં ડુબકી દઇને પુણ્યશાળી બને છે,"

કલાપી.

પાપી માણસને હમે ધિક્કારતાં નથી, કેમકે સ્વામી રામતીર્થ કહે છે કે "પાપને ધિક્કારો, પાપીને નહિ." આથી કોઇ પણ વાતે સંકોચ રાખ્યા વિના સર્વ વાત કહી નાંખો, અને મનનો મેલ ધોઇ નાંખો.

સ્ત્રી અતિથી—જેવી રીતે અંગ્રેજ લોકમાં પાદરી આગળ 'કન્ફેશન' કરવાની રીત છે, તેવીજ રીતે હું પણ તમે સાધ્વી માતાઓ આગળ મારાં પાપકર્મ કબુલી દઉં છું, મારો જન્મ જ્યાં શોખીન લોકો, ફકકડ વિલાસી લોકો, વસે છે એવા એક શહેરમાં થયો હતો. મને સૌંદર્યનું ઘણુંજ અભિમાન હતું. હું હંમેશાં ફેશનના ભપકામાં આખા શહેરમાં ફરતી. મારી માતા ઉસ્તાદથી ગાયન ગાઈ જાણતી. કોઇને ત્યાં અમુક સારો પ્રસંગ હોય તો મારી માતાને ગાવાને માટે લોકો આમંત્રણ કરતા. હું પણ એ કળામાં દિવસે દિવસે વધુ પ્રવીણ થતી ગઈ. મારી માતા સાથે હું પણ ગાવા જવા લાગી. અને ત્યાંથી હું ધીમે ધીમે અનીતિના માર્ગમાં ઘસડાવા લાગી. વીસેક વર્ષની થઈ ત્યાં લોકલાજે (કારણ મને ગર્ભ રહ્યો હતો) મારી ન્યાતનાજ એક છોકરા સાથે મારૂં લગ્ન કર્યું. ત્યાં મેં તરતજ એક પુત્રીને જન્મ આપ્યો. થોડા માસમાં તે મરણ પામી. મારા સસરામાં મારી ખરાબ ટેવો ચાલુજ હતી. ત્યાં પતિ સિવાય અન્ય કોઈજ નહતું. તે બિચારા બહુજ ભલા હતા. એક દિવસ મારા દુષ્ટ વર્તનની તેમને ખબર પડી, જેથી આખો દિવસ અમારા બે વચ્ચે ઘણીજ તકરાર ચાલી. છેવટે હું તેનું ઘર તજી મારા પિતાને ઘેર આવી; માફ કરજો, આર્ય બાળકોને માતપિતાના દોષો જોવા એ અધર્મ્ય છે પરંતુ મારૂં આખું યે જીવન દુષ્કર્મમય બનાવનાર મારા માતા પિતાજ છે. મને ખરાબ રસ્તે જતાં અટકાવવાની તેમણે જરાયે કોશીશ કરી નથી. થોડા દિવસ પછી મારા પતિ મરણ પામ્યા. અને હુ હવે સમજવા લાગી કે મારી અનીતિનો રસ્તો હવે નિષ્કંટક થયો. પતિ મરણ પછી ચારેક વર્ષ મેં આમ તેમ વીતાવ્યા અને કોઈ અજાણ્યું પૂછતું તો તેને હું અવિવાહીત છું એમ જણાવતી ભોગ જોગે મારા પાપનો ઘડો અધુરો હતો તે ભરાવા મને મોહમયી મુંબાઇ નગરી જોવાનો પ્રસંગ મળ્યો. મુળ તો તે વિલાસી નગરી છે. અને તેમાં દિવાળીના તહેવારો હોવાથી મોહ અને વિલાસની કશીજ કમી રહી ન હતી. મુંબાઇમાં હમે ઉતર્યાં હતાં. તેનો યુવાન પુત્ર મારા સૌંદર્યપર મોહીત થયો, અને મારી સાથે લગ્ન કરવા ઇચ્છા જણાવી. હું પણ લક્ષ્મી અને વૈભવથી લલચાઇ, તેની સાથે લગ્ન કરવા કબુલ થઈ તેના પિતા આ બાબતમાં આડા પડયા. અને પોતાની સઉ મિલકત બીજાને સોંપી દેવા તૈયાર થયા. પિતાની સાત લાખની પુંજી છોડતાં તેનો જીવ ચાલ્યો નહિ. અને માત્ર નામનુંજ લગ્ન તેની પોતાની ન્યાતની એક પવિત્ર કન્યા સાથે કર્યું અને ફરી લગ્ન હિંદી કાયદાને બાધ ન આવે તેવી રીતે ગાયકવાડી રાજ્યમાં મારી સાથે કર્યું. તેની અર્ધ પરણિત સ્ત્રીને મે છેહ દીધો તેણે બિચારીએ પતિસુખ દીઠું ન દીઠું ત્યાંતો મારા જેવી ઝેરી નાગણે તેના હૃદયને ડંશ દીધો. અને તેનું સર્વ જીવન વિષમય કરી દીધું."

વાચક ! ઉપલી દયાજનક કથની સાંભળી તને તે સ્ત્રીની ઓળખ તો પડીજ હશે, તે સ્ત્રી મોહિનીજ હતી ! મોહન તેને બળતા માળામાં એકલી સુવાડી નાસી છુટયા પછી થોડીજવારે તે પોલીસની મદદથી બહાર નીકળી બચી શકી હતી અને મોહનની શોધમાં તે રસ્તો ભુલી પડી ઘણેક દૂર અરણ્યમાં ભટકતી ભટકતી આ શિવાલય આગળ તે આવી પ્હોંચી હતી.

*

૯

નિશ્વાસ મુકતી સુશીલા આરામ ખુરશી પર સુઇ : ઘડીકમાં ન્યુસપેપર વાંચતી તો ઘડીકમાં વિચારમાં પડી જતી વળી ઘડિકમાં નિશ્વાસ નાંખી બોલતી કે 'જીવીશ બની શકે તો એકલાં પુસ્તકોથી ' ખુરશીની એક બાજુએ ભીંતપર મોટો તકતો લટકાવ્યો છે ને તેમાં સુશીલાનું પ્રતિબિમ્બ પડી રહ્યું છે. પાછળથી તે પ્રતિબિમ્બનું નિરિક્ષણ કરતો કોઈ યુવાન ચાલ્યો આવતો હતો. સુશીલાની નજર તે તરફ પડી. અને તે જોઇ ભયભીત બની. તરતજ તે યુવાન તેની પાસે આવી બોલ્યો.

"દુર્ભાગ બાલે ! સુભગા બની તું, હૃદય તું કયમ ધડકે છે ?
"પ્રેમની અંતરમાળ આરોપી, હા તે વ્હાલો તે છે ?

આટલે બધે દિવસે પણ પતિએ પોતાની સંભાળ લીધી તેથી સુશીલાના દિલમાં આભારની લાગણી ઉભરાઇ આવી. હૃદય ભરાઇ આવ્યું, અને આંખમાંથી હર્ષાશ્રુ વર્ષવા લાગ્યાં. યુવાન તેનાં આંસુ લુછી આશ્વાસન આપવા લાગ્યો અને કહેવા લાગ્યો, 'દેવિ ! સુશીલા ! દૃષ્ટિ ઉંચી કર અને જો કે તારો પ્રથમનો મોહ મોહન અત્યારે નથી, પણ અત્યારે હું પુનર્જન્મ પામ્યો છું, "હૃદય મારૂં અરીસો છે. ઉઘાડી તું ભલે જો તે !"

વાચક ! આગમાંથી નીકળી છૂટયા પછી મોહન મોહિનીને તેમાંજ બળી ગઇ માની માત્ર સુશીલાની શોધમાં પડયો. તેના તરફ પોતે બતાવેલી અત્યંત ક્રુરતાનું તેને ભાન થયું, અને અતિ પશ્ચાતાપ કરવા લાગ્યો. આ પશ્ચાતાપના તાપથી તેનો લગ્નભાવ શુદ્ધ થયો અને એ શુદ્ધતાવડે મોહિનીનો મોહ નષ્ટ થઈ પ્રેમનો પરિમલવન્તો પ્રકાશ તે ન્યાળી રહ્યો. આજ એજ પ્રકાશનો દોર્યો તે સુશીલાની પાસે આવી ચડયો હતો. અને પોતાનાં શુદ્ધ પ્રેમનો તાદ્દશ્ય ચિતાર દાખવી રહ્યો હતો. સુશીલા તે જોવા મગ્નરૂપાથી બની હતી.

* * * *

૧૦

આજે શિવરાત્રીનો મહોત્સવ છે. નાના બાળકો પણ આજ ફલાહાર કરી રહ્યાં છે. આજના પવિત્ર દિવસે મહાદેવજીના દર્શનાર્થે ભાવીક જનો પોતપોતાના મહો-

હલાના શિવાલયમાં જાય છે. મહાદેવના બાજુ ઉપર ઘીનાં કમળ વ્હડી રહ્યાં હતાં. સાંજના સાત વાગ્યા હતા. આ વખતે આપણી સાધ્વીઓના શિવાલયમાં સર્વ તાપસીઓ હરિકિર્તન ગાઇ રહી છે. એકાએક શિવાલયના ઓટલા આગળ ગાડીનો ખખડાટ સંભળાયો ને સર્વના ચિત્ત એકીજ વખતે તે તરફ ખેંચાયાં. પ્રથમ ગાડીમાંથી એક યુવાન ઉતર્યો અને પાછળથી તેની સહચારિણી ધર્મપત્ની ઉતરી પણ તે યુવતીના હાથમાં પ્રફુલ્લીત સુકુમાર પુષ્પ જેવું શું હતું ? તે તેનો પાંચ માસનો બાળક જીવનચંદ્ર આજ શિવરાત્રી હોવાથી બાલક લઇ દમ્પતી શિવ દર્શનાથે અત્રે આવ્યાં હતાં. દમ્પતી શિવાલયમાં જઇ મહાદેવનું સ્તવન કરવા લાગ્યાં. સ્તુતિ કરી રહી જલાધારીમાંથી નમણુ લઇ પુન પાછાં ફર્યાં. પાછા ફરતાં સર્વ સાધ્વીમંડલને ઉભય દમ્પતી નમસ્કાર કરી રહ્યાં પણ અત્યારે આ સાધ્વી મંડળમાં શું નિહાળી મોહન આમ તાજુબ બની ગયો હતો ! હા, અહીં સાધ્વીના વેશમાં મોહિની હતી ! મોહિનીને તેણે ઓળખી તેને મોહિનીએ ઓળખ્યો ઉભય એકમેક તરફ જોઇ રહ્યાં મોહિની મોહન, સુશીલા તથા જીવનચંદ્ર સર્વની બીના સાધ્વીઓને પરીચીત થઈ. મોહિનીએ સુશીલાની મોહને મોહિનીને પોતાને ત્યાં આવવા નિમંત્રણ કર્યું અને સાથે જણાવ્યું કે તને આમ તરછોડવી એ એક વાતે અધર્મ છે. અને તેથી હું પ્રભુજીના દરબારમાં પાપી ઠરીશ મોહિનીએ તેની શંકાનું સમાધાન કર્યું અને જણાવ્યું કે તેમાં તમને કાંઈજ પાપ નથી. કેમકે "પ્રભુજીના દરબારમાં તો આત્મદાનને લગ્ન કહે છે." આપણું 'આત્મલગ્ન' થયું નહતું. આપણું તો માત્ર 'મોહલગ્ન'જ થયું હતું. આત્મલગ્ન તો આજ તમારી ક્ષમાદેવી સુશીલાએજ કર્યું હતું, પ્રભુ એ તમારૂં લગ્ન સદા અખંડીત રાખે, પુનઃ મારે મૃગજલ જેવા સંસારમાં ફાંફાં મારવાં નથી.

" નથી નથી મુજ તત્વો વિશ્વથી મેળ લેતાં.
હૃદય મમ ઘડાયું અન્ય કો વિશ્વ માટે. "

સૌ. કનુબહેન.



# આધુનિક પરિસ્થિતિ અને ભાવી દર્શન.

લેખક રા. રા. મંજુલાલ જમનારામ દવે. M. A.

(૨)

ધર્મદર્શનની વિરલ ભાવનાનો મણકો કાંઈક પૂર્ણ થતાં 'રાજ્ય' ભાવના જન્મપામી. અને અનેક પ્રશ્નની પરંપરા ચાલી રહી. આપણે યુરોપીઆ કલ્પશું ? આપણે રામરાજ્ય માપશું ? 'રાજ્ય'ની ખાતર આપણે શું ઇચ્છીશું વારૂં ? સ્વરાજ્યજ ઇચ્છીશું એ એક સુંદર વિચાર છે. પરંતુ સ્વરાજ્ય સામ્રાજ્યના અંગ રૂપે-અંશ રૂપે; જેમ સમષ્ટિના અંગ રૂપ વ્યષ્ટિ છે તેમ. "The snapping of the link between India and England would be welcomed by the separatists as a success. I should deplore it as a failure-not merely as a failure from the standpoint of England, or of India, but as a very serious 'set back to the evolution of mankind towards its organic Destiny."

દરેક પ્રકારનાં રાજ્યતંત્ર—Absolute monarchy, Limited monarchy, and the Republic, Aristocratic, oligarchie and,

Democratic,—રાજા પ્રજાના શ્રદ્ધાપૂર્ણ અભિપ્રાય પર આધાર રાખે છે, એ અભિપ્રાય જેટલો ભવ્ય, વિશાળ અને સુંદર તેટલોજ રાજા પ્રજાનો સંબંધ વિશેષ અનુકૂળ અને સચોટ; તેટલીજ રાજા પ્રજાની સંગીત વીણા અનુગુણ સુરભરી, આ અભિપ્રાય હમેંશ યોગ્ય અને ઉચ્ચ કેળવણી પર આધાર રાખે છે. જેમ કેળવણી વધારે સંગીન તેમજ એ અભિપ્રાય-ભાવના પણ સવિશેષ સંગીન અને બલવત્તર, આપણે કેળવણીમાં હજુ ઘણા પછાત છીએ. જ્યાં સુધી કેળવણીમાં સેંકડે આઠ પુરૂષો અને સેંકડે ૧ સ્ત્રીનું કેળવણી પામેલું પ્રમાણ છે ત્યાં સુધી તો આપણી કેળવણી અતિ કનિષ્ઠ પ્રકારનીજ ગણી શકાય ! પરંતુ એક પ્રશ્ન આ એ ઉદ્ભવે છે કે હાલમાં અપાતી કેળવણી શું આપણને પથ્ય છે ? કેળવણી લેવી જોઇએ, અને તે પણ તદન છૂટથી એ વિષય પરત્વે બે મત છેજ નહિ. પરંતુ એ કેળવણી કેવા પ્રકારની જોઇએ તેજ માત્ર પ્રશ્નગ્રસ્ત બાબત છે. જેને Liberal arts ગણી આપણને કેળવવામાં આવે છે તે આપણી રૂઢિઓ ભરી રોતડ સ્થિતિમાં જરાયે યોગ્ય છે ખરૂં ! આપણું બી-એ. વા એમ. એ થવાનો મુખ્ય હેતુ નોકરી નથી હોતો ? અને તેનો આધાર અને અન્તિમ નિર્ણય ખાસ મોટી વગસગ ઉપર નથી થોભતો ? અને તે યે કોની ? સરકારની નોકરીમાં વિરાજતા પોતાનાજ સગાવહાલાંઓની, આમ થતાં કદી એવી વગસગ નજ હોય તો બિચારા ભણેલા ગૃહસ્થને ફાંફાં મારવાં પડતાં નથી ? તેને આખું જીવન

ભણવું સર્વ જીવન-હાની રૂપ નથી લાગતું ? માસ્તરની નોકરી સિવાય એની બીજે લાયકાતે ક્યાં ? એક તો વ્યર્થ મગજમારી, પૈસાની ખુવારી, સમયનું બલિદાન અને બીજું સર્વ સ્થળથી હાડે હુતુના પુકારો. એ સિવાય સામાન્ય સ્થિતિના બી. એ. એમ. એને માટે કોઈ આશ્રમ છે ખરો ? કુટુંબનો બહોળો વિસ્તાર હોય, તેમનો નિભાવ કરવાનો હોય, પોતાની ઉમરનો વધારો હોય, અને કેળવાયલો ગૃહસ્થ આમથી તેમ અનેક-ઓફીસરોને ત્યાં ભીખ માંગતો હોય, એવી કફોડી સ્થિતિ આપણે ત્યાં નથી ? બી. એ બનાકે મેરી જીંદગી કયું બરાબર કીઈ, " અને એમ એ બનાકે, મેરી મીટ્ટી કયું ખરાબ કીઇ ? એ સૂત્રો સામાન્ય સ્થિતિના વગસગ વિનાના ગ્રેજ્યુએટોને માટે સત્ય નથી લાગતાં ? વસ્તુસ્થિતિ આમ હોવાથી, તથા જાણેલું સર્વ પાછલ જીંદગીમાં કાંઇજ કામમાં ન આવતું હોવાથી એ અવિદ્યારૂપ ટાળી ન શકાય ? આપણા ફૂલડાં જેવાં બાળકોનો પરીક્ષાઓ જેવી ક્રુર રાક્ષસીઓથી જીવનરક્ષા બચે એવી કાંઈ મીઠી યોજના ન યોજાય ? રાજ્ય એ બાબત પોતાની ફરજ સ્હમજી પ્રજા મતને ન કેળવી રહે ? કારણ રાજા અને પ્રજા ઉભયને તે દ્વારે ફાયદો છે એતો ચોખ્ખી ખુલ્લા પ્રકાશ જેવીજ વાત છે ! નામનીજ માત્ર Liberal ને બદલે કોઇક દેશને વિશેષ વાત ઉપયોગી Te hnical સૌદ્યોગ પરાયણ આદેશ કેળવણીનો ન હોવો જોઈશે ? આ દેશનીજ રગ જોઈ, તે જાતની કેળવણી વિશેષ લાભપ્રદ નથી લાગતી ? આ કેળવણી માત્ર ઓફીસમાં કારકુનો બનાવવાની ખાતરેજ પ્રથમ તેના યોજનારે નથી યોજી ? ઇતિહાસ જુઓ અને ત્યાં આ કેળવણીનો ઉદ્દેશ મળી આવશે ! કારકુનો વધી ગયાં છે અને તેથીજ હવે કેળવણીનું સ્વરૂપ બદલાવું ઘટે છે. માસ્તરની નોકરીમાં પણ તેઓ નથી લાયક ઠરી શકતા. કારણ બી. એ. એમ. એ. થયા પછી પાછું તેમને શિક્ષક કેમ બનવું છે તેનું શાસ્રીય જ્ઞાન શીખવાની જરૂર પડે છે. આજ બતાવી આપે છે કે અમુક ચોકકસ ધંધાની ખાતર આ આર્ટસ લાઈનનો પ્રયોગજ નથી. અને તેનો હેતુ મનુષ્યને પોતાના પગ પર ઉભતો કરવાનો છેજ નહિ. પરંતુ જે અસંખ્ય આપણા પગથી માથા સુધી વ્યાપી ગયેલ છે તેનીજ માત્ર વૃદ્ધિ કરવી એજ તેનો ઉદ્દેશ જણાય છે. કારણ બ્રાહ્મણોની ભીખ કરતાં આ વિશેષ કેળવાયલા લોકોની ભીખ કાંઈ ઓરજ જણાય છે. સાંભળ્યા પ્રમાણે પશ્ચિમના દેશોમાં બાળકોને બીજા ત્રીજા ધોરણથી કદાચ અભ્યાસ છોડવો પડે તોયે તે બાળક વસ્તુતઃ એવી કેળવણી લઇને નીકળ્યો હોય છે કે પોતે પોતાના પગભર ઉભો રહી શકે કાર્લાઇલ લખે છે કે એક મોચી ઘણીજ સહેલાઈથી ચામડામાંથી સુંદર બુટ બનાવી શકે છે, પરંતુ આપણે ભણેલાઓ આટ આટલા (ખરા વા ખોટા) જ્ઞાન પછી-વળી જણાવે છે કે પુરૂષાર્થના કોઇપણ વ્યાજબી ધંધાને લાયક ન બનતાં સ્કુલ વા કોલેજમાંથી આંકેલા સાંઢ જેવા આપણને બહાર હાંકી કાઢે છે. તેનો

તો આધિન મતજ એવો બંધાયો છે કે આ સર્વ 'Miseducation' છે. (સાર્ટર રિસોર્ટસ.) અન્ય દેશોમાં બાળકો નાના પ્રકારનાં હાથથી કેવળ Mechanical કાર્યો કરી શકે છે અને તે દ્વારા શાળા કેળવણી પૂરી થતાં પાઠશાળામાં ન જવું હોય તો કાંઇક ધંધે લાગી તેઓ દેશની ઉત્પાદક શક્તિમાં વધારો કરે છે. નોકરી જેવો નીચ પ્રકારનો આશય તેમના ચિત્તમાં કદીય ખુંચવા પામતોજ નથી! આથી તેઓ ભીખારી ન બનતાં, દેશી યુરોપીયન અમલદારોને ત્યાં ધક્કા મુક્કી ન ખાતાં, સ્વતંત્ર રીતે પોતાનું ઉદ્યોગ પરાયણ જીવન પસાર કરી શકે છે, અને દેશની આબાદાનીમાં. તેની સમૃદ્ધિમાં અને તેની સગવડમાં અત્યંત ખુલ્લો લાભ દાખવી શકે છે! કદાચ એવો સવાલ ઉઠશે કે કોલેજ કેળવણી સંપાદન કરેલાજ આગળ રાજકાજના કામમાં સારો ભાવ ભજવી શકે છે? અને કહીશું કે આપણી પાસે છેક જીવન્ત દ્દષ્ટાંત મહાન્ ગોખલેનું છે. તેઓ કોલેજમાં 'ગોખણીઓ ગોખલે' એ નામથી મશહુર હતા, એતો પુનાની ન્યુ ઇંગ્લીશ સ્કુલમાં તેઓ સ્વતંત્ર રીતે ન જોડાયા હોત, અને પુનાના તે સમયના મહાન નરવીરોના હાથમાં તેમના સમાગમમાં ન કસાયા હોય તો આપણે તેમને અનેકશઃ માન મેલવતા કદીય જોઇ શકયા ન હોત! ખરૂં પૂછો તો તેમનાં કોલેજનાં સ્વપ્નાંએ સ્વદેશ ભાવથી ભર્યાં ન હતાં તો પછી એકકે રાષ્ટ્રિય સત્ય તો તેમને કયાંથી તે સંબંધે પ્રાપ્ત થયું હોય! ટુંકામાં અમારૂં તો એજ ધારવું છે કેમ. ગોખલેને યે પોતાની આગળની સ્થિતિ જોઈ એમ લાગ્યું હોવું જોઈએ કે બી. એ. સુધીનાં અમુક વર્ષ મેં ફોકટ ગાળ્યાં. આ જ્ઞાન પ્રથમથીજ સંપાદન થઈ શકયું હોત તો કાંઇક શક્તિનો (Energy) ઓછો વ્યય થાત. અને તે દ્વારા વિશેષ જીવી શકાત. હિંદને વિશેષ લાભ આપી શકાત. કેળવણી તો ઉપર કહી તે પશ્ચિમના દેશોમાં ચાલતીજ સત્ય છે એમ ગણી શકાય. બાકી લાંબા લાંબા ભાગાકારો, દશાંશને આણુપાણોના હિસાબો, તેમજ ઘણો વિચિત્ર આખોયે ગણિતનો ક્રમ, બિનઉપયોગી સાયન્સની માખણીઆ વાતો, જરાયે કેળવણીનું રૂપ ધારણ કરતાંજ નથી. એ માત્ર Desithrucéiri રૂપ Intructios છે. સાયન્સ જ્યારે અભ્યાસક્રમમાં દાખલ થયું તો તે શા માટે Practical અને Technical ન બની શકે? જેથી બાળકો વધારે ઉત્સાહથી, વધારે ખંતથી હોંશીઆરીથી અને જીવન જીવીએ છીએ એવા પૂર્ણ સાક્ષાત્કારપૂર્વક કેમ નહિ શીખી શકે? ખરૂં પૂછો તો તેમને માથે જે વ્યર્થ બોજો નાંખવામાં આવ્યો છે તેને અસેડવાનો આ સિવાય અન્ય માર્ગજ નથી. હિંદની કેળવણીની સ્થિતિ સુધારવાનો તેને જ્વલંત અને જીવન્ત બનાવવાનો, રાજાઓના મહેલમાં અને રંકોનાં ઝુંપડાઓમાં તેને વિહરતી કરવાનો આ સિવાય અન્ય રાજમાર્ગજ નથી આ પ્રમાણે થવાથીજ સમાજ સ્થિતિ સુધરશે. લોકમત કેળવાશે. પ્રજાગણ જીવંત ચિત્ર દાખવી રહેશે અગ્રમત જેને ઉચ્ચ

અતિ ઉચ્ચ ફિલસુફી ભાષાજ્ઞાન ઇત્યાદિ મેળવવું હોય તેને માટે ના નથી. ખાસ વિષયના અભ્યાસી થઇ ને તે વિષયની ખરી શાળાઓમાં તેઓ અભ્યાસ આદરે તો એ તે ખોટું નથી. અહીં તો જે તે રીતે જ્ઞાનમાં, કળામાં, વ્યાપારમાં, ઉદ્યોગમાં ખેતીવાડીમાં, કારખાનામાં, મીલોમાં સર્વત્ર દેશની ઉત્પાદક શક્તિનો વધારો થાય એવી પદ્ધતિનીજ જરૂર છે. જેથી ગમે તે કક્ષાનો મનુષ્ય પોતાના પગપર ઉભો રહેતાં શીખે, પોતે સ્વતંત્ર રીતે પોતાનું ગુજરાન ચલાવી શકે. આમ થાય તોજ પ્રાથમીક કેળવણી ફરજીઆત થઇ શકે, અને ખેડુતો કારીગરો, અને અન્ય મજુરીઆત વર્ગો પણ પોતાનાં બાળકોને ત્યાં હોંસથી શીખવા મોકલે. કારણ વાંચવું, લખવું અને ગણિત જ્ઞાનથી પર તેમને પોતાના ધંધાનું જ્ઞાન મળે છે એવી તેમની ખાત્રી થશે. અને તદુપરાંત તેઓ જાણશે કે બાળક જેવો ત્યાંથી નીકળશે કે તરતજ તેમના અને દેશના ઉત્પાદક કાર્યમાં સહાયભૂત થશે.

દુનિયાના અન્ય દેશો જાપાન, યુનાઇટેડસ્ટેટસ ઇત્યાદિ કે જ્યાં સોએ સો ટકા સ્ત્રી પુરૂષોનું કેળવણી પામેલું પ્રમાણ છે. તે દેશો કરતાં આપણે એ શઃ ઘણાજ ઉતરતા છીએ અને એટલીજ ઉતરતી પંક્તિની આપણી સર્વ કક્ષા સ્હમજવી. ગણ્યાગાંઠા ભણેલાઓ જણાય તેથી કાંઇ દેશની કેળવણી સમૃદ્ધિનો ખ્યાલ અંકાય નહિ! પરંતુ જ્યાં સમસ્ત લોક વર્ગ અજ્ઞાનના અંધકારમાં સડતો પડયો છે, જેને વાચન અને લેખન જેવું એ કોઇ આવડતું નથી, તે અભિપ્રાય શું બાંધી શકે! રાજા પ્રજાના ભાવો શા સ્હમજી શકે? વુડ્રો વિલ્સન એના 'New freedom' નામના પુસ્તકમાં જણાવે છે કે We are not, what we were five years back, nay what we were yesterday" આ અભિપ્રાય-વિપ્લવની આખધી ત્વરા કેવળ ઉચ્ચ કેળવણીને આધારેજ છે. ત્યાંના જીવનની સર્વ પ્રવૃત્તિમાં તેઓ અનેકશઃ ફેરફારો કરતાજ જાય છે! અર્જુનનો રથ ત્યાંજ સર્વ સમૃદ્ધિ ભરી રહ્યા છે. इन्द्र इमद्तः सखा! અને ઇન્દ્રપુત્ર પણ ફરે તે ચરે એ વાતોજ રજુ કરે છે. તેઓ રાજ્યતંત્રના અનેક રૂપો જાણે છે. અને જે રીત તેમને વધારે યોગ્ય અને ઉપયોગી જણાય તેનું તે પરિશીલન કરી દે છે. આ સાથે સંધની તેમાં વૃત્તિ અને સંમતિનું તોલન થાય છે. અને તેમના વિચારો એમાં લેવાય છે. આપણે 'અહીં સ્થાનીક સ્વરાજ્યની પદ્ધતિ છે. મ્યુનિસીપાલીટીઓ છે, લોકલ બોર્ડસ છે, પરંતુ ત્યાંના વ્યવસ્થાપકો સભાસદો ઇત્યાદિના જ્ઞાનનો અને તેમની તે ઉપરથી અભિપ્રાય બાંધવાની અને અભિપ્રાય આપવાની પદ્ધતિનો વિચાર કરીએ છીએ ત્યારે કેવું હસવું આવે છે. રાજ્યધર્મો પ્રજાધર્મની Citizenship ની ઇત્યાદિ કેળવણીની એ જરૂર છે. જેથી ભાવી પ્રજા રાજકાજનું કાર્ય મઝેથી ઉકેલી શકે, અલબત કેટલીક મ્યુનિસિપાલિટીઓ અપવાદરૂપ હશે, ત્યાંના નેતાઓ વિદ્વાન, બુદ્ધિમાન

આવી હાલતમાં આપણે કેવું રાજ્યતંત્ર ઇચ્છીએ છીએ ? બ્રીટીશ સામ્રાજ્યે આપણાં રાજ્યભક્તિ અને વફાદારી જાણ્યાં છે. આપણા સૈનિકો યુરોપના પ્રચંડ રણુજંગમાં બ્રીટીશ શહેનશાહતને ખાતર–આપણી પોતાની શાન્તિને ખાતર–પ્રબળ આત્મભોગથી પોતાની કીર્તિજ્યોત ઝગઝગી રહ્યા છે. એકલા આપણાજ દેશના નહિ પરંતુ બ્રીટીશ સામ્રાજ્યના અનેક દેશો–સ્કૉટલેન્ડ, આયર્લેન્ડ, કેનેડા, ઑસ્ટ્રેલીઆ, અને કેપકોલોની વગેરે દેશો પણ સામ્રાજ્યના આદેશને અનુસરી રહ્યા છે. આ દેશ નીચે પ્રમાણે છે:—

Call of the Empire (સામ્રાજ્યનો આદેશ.)

"Hark, the Empire Calls, and we what answer give ?
How to prove us worthy of the Splendid trust ?
Lo ? we serve the Empire by the lives we live–
True in all our dealings, heriest brave and Just;

Sons of India, subjects of Empire !
With heart within and God s'rehead;
Guard we still the great tradition.
Deeds of ours never shame the Dead:
Still one Faith, one Flag inspire us !
Britishborn wherever we be,
Children of the Island mother,
Girdled by the gleaning sea !!"

# વિજ્ઞાન અને સાહિત્ય.

વિજ્ઞાન અને સાહિત્યના પ્રદેશની હદ ઉપર ઉભા રહી. તેમની સીમાઓ આંકવી અને સમવિષમ ભાવો સૂચવવા એ વસ્તુતઃ ઉભય પ્રદેશના આધુનિક વિચારકો અને શિક્ષણ શાસ્ત્રીઓ જે વિભાગોમાં પડેલા છે તેમની વચ્ચે શત્રુતા ઉત્પન્ન કરવી એજ કદાચ સંભવી શકે સાહિત્યનેતાઓ દાખવે કે અમે સુસ્ત તાર્કિકોના હાથમાં પડયા છીએ અને વૈજ્ઞાનિક દૃષ્ટિથી સાહિત્યનો વિલાસ અને વિકાસ સ્હમજાવવાનો પ્રયત્ન પણ આલસ્યમૂલક છે. વિજ્ઞાનવેત્તાઓ કલ્પના શક્તિને પોતાના વિષયની તુલનામાં કેવળ નિર્માલ્ય માને અને જણાવે કે સાહિત્ય પ્રદેશજ અનિશ્ચીતતાનુંજ સુચન માત્ર છે. ટુંકામાં આ સ્થિતિનું અવલોકન માત્ર શત્રુત્વજ ઉદ્ભવી શકે. અને મિત્રતા સુસ્થાપીત કરવામાં કદાચ નિષ્ફળ નિવડે.

તો પણ અમારા મિત્ર વિજ્ઞાનવેત્તાઓને અમો જણાવીશું કે કલ્પનાશક્તિનું ખેડાણ જેટલું નવીન સત્યોની શોધ કરવામાં ઉપયોગી થઇ પડે છે તેટલુંજ અત્યાર સુધીમાં જણાયેલ સત્યોના પ્રકાશન અને પ્રવર્તન માટે પણ ઉપયોગનું થઈ પડે છે; અને વિજ્ઞાન સાહિત્યની માત્ર દેખાતી શત્રુતા, આ કલ્પનાશક્તિને ઓછી મહત્તા અર્પી, વિજ્ઞાન અને સાહિત્યનો ફાલ આપણી સમક્ષ ઓછા પ્રકારનો અને નીચી જાતનો ધરે છે. અને જે અભ્યાસમાં આપણે પ્રવેશ કરવાનું સૂચવીએ છીએ તે અભ્યાસ વિજ્ઞાનિક પૃથક્કરણ અને સાહિત્ય વિષયક કલ્પનાવાદ ઉભયની સાથે લાગી કસોટી કરવાનું ભવ્ય ક્ષેત્ર આપણી સમક્ષ ધરે છે.

હવે અમારા મિત્ર સાહિત્યવેત્તાઓને અમે જણાવીશું તે જો કોઈ પણ વસ્તુએ સાહિત્યને જનસમાજની દૃષ્ટિ સમીપ નીચું પાડ્યું હોય તો તે એકજ છે કે જુના સમયથી ચાલતી આવેલી કલ્પનાશક્તિની અતિપૂજા: આ અતિપૂજા એવું માને છે કે કલ્પના માત્ર રહસ્યયુક્ત છે એટલુંજ નહિ પરંતુ સ્થળકાળને ઓળંગતી અને કાંઇક અગોચર એવી શક્તિ છે. આવી અતાર્કિક અતિપૂજાથી તો સાહિત્ય વિષય કેવળ અવિજ્ઞાન વસ્તુની અંધ મૂર્તિપૂજા પ્રતિજ વલણ આદરી રહે છે. અને તે વિદ્યા-અંધ પ્રવર્તકો તો જે કલ્પનાદેવીની પૂજા કરવાનું જણાવે છે તેને મૂકી માત્ર શબ્દનીજ વાગ્જાળ પાથરે છે, ને તેનેજ સ્તવતા દૃષ્ટિએ પડે છે. પરંતુ સાહિત્યનો તુલનાત્મક અભ્યાસ એક સફળ શ્રમનું પ્રતિપાદન કરે છે, એટલુંજ નહિ પરંતુ સજીત કલ્પના પોષવા પ્રતિ પોતાનું વલણ દાખવે છે.

મેથ્યુ આર્નોલ્ડે થોડા સમય પર સાહિત્ય વિજ્ઞાનની આ દેખીતી શત્રુતાના સંબંધમાં નીચે પ્રમાણે જણાવ્યું છેઃ—અને જો કે તેની આપેલી સાહિત્યની વ્યાખ્યા પૂરતી સંતોષકારક નહિ લાગે, તોપણ તેની એક ભાખેલી આશા તો ફલીભૂત થશેજ. આ આશા આમ છેઃ—"અધુના થાય છે તે કરતાં સાહિત્યનો અભ્યાસ એક દિવસ વધારે તર્કથી થશે." આ આશાને સર્વ કોઈ સમ્મત થશેજ. માત્ર સુંદર અને મોહક શબ્દાલંકારો કરતાં સવિશેષ અગત્યનું કંઇક, તેમજ તેવા શબ્દોની અંધપૂજા કરતાં સવિશેષ ભવ્યતા ભર્યું કંઈક એજ સાહિત્યની સુસ્થિતિ ગણાશે. આમ થતાં વિજ્ઞાન જાતે ચે સાહિત્યનોજ વિષય બની રહેશે. અને સાહિત્યવિષયક વિજ્ઞાન કરતાં વૈજ્ઞાનિક સાહિત્ય એ નામ તેને સવિશેષ માન્ય થશે.



# અનુભવની મીઠી મીઠી વાતો.

૪

કેળાં એ સ્વાદિષ્ટ વસ્તુ છે, અને તેથી કેળનું વૃક્ષ જો પોતાના મનમાં ગર્વ કરે અને આમ્ર વૃક્ષને કહે કે હું તારા કરતાં વધારે સુંદર અને ગુણી છું. તો તેનું કહેવું કેટલે અંશે સત્ય છે તેનું નિરાકરણ આપણે કરી શકીએ. કેળને ફળ એકજ વખત આવતાં હોવાથી, ફળ આવ્યા પહેલાં, ભલે તે ઉત્તમ ગણાતું હોય, પરંતુ ત્યાર પછી તો તે વૃક્ષ ઉચ્છેદનને યોગ્ય લેખાય છે. કારણ ફળ આવી ગયા પછી તેની હયાતીથી જગતને કાંઇપણ ફાયદો નથી. દરેક વસ્તુની યોગ્યાં યોગ્યતાનો નિર્ણય તે વસ્તુના સંયોગદ્વારા પરિણામતી વસ્તુસ્થિતિ ઉપરથી થાય છે, તેમજ તે વસ્તુના સ્થાયી ગુણમાં તથા તેના ઉપયોગીપણામાંજ દુનિયાને સંબંધ છે રસ્તા ઉપર પડેલ નારંગીનાં ફળ તરફ દરેક મનુષ્યનું ધ્યાન ખેંચાશે. પરંતુ તેની હરેક ચીરીમાંથી રસ ચુસ્યા પછી, તે નારંગી નકામી થઇ જાય છે, અને તેનું ભવિષ્ય ધૂળમાં રગદોળાવાનું રહે છે, કારણ રસ ચુસાઇ ગયેલ નારંગીની જગતને જરૂર નથી.

હીરો અમૂલ્ય ચીજ ગણાય છે. તે પોતાની કીંમતને નિરંતર ટકાવી શકે છે, પરંતુ દુષ્કાળના વખતમાં જ્યારે અન્ન પાણીની તંગી હોય છે, ત્યારે જે હીરો અમૃત તુલ્ય મનાતો હોય છે, તેજ હીરો તેના માલીકના મૃત્યુનું સાધન થાય છે. જે હીરો ચમકદાર પાસા પાડેલ હતો અને જેમાંથી નવનવી જ્યોતિનાં કિરણો પ્રસરતા હતાં, તેજ હીરાને લીધે શરીરમાં હળાહળ ઝેર વ્યાપે છે

જે મિષ્ટ ભોજન કે સુંદર દેખાવ મનને આલ્હાદ જનક લાગે છે. તેજ દેખાવ કે તેજ ભોજન, અનેક વખત અનુભવ્યાથી તેના સૌંદર્યની કીંમત હલકી થઈ જાય છે, અગર દુઃખ કે દિલગીરીનું વાતાવરણ છવાઇ રહેલ હોય ત્યારે સાધારણ પ્રસંગે રમણીય લાગતી વસ્તુ આપણને શુષ્ક લાગે છે. સર્વ કાંઇ યોગ્ય વખતેજ શોભે છે.

તમારા બાપ દાદા ગમે તેટલા મહાન હતા, તેની સાથે તમને કાંઇ પણ લેવા દેવા નથી, તમે તેમના સંતાનો છો, પ્રાચીન ઉત્તમ વૃક્ષના તમે ફળ છો, પરંતુ તમારામાંથી રસ ચુસાઈ ગયેલ છે. બેશક તમારા પૂર્વજોની કીર્તિ યાદ કરી તમે આનંદ માની શકો પરંતુ તેથી જગત તમારી તરફ માનની દૃષ્ટિએ નહિ જુએ તમે પોતે કેવા છો તે જાણવા જગત ઇચ્છે છે. કપિલ મુનિએ સાંખ્ય બનાવ્યું, ભાસ્કરાચાર્યે ખગોળમાં નવી નવી શોધ કરી. ચરક અને સુશ્રુતે આયુર્વેદનું સ્થાપન કર્યું, પાણિનીએ સંસ્કૃત ભાષાનું વ્યાકરણ બનાવ્યું, તમારા પૂર્વજો જાવા, સુમાત્રા, કે મીસરના કીનારા ઉપર વસી

પુષ્કળ ધન સંપતિ આર્યાવર્તમાં ઘસડી લાવ્યા, અથવા તમારા પૂર્વજોએ બનાવેલ સુંદર માલોથી અરબસ્તાન, તુર્કસ્તાન, રોમ અને સ્પેનના બજાર ભરચક થવા માંડયા, અને ત્યાંથી સોનું રૂપું, તમારા દેશમાં અનગળ આવવા માંડયું હતું, તેથી શું એમ સાબીત થાય છે કે તેમના સંતાનો હોઇ તમે પણ તેટલાજ કાર્ય કુશળ અને સંપત્તિવાળા ગણાવા જોઇએ? તમારા પૂર્વજોએ પરદેશ ગમન કરી દૂર દેશાવરમાં પોતાના સંસ્થાને સ્થાપ્યાં, જેના પુરાવા અનેક મળી આવે છે. તેઓ મેક્ષીકામાં ગયા, અને ત્યાં પોતાના રીવાજો દાખલ કર્યા. દ્દષ્ટાંત તરીકેઃ હજી સુધી ત્યાં વર્ષમાં એકવાર 'સીત્વા રામ' ને ઉત્સવ થાય છે, તે કદાચ આપણી વિજ્યા દશમી–દશરાનું રૂપાંતર હોય. આપણા વડવાઓ જાવા, સુમાત્રા સાથે ગાઢ વ્યાપારિક સંબંધ ધરાવતા અને કેટલાક વણિકો ત્યાંજ જથુકે વસવાટ કરી રહ્યા હતા. ત્યાંના એક બંદરના કીનારા ઉપર હિંદી વહાણનું કોતરેલ ચિત્ર હજુ પણ નજર પડે છે. જે ઉપરથી આપણે સહજ જાણી શકીએ કે આપણા બાપદાદા કેટલા હુન્નરી, વહાણવટી અને સાહાસિક હતા. આપણા ઉપનિષદ્ અને પુરાણો જુઓ, કેટલા ગંભીર, ગૂઢ અને નીતિમય બોધોથી ભરપુર છે? ગીતા જેવા નાના પુસ્તકેજ જગતના તત્વવેત્તાઓને દિંગમૂઢ બનાવ્યા છે. આવાં આવા મહાન પુસ્તકો બનાવનાર, અતકર્ય તત્વજ્ઞાનને સમજનાર અને તેનો બોધ આપનાર પુરૂષોના વખતમાં આપણો હિંદ કેટલો સુખી અને સંપત્તિવાન હશે, તેનો ખ્યાલ કરો, તમે કદાચ તમારા બાપદાદાની ઉન્નત સ્થિતિમાંજ અભિમાન રાખી તમારી હાલની દયાજનક સ્થિતિ બદલવા નહિ ઇચ્છો તો શું તમે એમ ધારો છો કે જગત તમને પોતાના બંધુ તરીકે સ્વીકારશે?

બાળક કાગળની પુતળી સાથે રમવામાં આનંદ માને પરંતુ પુખ્ત વયના પુરૂષ માટે પુતળી એ સહવાસને અયોગ્ય નિર્જીવ વસ્તુ છે નિર્જીવ એટલે જે વસ્તુ સ્વેચ્છાએ હાલી ચાલી શકે નહિ તે જે મનુષ્યો સ્વેચ્છાએ પોતાની જાતની સ્થિતિમાં સમાયાનુસાર ફેરફાર કરતા નથી અને તળાવનાં પાણી માફક સ્થિર પડી રહે છે તેને પણ નિર્જીવ ગણવા જોઇએ.

તળાવનું પાણી જુઓ અને વહેતા ઝરણનું પાણી જુઓ. તળાવનું પાણી કેટલું ગંદુ અને દુર્ગંધીવાળુ છે, પરંતુ વહેતા ઝરણાનું પાણી તપાસો. જાણે સ્ફટિકની શિલા. કારણ તે ઝરણાનાં પાણીના જુદાજુદા રજકણો પોતાના અમુક સંગતીઓથી છુટા પડે છે, અને નવાનવાને પોતાના સમાગમમાં લે છે. તેથી તે સ્થાન પ્રવૃત્તિમય રહે છે. અને પરિણામે નવા ઉત્તમ રજકણો ગ્રહણ થાય છે, અને જુના ગંદા રજકણોને વહેણ સાથે વહેવા દેવામાં આવે છે. ઝરણાંનો આ નિયમ છે, તેથીજ તે સ્વચ્છ રહે છે. અપૂર્ણ.




पुस्तक ९ फाल्गुन १९७२ अंक ५

# પુત્રી અવસાન.

આયુ ખૂટ્યું અરર ? વિશ્વની ઝાંખી થાતાં !
વિલાઇ દીપ્તિ અરરે ? ભવ-પંથ જોતાં !
મોઘાં મૂલાં હૃદય હેત ન પાંગર્યા ત્યાં !
અંકે ઢળી મરણનાં દુઃખ તસ બાળા !
શ્રધ્ધાભીની સૂકી ન આંખડી, આત્મછાયાં !
ગાત્રો નિહાળી તુજ ત્રાસથી તસ કુંળાં !
શું તેં કર્યાં દુઃખદ કર્મ ન માપ થાતું !
વા પૂર્વ જન્મી કૃત્તિ આ પીડતી નિહાળું !
આકસ્મિકાં જગતને જગ કર્મ બંન્ને,
આકસ્મિકાં સમય જીંદગી એહ સંગે, !
ના કે કળાય ગભીરા પ્રભુ રાહ ગેબી, !
ના કેં જુએ જગત પાર્ય, મનુની દૃષ્ટિ !
મીઠું સુકોમળ સુસ્વચ્છ પવિત્ર મોંઘુ,
મુક્તાત્મકો ફુલડું દેહ ધરી પધાર્યું,
અવ્યક્ત વ્યક્ત બન્યું ને રસ ભેર ઓપ્યું,
ને શું અવ્યક્ત મહીં પાછું ભળ્યું, વિલીન્યું !
તો હેતુ શો જીવનનો, જગનો, જનોનો !
પુછું તથાપિ નવ ઉત્તર કોઇ દેતું !
'પારેવું મારૂં ગયું' હા, ? બસ એ કળું હું;
બીજું સહું સહવું જે, પ્રભુચિત્ત રૂચ્યું !!

રામનવમી.
મંગળવાર.
સા—૧૯૭૨.

# ભયંકર ભેદ

લખનાર—સુરેશ વિ. ચતુરલાલ દિક્ષીત પાદરા.

ઇન્સ્પેક્ટર સાહેબે ઘંટડી વગાડી છે. તેનો ધ્વનિ સાંભળી આવેલો એક પોલીસ ઉભો છે, તેને ઇન્સ્પેક્ટર સાહેબે કહ્યું રામા જા આ ચિઠી લઈ વિનોદરાયને ત્યાં જા રામાના ગયા.પછી સાહેબ કંઇ ઉંડા વિચારમાં પડયા.

* * * *

વિનોદરાય એ જયનગરનો પ્રખ્યાત ડિટેકટીવ છે. તેમનો ચહેરો મનોહર ને આકર્ષક છે નામ પ્રમાણે તેમનામાં વિનોદ કરાવવાનો ખાસ ગુણ છે, અત્યારે તેઓ થોડા દિવસ પહેલાં થઈ ગયેલા એક કેસના કાગળીઆં તપાસતા હતાં, એટલામાં રામાએ આવી ચીઠી આપી તે વાંચતાંજ વિનોદરાય જરા સ્વભાવવડે કંટાળા સાથે બોલ્યા " ઉંધી આ પોલીસની નોકરી જરા કામ કરવા બેઠા કે આમથી તેમથી કંઈ બલા આવીજ છે, સહેજ પણ નવરાશ તો આવવાનીજ નહિ" ઝટપટ લુગડાં પહેરી તેઓ સાહેબને ત્યાં આવ્યા આ વખતે સાહેબ ડેલી ટાઇમ્સ ઓફ ઇન્ડીઆ વાંચતાં હતા, તેમને આવેલા જોઈ સાહેબે તેમને સામે ખુરશીપર બેસવાની નિશાની કરી. વિનોદરાયના બેઠા પછી સાહેબેજ વાત શરૂ કરી.

" જુઓ વિનોદરાય આ વાત થોડા વખત છાની રાખવા જેવી છે, આજે આઠ વાગે હું બેઠો હતો ત્યારે આ ગૃહસ્થ આવ્યા અને પોતાના પુત્ર નું ખૂન થયાનું જણાવ્યું ને તેથીજ મેં તમને તેડવા મોકલ્યા હતા, આમનું નામ હિરાચંદ ઝવેરી છે તેઓ આપણા શહેરના પ્રખ્યાત ઝવેરીમાંના એક છે ને હવે બધી હકીકત એમને પૂછવાથી માલમ પડશે " આટલું કહિ સાહેબ છાના રહ્યા એટલે હિરાચંદે પોતાની વાત ચાલુ કરી.

- સાહેબ, કાલે રાત્રે હું નાટકશાળામાં ગયો હતો. તે વખતે મારો પુત્ર જેનું નામ હિંમતલાલ હતું તે ઘરમાં તેનું માથું દુઃખતુ હોવાથી હતો તથા મારા ઘરનો નોકર ચંદનસીંહ તથા રાંધનાર બાઇ જેનું નામ મંગળા હતું તે ત્રણ જણા હતાં હુ જે વખતે જવા નિકળ્યો તે વખતે રાતના સ્હાડા આઠ વાગેલા હતા, ને ફક્ત એકલો ભાઈઓ જાગતો હતો, તેને મેં સાવચેત રહેવાનું કહ્યું હતું હતું. રાતના અઢીવાગે જ્યારે હું પાછો આવ્યો ત્યારે દરરોજના નિયમ પ્રમાણે ભાઇઆને દરવાજા ઉપર ન જોવાથી મેં વિચાર્યું કે તે પોતાની ઓરડીમાં ગયો હશે તેથી હું મારી ઓરડીમાં જઈ સુઇ રહ્યો, સવારના પ્હોરમાં હિંમત આઠ વાગ્યા લગી પણ ન ઉઠવાથી હું તેની ઓરડીમાં ગયો તો ત્યાં હૃદયભેદક બનાવ જોયો. ઓરડામાં હિંમતે નહિ ને કોઇ નહિ પણ પલંગપર લોહિને બધે ફેલું

ચતું થઇ ગયેલું જણાયું .આ જોઇ મારાથી સ્થિરતા રહિ ન શકવાથી હું નીચે બેસી ગયો. પછી હું ચંદનસીંહની ઓરડીમાં ગયો, ત્યાં પણ એનો આશ્ચર્યજનક દેખાવ બીચારાના હાથ પગ બાંધેલાં જોયા. એ બેભાન હતો તથા એના મ્હોમાં ડુચો દીધેલો હતો મેં એના હાથ પગ છોડી નાંખ્યા. તથા ધીરે ધીરે પાણી નાંખી એને શુદ્ધીમાં લાવ્યો. એ શુદ્ધીમાં આવ્યા છતાં કંઇ બોલી શકતો નહોતો તેથી તેને ત્યાં રાખી ઘરમાં ગયો. રાંધનાર બાઇ જેનો તેના પર વિશેષ પ્રેમ હતો તે પણ આ દેખાવ જોઇ ગ્લાનીના ઉંડા ખાડામાં ઉતરી ગઇ ને એક શબ્દ પણ એનાથી બોલાયો નહિ. પછીથી હું લુગડાં પહેરી અહિં આવ્યો.

## (૨) પ્રથમ પ્રવેશ.

વિકટોરીઆ લાલ વાડીમાં આવી પહોંચી તેમાંથી હિરાચંદ, રામરાવ ઇન્સપેકટર તથા વિનોદરાય ને બે સીપાઇઓ ઉતર્યા ને સીધ્ધા હિરાચંદ ઝવેરીના બંગલામાં ગયા, ત્યાં વિનોદરાયે તરતજ બધું ઘર દેખડાવવા કહ્યું ઝવેરીએ બધું મકાન દેખાડયું પછી મરનારની ઓરડીમાં આવી પહોંચ્યા. ત્યાં આગળ આવી વિનોદરાયે હિરાચંદને બહાર જવાનું ફરમાવી પોતે ઓરડાના બારણાં વાસી દીધાં અને થોડી વાર ચાલી આમ તેમ જોઈ લીધું ને કંઇક વસ્તુઓ લઈ પણ લીધી પછી પલંગપર આમ તેમ જોઈ કરી પોતાની તપાસ પુરી થવાનું જણાવી બંન્ને બહાર આવ્યાંને ચંદનસીંહની ઓરડીમાં ગયા. ચંદનસીંહ અત્યારે તદ્દન સારી સ્થિતિમાં હતો, વિનોદરાય ભઇઆને પોતાને ઘેર લઇ ગયો ને સાહેબ તથા ઝવેરી બન્ને વચ્ચે એની જુબાની લેવી શરૂ કરી.

ભઇઆની જુબાની:—

"મારૂં વતન મુળ ઉત્તર હિંદુસ્તાનમાં ખેરપુર ગામમાં છે. જે વખતે મારી ઉમ્મર નાની હતી તે વખતે ત્યાં મોટો દુષ્કાળ પડવાથી મારાં માબાપ મને લઇ અહિં આવ્યા. તે અહિં આવ્યા ત્યારે અહિં પણ બીજે વરસે દુષ્કાળ પડયો ને તેમાં ઘણોજ પ્લેગ ફાટી નીકળ્યો. એ રોગે મારા માતાપીતાને મૃત્યુના ભયાનક મુખડામાં લીધાં તે વખતે મારી ઉમ્મર ફક્ત ૧૦ વર્ષનીજ હતી. એક વખત હું બજારમાં રખડતો હતો ત્યારે હાલ જે શેઠ છે તેમના પીતાને મારી દયા આવવાથી તેમને મને એમને ઘેર ઉછેર્યો. હું તેમને ત્યાં રહિ ગુજરાતી ચાર ચોપડીઓ ભણ્યો. જ્યારે મારી ઉમર ૨૦ વર્ષની થઈ ત્યારે હાલ જે શેઠ છે તેમના પીતા મરણ પામ્યા ત્યાર પછી નવા શેઠની દયાથી હું અહિં રહી નોકરી કરી પેટ ભરૂં છું. શેઠ તરફથી મને ખાવાનુ તથા લુગડાં ઉપરાંત ૧૦૦ રૂપીઆ મળે છે.

તા. ૧૯ ને રોજ જ્યારે દરરોજના નિયમ પ્રમાણે હું દરવાજાપર બેઠો હતો તે વખતે સુમારે સ્હાડાઆઠ વાગે શેઠ નાટક જોવા નિકળ્યા તે વખતે ભાઈ તથા રાંધનાર ડોસી ને હું ત્રણ જણા બંગલામાં હતાં. રાત અંધારી હતી ને પવન ફુંકાતો નથી એવું ન કહેવડાવવા થોડી થોડી વારે ઝોકાં ખાતો હતો. રાતના સ્હાડાબાર વાગે મેં ગાડી આવતી હોય એવો અવાજ સાંભળ્યો મને લાગ્યું કે શેઠ આવ્યા હશે તેથી હું બરાબર બેસી ગયો પણ થોડીવારમાં કોઈ ન આવ્યું તેથી મને લાગ્યું કે અમસ્થો ભણકારો હશે પણ મારી ધારણા ખોટી હતી થોડી વારમાં સ્હામે મેં બે આકૃતિઓ આવતી જોઇ તેઓ છેક મ્હારી નજીક આવી પહોંચ્યા બંને જણા કાળા ઝભ્ભાથી ઢંકાયલા હતા ને રંગે ભૂલતો ન હઉં તો શાહી જેવા હતા તેઓ આવી કાળી રાત્રે ભૂતના ભાઈ જેવાજ લાગતા હતા. તેમની ઉમ્મર ૩૫ વર્ષ જેટલી મને લાગતી હતી પહેલાં તો હું એમને જોઇ ગભરાયો પણ હિંમત રાખી મેં તેઓ કોણ હતા તે વિષે પૂછયું પણ બન્નેમાંથી કોઇએ કંઇ ન બોલતાં વિકટ હાસ્ય કર્યું. તરતજ એક જણે આવી મારી આગળ રૂમાલ ધર્યો જેની વાસ નાકમાં આવતાં માથામાં સખ્ત ઝાટકો પડયો; બેભાન થયો. પછી શું થયું તે કશું હું જાણતો નથી.” આટલી જુબાની લીધા પછી વિનોદરાયે તેને જવા કહ્યું. પછી જે સીપાઇ હિરાચંદને ઈન્સપેકટરને ત્યાં લઇ ગયો હતો તેની જુબાની શરૂ કરી તેનું નામ બબેરાવ હતું તે જાતે મરાઠો હતો.

બબેરાવની જુબાનીઃ—

હું આશરે ૧૦ વર્ષથી પોલિસખાતામાં નોકરી કરૂં છું. ૧૯ તારીખને રોજ ઝવેરી મને પોતાને ઘેર ખૂન થયું છે એવી બાતમી આપી તેથી હું સાહેબને કહેવા આવ્યો. હું આ શિવાય કંઈ જાણતો નથી.

વિનોદ—તમારો પહેરો કેટલા વાગ્યાથી શરૂ થતો હતો. ?

બબેરાવ—સવારના ચારથી.

વિનોદ—તમારા પહેલાં કોનો પહેરો હતો.

બબેરાવ—હુસેન મીયાંનો.

વિનોદ—ઠીક, જાવ, હુસેનમીયાંને મોકલો.

હુસેનમીયાં આવ્યા તેમને વિનોદરાયે નીચેના સ્વાલ પૂછવા માંડયા,

“ તમારો પહેરો કેટલા વાગ્યાથી શરૂ થતો હતો ”

“ રાતના બારથી ”

“ તમે રાતના પહેરાપર હતા ત્યારે કંઈ બનાવ બન્યો હતો ” ?

" હા, સાહેબ, રાતના બારપર બે બજે મેં એક ગાડી જતી જોઈ હતી જેને ફાનસ સળગતાં ન હતાં, તેથી મેં એ ગાડી અટકાવીને જોઇ હતી, અંદર તીન માણુસ બેઠેલા હતાં મેંને સવાલ કયી ઓર જવાબ મીલાકી પવનસે ગાડીકા ફાન આલવગીપાતા ઓર ગાડી ઝવેરીકી થી એસાનામ દીયા તેથી મેંને ગાડી જવા દીઈ. રાતનાં એક વાગે મેંને એક પીસ્તોલકા ધડાકા પૂર્વપરથી આના સાંભળ્યાથી મેં ખબર જોને ગયા પન બધે સુનસુન દેખકર પાછા આયા, મેં ઈસસે કુછ નહિ જાનતા. "

વિનોદરાયે હુસેનમીયાંને જવાની રજા આપી. પછી વિનોદરાયે સાહેબ જોડે વાત કરી બધા છુટા પડયા. શી વાત વિનોદરાયે કરી તે લખવાની અહિં હું આવશ્યકતા જોતો નથી.

## (૩) ઝવેરી કુટુંબ

હિરાચંદ ન્યાતે નાગર વાણીઆ હતા. અને એમનું કુટુંબ એમની જ્ઞાતિમાં આબરૂદાર ગણાતું તેમની ઉમર ૫૦ વર્ષની હતી, તેમને બે સંતાન હતા એક છોકરો હતો ને એક છોકરી હતી જેનું નામ વિરમતી હતું ને છોકરાનું નામ હિંમત હતું. વિરમતી અત્યારે એને સાસરે રહેતી હતી. હિંમતનો વિવાહ હજી થયો નહતો. તેનો વિવાહ તેમની જ્ઞાતિમાં એક પૈસાદારને ત્યાં થવાનો હતો, એ માણુસ જેને ત્યાં હિંમતનો વિવાહ થવાનો હતો તેનુ નામ લક્ષ્મિચંદ હતું. તેને ફકત એકની એક છોકરીજ હતી તેને માટે ન્યાતમાં ફક્ત હિંમતે મે જયંતી બે વર હતાં, જયંતીનો બાપ એમની ન્યાતમાં નીચમાં નીચ ગણાતો હતો તે તેને લક્ષ્મિચંદને ત્યાં પોતાનો છોકરો દઈ પૈસા લેવાનું મન બહુ હતું પણ હિમત વચ્ચે એક આડ ખીલી રૂપ એને મન નડતો હતો ઘણું અરૂં હિંમતના પર આ આફત ન આવી હતે તો એનો વિવાહ થઇ ગયો હતે, પણ "ઇશ્વરેચ્છા બલીવસી" હિંમતની મા નાનપણમાં જ્યારે એની ઉમર ૧૩ વર્ષની હતી, ત્યારથી દુષ્ટ પ્લેગના મ્હોંમાં સપડાઇ હતી, ને ત્યાર પછી એમને ઘેર રહેતી એમની રાંધનારી એની ખબર લેતી હતી, વિરમતી એનાથી પાંચ વર્ષે મોટી હતી. પોતાના કુટુંબ પર આ એકાએક આફત આવેલી જોઈ ને તે પણ દીલગીર હતી.

અપૂર્ણ.

# સ્વાગતમંદિર.

(૧) **શ્રીમદ્ ભગવતી ભાગવત.** (પ્રકાશક સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલય અમદાવાદ મૂલ્ય રૂા. ૨–૧૨–૦) સસ્તા સાહિત્યની જનહિતકર પ્રવૃત્તિથી હવે ભાગ્યેજ કોઇ અજાણ્યું હશે. ગુજરાતમાં સસ્તું સાહિત્ય પ્રથમજ ફેલાવનાર તેના મંત્રી અખંડાનંદનું નામ બધેજ જાણીતું થયેલું છે. આ ખાતા તરફથી નીકળતી બૃહદ ગ્રંથમાળાનો આ નવમો ગ્રંથ છે. અને તે પણ પૂર્વના ગ્રંથો પ્રમાણે ઉપયોગી અને લોકપ્રિય થશેજ. આ પુસ્તકમાં વિશેષ કરી શક્તિ માહાત્મ્યનો વિષય આવેલો છે. મનુષ્યના શરીરમાં રહેલી શક્તિ એ જીવન રૂપ છે. શક્તિ ન હોય તો તેનાથી કાંઈ પણ કાર્ય થઈ શકતું નથી તેથી સુખેચ્છકે તેમની ઉપાસના કરવી આવશ્યક છે. અને તેથી આ ગ્રંથ પ્રત્યેક સ્ત્રી પુરૂષે વાંચવા યોગ્ય છે. તેમાં શક્તિની ઉપાસના શિવાય બીજા પણ ઘણાં ધાર્મિક અને ઉપયોગી વિષયો રસમય દૃષ્ટાંતો અને કથાઓ દ્વારા લેવામાં આવ્યા છે. રોયલ આઠ પેજી લગભગ નવસો પૃષ્ઠના સોનેરી મજબુત પૂંઠા સહિતના આ ગ્રંથનું મૂલ્ય ફક્ત પોણાત્રણ રૂપીઆ રાખવામાં આવ્યું છે તે ઘણુંજ અલ્પ કહી શકાય.

(૨) **દીગમ્બર જૈન** (માસિક પત્ર) સંપાદક રા. રા. મુળચંદ કસનદાસ કાપડીઆ ચંદાવાડી સુરત) દરવર્ષના નિયમાનુસાર આ વર્ષે પણ પ્રસ્તુતઃ માસિકનો વીરનિર્વાણનો ખાસ અંક પ્રકટ કરવામાં આવ્યો છે. વિવિધ પ્રકારના લેખો અને ફોટોઓથી આકર્ષક કરવા રા. કાપડીઆએ ઠીક ધ્યાન આપ્યું છે. તેમના આ સાહસ માટે અમે અભિનંદન આપીએ છીએ.

(૩) **શાંતિનિકેતન** પ્રકાશક રા. રા. ડાહ્યાભાઇ રામચંદ્ર મહેતા મેનેજર સસ્તીવાર્તામાળા અમદાવાદ) સસ્તીવાર્તામાળાનું ત્રીજા વર્ષનું આ પ્રથમ પુસ્તક છે. આજ સુધીમાં પ્રકટ થયેલા સસ્તીવાર્તામાળાનાં પુસ્તકોમાં આ પુસ્તક પ્રથમ પદે મૂકવા યોગ્ય છે. તેના નામ પ્રમાણે તેમાં વર્ણન છે. દુઃખી મનુષ્યને તે એક શાંતિનો ઝરો છે. અને તે પ્રત્યેક મનુષ્યો વાંચવા વિચારવા યોગ્ય છે. વર્તમાન સમયમાં આ પ્રકારના પુસ્તકોનીજ જરૂર છે. અમે આશા રાખીએ છીએ કે રા. ડાહ્યાભાઈ ઉત્તરોત્તર આવાંજ પુસ્તકો પ્રકટ કરશે; પંદરસે પૃષ્ઠના વાર્ષિક સાહિત્યનું મુલ્ય પાકાપુંઠાના રૂા. ત્રણ અને કાચાં પણ મજબુત પૂંઠાના રૂા. બે છે. છુટક રૂા. ૧–૪ ની કિંમતથી આ પુસ્તક મળે છે.

(૪) **વિવેચક**–(જાનેવારીનો ખાસ અંક) વિવેચક ઓફીસ લાછરસ તા. નાંદોદ વાર્ષિક લવાજમ રૂ. ૨-૧-) ત્રણ વર્ષથી પ્રકટ થતા આ માસિકનો ચોથા વર્ષના આરંભ નિમિતનો આ ખાસ અંક કાઢવામાં આવ્યો છે. તેમાં લેખો વગેરેની

વિવિધતા સારી લેવામાં આવી છે, જેમના લેખો તેમાં પ્રકટ થયા છે, તેમની છબીઓ પણ મૂકી તેનું બહિરંગ સ્વરૂપ પણ શોભીતું કરવા પ્રયત્ન થયો છે. લેખોમાંથી કેટલાક મહત્વના અને વાંચવા જેવાં છે. નવીન વર્ષમાં તેનો અધિક અભ્યુદય થાઓ એમ ઇચ્છીએ છીએ.

(૫) **અનુક્રમણિ રામાયણ** લેખક રા. રા. મણીભાઇ ખંડુભાઇ દેશાઈ કાલીઆવાડી ડી, સુરત મૂલ્ય ચાર આના આ પુસ્તકમાં આખા રામાયણનો સંક્ષિપ્ત સાર કર્ત્તા તરફથી આપવામાં આવ્યો છે. પાંચમી ગુજરાતી સાહિત્ય પરિષદમાં તે પાસ થએલું ઈનામી પુસ્તક છે. એક હજાર લીટીના કાવ્યમાં રામાયણનો સાર આવી જાય છે. પુસ્તક લખવામાં કર્તાએ શ્રમ સારો લીધો છે, અને કાવ્યમાં પણ રસભંગ થવા દીધો નથી.

(૬) **તપસ્વિની**–(ત્રિઅંકી નાટક પ્રકાશક રા. રા વૈદ્ય હરીશંકર લાધારામ દ્વિવેદી ડોશીવાળાની પોળ અમદાવાદ મૂલ્ય આના દશ. ) આ આખું નાટક સતિત્વ પ્રભાવ ઉપર રચવામાં આવ્યું છે. સ્રીઓનું યથાર્થ કર્તવ્ય શું છે તે આ પુસ્તક વાંચતાં સરસ રીતે સમજી શકાય છે. પુસ્તકની ભાષા પણ સરળ અને રસજ્ઞ છે. દરેક પુરૂષે પોતાની ગૃહિણીને આવાં પુસ્તકો અવશ્ય વાંચવા આપવાં જોઈએ.

(૭) **સ્વામી–રામતીર્થ એમના સદુપદેશ ભાગ ૮–૯** (પ્રકાશક સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય અમદાવાદ ) સસ્તા સાહિત્ય તરફથી ચાલતી વિવિધ ગ્રંથમાળાનું ચાલુ ૧૯૭૨ ના વર્ષનું આ પ્રથમ પુસ્તક છે સ્વામી રામતીર્થના વેદાંતપૂર્ણ લેખોથી હવે કોઇ પણ ભાગ્યે અજાણ્યું હશે. તેમની ઉત્તમ ભાવનાઓ વાંચતા અંતઃકરણમાં એક પ્રકારનો વિલક્ષણ આનંદ પ્રકટ થાય છે. પ્રગતિને ઇચ્છનાર હરેક સ્રી પુરૂષે સ્વામી રામતીર્થના સદુપદેશ અવશ્ય વાંચવા જોઇએ આ ભાગના અનુવાદક રા. રા. રતીલાલ છોટાલાલ પાઠક અમારા સન્મિત્ર હોઇ તેમણે અનુવાદ ઘણી સરસ રીતે કર્યો છે. સ્વામી રામતીર્થના ગુજરાતીમાં અનુવાદો કરાવી સસ્તા સાહિત્યના મંત્રી સ્વામી શ્રી અખંડાનંદે ગુજરાત ઉપર મહત્ ઉપકાર કર્યો છે. વિવિધમાળાના દર વર્ષે ૨૦૦૦ પૃષ્ઠ નીકળે છે. અને તેનું વાર્ષિક લવાજમ પાકા પૂંઠાના રૂા. ત્રણ અને કાચાના રૂા. બે રાખવામાં આવ્યું છે.

---

## અગત્યની સૂચના.

વર્તમાન યુદ્ધના પ્રસંગને લઇને કાગળોના ભાવ દિનપરદિન વધતા ચાલ્યા જાય છે, માસિક અને વર્તમાનપત્રકારો તેમજ ગ્રંથકારોને આ વર્ષ ખરેખર એક મહાન કસોટી રૂપ છે આવી સ્થિતિમાં ગ્રાહકો તરફથી પોતાના લવાજમ

તરતજ મોકલાવી આપવામાં આવે અને ફક્ત એક એક ગ્રાહક નવીન મેળવી આપવામાં આવે તોજ આ સાહસ નીભી શકે એમ છે. કાગળની અત્યંત મોંઘવારીને લઇ યુરોપમાં કેટલાંએ માસિક અને વર્તમાન પત્રોએ પોતાના કદ ઘટાડી નાંખ્યા છે. અને કેટલાકોએ બંધ પાડયા છે. અમારો વિચાર આવી કસોટીના સમયમાં પણ પ્રકાશને ચાલુ રાખવાનોજ છે. સુજ્ઞ ગ્રાહકો પોતાના બાકી લવાજમ મોકલી આપી અને એક એક નવીન ગ્રાહક વધારી આપી અમારા આ વિચારને વધારે ઉત્તેજીત કરશે એવી સંપુર્ણ ખાત્રી છે. ભવિષ્યમાં વિવિધ પ્રકારના લેખોથી પ્રકાશને વધારે ઉપયોગી બનાવવા અમારી ધારણા છે. તેમજ તેના ગ્રાહકોને અધિક લાભ શી રીતે મળે તેવી કંઇક યોજના વિચારાય છે. આવતા અંકમાં તેનું વિસ્તારથી સ્વરૂપ આલેખાશે.

## હાલના અને પ્રાચીન કાવ્યો.

(૩)

આટલી સમાલોચના આદર્યા બાદ આપણે નરસિંહની સમકાલિન મીરાં વિષે ઉલ્લેખ કરીએ. તેમનાં પદો કેટલાંક હિંદીમાં છે તો કેટલાંક ગુજરાતીમાં પણ છે. " આ સ્ત્રી–ભકત કૃષ્ણભકિતથી ગાંડી છે. શાસ્ત્રકારોએ ફરમાન કાઢયું કે સ્ત્રીને પતિ સિવાય દેવ નથી ત્યારે આ સ્ત્રીએ જગતને જણાવ્યું કે તેને દેવ સિવાય પતિ નથી. " આત્મ નિવેદનનો વેગ એનામાં વિશેષ છે. નરસિંહના પદોમાં સેવ્યસેવકભાવ વા પૂજ્યપૂજક ભાવ સર્વોપરિ જણાય છે ત્યારે મીરાંનાં પદોમાં પતિપત્નીના અનન્ય દામ્પત્ય સ્નેહને અને તજ્જન્ય ભક્તિપરાયણ જીવનની તજ્જન્ય જાલી માલુમ પડી આવે છે. તેમનાં પદોમાં પ્રેમ, ઐકય અને અભિન્નતાના રસભર ઝરણાં વિલસી રહેલાં દિસે છે. પુરૂષભક્ત નરસિંહ કરતાં સ્ત્રીભક્ત મીરાંની કોમળતા પ્રેમળતા અને ભક્તિભાવની રસખસ કેલી અપૂર્વ ચિત્ર ખડું કરે છે. તેમની તન્મયતા અને તાદાત્મ્યવૃત્તિ ઓરજ છે. યોગની કેટલીક વાતે તે વિચારી શકયાં છે. અને એ યોગ-એ વરલ–તે ગિરધરલાલનો તેમને શાશ્વત અને સનાતન મળી ચૂકયો છે; જેનુંજ તે નિત્ય નિરંતર ગાન ગાય છે; જેમ તે સદોદિત તલ્લીનતા અનુભવે છે; જેમાં તે તદ્રૂપ બની જઇ એકતાન પામી ચૂકયાં છે. જીવનના ખારાખાટા અનુભવો, જગતની તીખાશ કડવાસના કળશો તેમણે ચારે પાસ ઢોળી અને કાળો વૈરાગ્યનો કામળો ઓઢી લીધો છે; અને તેમાંયે ' ગોવિંદો પ્રાણ અમારો રે ' એવું ભવ્યતા ભર્યું સનાતન સુરમ્ય સુરસ ગીત લલકાર્યું છે. આ એકજ ગીત તેમના જીવનનું અજબ લક્ષ્ય દાખવવા બસ છે. આ એકજ ગીત તેમના જીવનની પ્રાણુ પ્રસન્ન પ્રેરણુ પાય છે. એ અદ્ભુત જીવનની ભક્તિ પરાકાષ્ટા દર્શાવવાને એકજ ગીત પુરંતુ છે. એ દિવ્ય ગીત સોનેરી અક્ષરે આપણા સાહિત્યના સર્વ યુગમાં કોતરાયલું રહેશેજ.




(એક લઘુ વાર્તા.)

"કેમ! મારાથી દૂરને દૂર રહેતા હતા, મારૂં કહ્યું કાંઈ કરતા નહોતા, તે આજે મારા થઈ ગયા છો. જોયું કે મારૂં જાદુ." રાત્રે વાળુ કર્યા પછી પોતાના પતિને મુખવાસ આપતાં હસતાં હસતાં વિમળા બોલી.

રામમોહને જણાવ્યું. મને કહે તો ખરી કે તેં શું જાદુ કર્યું છે! મને પણ ખરેખર અજાયબીજ લાગે છે!

વિમળાએ કહ્યું, "એ કહેવાય એવું નથી." હુંજ અજાયબીથી ભરેલી છું. અરે! તેનાથી પણ આગળ વધીને જણાવું તો કહું છું કે તમે પણ અજાયબીથી ભરેલા છો.

"તું શું બોલે છે તે મને સમજાતું નથી." રામમોહને કંટાળીને કહ્યું.

"એમ સમજવું સહેલું નથી તો," હાસ્ય કરીને વિમળા બોલી. મારૂં જાદુ એવું છે કે કદાચ તમે જાણી લો તો પછી મારે તમારી ઉપર દાવો કરવો પડે. પણ મેં કાંઈ એ પેન્ટટ કરાવ્યું નથી કે જેથી મારી ફરીયાદ ચાલી શકે: માટે મારે તો એ ગુપ્તજ રાખવાનું છે.

"ગુપ્ત રાખશે તો પેટમાં ખદબદ થશે." સ્ત્રીઓના સ્વાભાવિક ચારિત્ર્યનું ભાન કરાવતાં રામમોહન બોલ્યો!

વિમળાએ કહ્યું, નાથ! તેની ચિંતા રાખશો નહિ. તમે મને અત્યારે સ્ત્રી સ્વભાવનું જે આડકતરી રીતે કટાક્ષમાં વર્ણન કરી દીગદર્શન કરાવ્યું છે પણ તેવી હું નથી. સ્ત્રીઓના પેટમાં કાંઈ વાત ટકતીજ નથી. એવી જે કહેતી પડી ગઇ છે, તેને હવે તો બહુ કાળ થયો છે. સ્ત્રીઓ કેવાં કેવાં કામ કરે છે, તેની એવી કહેવત જોડી કાઢનાર મનુષ્યને ખબરજ ન હોવી જોઇએ. જરા સ્ત્રી ચરિત્ર વાંચો એટલે તમને પણ તેની ખબર પડે!

આમ આડી ઉતરી કદાચ તું છટકવા માગશે પણ તેમ બનવાનું નથી. ચાલ કહી દે તે શું જાદુ કર્યું છે. કયા ફકીર કે ઓલીઆ પાસે તું શીખી લાવી છે તે તો જણાવ? રામમોહને ફરી પાછું પૂછ્યું.

વિમળા સ્મિત કરી બોલી ફકીર ઓલીયા પાસે તે એ જાદુ શિખાતું હશે! બળ્યું એટલોએ વિચાર નથી કરતા.

"ત્યારે શું કોઈ બાવા પાસે કે જોગી. જતી પાસે શીખી." રામમોહન અધિરો થઈ બોલ્યો.

બાવો કે જોગી જતિ તે શું શીખવતા હતા ? હું સર્વમે શીખવું તેવી છું. વિમળા બોલી.

"ત્યારે તું તે પરમેશ્વરની દીકરી છે કે જેથી તને એ જાદુ વારસામાં મળ્યું." રામમોહને વ્યંગમાં પૂછ્યું.

વિમળા બોલી. હા. હું પરમેશ્વરની દીકરીજ છું. સર્વ જગત પરમાત્મામાંથી ઉત્પન્ન થયું છે. અને આખી સૃષ્ટિના પિતા તેજ છે. એટલે તમે મને પરમેશ્વરની દીકરી કહો તેમાં મને કાંઈ ખોટું નથી. લો હુંજ કહું છું કે મને એ જાદુ વારસામાંજ મળ્યું છે. પરમેશ્વર મને એકલીને નહિ પણ સર્વને એનો વારસો આપે છેજ. પણ મનુષ્યો તેનાથી અજ્ઞાત રહે છે અને તેનો ઉપયોગ કરતા નથી અરે હું મનુષ્યની તે ક્યાં વાત કરૂં તમે પોતે પણ તેને જાણતા નથી. શિવ! શિવ!

રામમોહન ક્રોધિત થઈ બોલ્યો "કેમ હવે તારે સ્પષ્ટ બોલવું છે કે વાત વધારી દેવી છે." વધશે તો પછી તેનું પરિણામ ઠીક નહિ આવે.

વાત વધશે તો ટુંકી કરતાં ક્યાં વાર છે! માપ મારા હાથમાં છે તો તમારૂં પરિણામ તમારી પાસે રહેશે ઉસ્તાદ વિમળા બોલી,

હવે નાહક આવી ખોટી વાતો છોડી મુદ્દાની વાત ઉપર આવે તો મ્હોટી મહેરબાની થાય રામમોહને કંઈ પણ ઈલાજ ન ચાલવાથી છેવટે નમ્રતાનો આશ્રય લઈ કહ્યું.

ખરેખર નમ્રતાનો આશ્રય જ્યાં લેવામાં આવે છે ત્યાં અદ્દભુત પરિણામ પ્રકટે છેજ. કોઈ પણ મનુષ્ય ઉપર તેની અસર થયા સિવાય રહેતી નથી. રસ્તે ચાલનાર કોઇ અપરિચીત મનુષ્યને પણ જો તમે નમ્રતાપૂર્વક કાંઈ કહેશો તો તે ... કહેવું સાંભળશેજ. રેલ્વેટ્રેનમાં ખીચોખીચ મનુષ્યે બેઠા હોય તો પણ
ચૂકયાં ને આ નમ્રતાપૂર્વક તમે કહેશો કે ભાઇ જરા બેસવા દેશો તો
તેમણે ચારે ઇને બેસીને પણ તમને માર્ગ આપશે. આ પ્રમાણે હોવાથી
તેમાંયે ' ગો કે મનુષ્ય નમ્રતાના ગુણને લીધે જે કાંઈ કરવા ધારે તે કરી
ગીત લલકાર્યું છ પત્ની વિમળા ઉપર પણ આની અસર થઈ. રામબાણ
બસ છે. આ એકજ થયલું સાંભળ્યું છે! અમૃતપાન કર્યા પછી મૃત્યુનો
અદ્દભુત જીવનની ભક્તિના કદી પણ નહિ. આથી વિમળા ઉપર પણ
ગીત સોનેરી અક્ષરે અ

રામમોહનના આ વચનોની અસર ન થાય એ કેમ બને! તરતજ તેના ઉપર અસર થઈ અને તે નીચે પ્રમાણે બોલી.

હૃદયેશ્વર? ધીરા થાઓ. આટલી બધી ઉતાવળ શાને માટે કરો છો? શાંતિ રાખવાથી સર્વ મળે છે એ મહાવાક્ય શું તમે ભુલી ગયા? વશીકરણ અથવા મારૂં જાદુ તમને કહેવાનોજ મારો વિચાર છે. એથીજ મેં આ વાતને ઉપાડી હતી. જો મારે કહેવાનો વિચાર ન હોત તો એ વાત હું ઉકેલત શું કરવા જેમ બાજીગર પોતાને રમત કરવી હોય છે ત્યારેજ પોતાની ઇંદ્રજાળ ઉકેલે છે. તેમ આ વિમળાને પણ એ વાત આપને જણાવવાની ઇચ્છા થઈ છે તેથીજ તે ઉપાડી છે.

મારો જાદુયે અન્ય નથી. તમે પણ જાણીને આશ્ચર્ય પામશો કે એ તો સામાન્ય છે. હવે હું તમને જણાવું છું કે મારો જાદુ એ **પ્રેમ** છે. આપના પ્રતિ વિશુદ્ધ અંતઃકરણના પ્રેમથી આપની સહભાગિની તરીકે આપની હું સેવા કરૂં છું. અને મારી એ અનન્ય સેવાને લીધે આપ મારા થઈ ગયા છો.

રામમોહન બોલ્યો. આ તો હું જાણતોજ હતો. અરે પહેલાથી તે કહી દેવું હતું ને? વાત નહિ, અને વાતનો પાયો નહિ. આ તો "માથા કરતાં પઘડી ખહોતેરી" ના જેવો ઘાટ થયો.

વિમળાએ કહ્યું હુંજ પ્રથમ કહેતી હતીને કે એને તમે પણ જાણો છો. પરંતુ માત્ર તમે તેને જાણો છો અને મેં તેને આચારમાં મૂક્યોછે એટલોજ આપણા બે વચ્ચે તફાવત છે.

રામમોહને કહ્યું, પણ વ્હાલી આ સામાન્ય સરખા પ્રયોગથી આવું અદ્ભુત કાર્ય થઈ શકે એ શું સંભવે છે?

વિમળા બોલી, ના કેમ સંભવે? હાથ કંકણને આરસીની શી જરૂર? દાખલો કાંઈ શોધવા જવો પડે તેમ નથી. મારોજ દાખલો લ્યો કેમ મારા પ્રયોગથી તમે હાલ મારા થયા છો કે નહિ?

હા અવસ્ય, રામમોહને પોતાની પ્રિયાને એક ચુમ્બન લેતા જણાવ્યું.

પ્રાણેશ! વિમળા બોલી આ પ્રેમ એજ અમારે સ્ત્રીઓનું વશીકરણ છે. કેટલીક સ્ત્રીઓ આ વશીકરણને માટે જોગી જતી પાસે જઈ પોતાના પતિ ઉપર કેટલાક તાન્ત્રિક પ્રયોગ કરાવે છે પણ તેનું પરિણામ કોઇ પણ જગ્યાએ સારૂં આવેલું મારી જાણમાં નથી. ઉલટું "ખાડો ખોદનાર પડે" એ જન પ્રચલિત કહેવત પ્રમાણે એનાથી એ સ્ત્રીને તેમજ તેના પતિને ઉભયને નુકસાનજ થાય છે. માટે આવા ખોટા પ્રયોગો કરાવવાની ઇચ્છા કોઈ પણ સ્ત્રીની નજ હોવી ઘટે. કેમ ખરૂં ને?

રામમોહને કહ્યું, એક વખત નહિ પણ હજાર વખત ખરૂં. પણ તારા જેવું અન્ય સ્ત્રીઓ સમજતી હશે ત્યારે ને!

વિમળા બોલી. ઘણી ખરી સ્ત્રીઓ તો આ વાતને સમજે છે. આવા પ્રયોગો કરાવનાર નીચ સ્ત્રીઓ તો કોઇ કોઇજ હોય છે, પણ તેઓને લીધે આખા સમાજને માથે તેમના અપકૃત્યનો જવાબ આવી પડે છે. ખરેખર એવી સ્ત્રીઓ તો નર્કનીજ અધિકારીણી છે.

રામમોહને જણાવ્યું, " વ્હાલી! આ તારી સઘળી વાત યથાર્થ સત્ય છે. પણ મને એક શંકા ઉત્પન્ન થાય છે કે પ્રેમ જેવા સામાન્ય પ્રયોગને લીધે આવું અદ્દ્ભુત પરિણામ પ્રકટતું હશે!

હાસ્ય કરીને વિમળા બોલી, હજી પણ શંકા રહી ખરીને! પ્રેમનું બળ એટલું બધું છે કે તેને કાંઇ પણ અશક્ય જેવી વસ્તુજ નથી. **પ્રેમની ઉત્પતિ પરમાત્મામાંથી** છે. અર્થાત્ પ્રેમમયજ પરમાત્મા છે એમ કહીએ તો તે પણ ખોટું નથી. જેમ નાનાં સરખા વેદના અથવા ઉપનિષદ્દના મંત્રમાં અદ્દ્ભુત સામર્થ્ય રહેલું છે તેમ આ પ્રેમના સંબંધમાં પણ છે. **પ્રેમ એ પણ એક મંત્ર** છે. અને તેના જાપથી ધારેલું ફળ મળે છે. મારે આ સ્થળે જણાવવું જોઇએ કે કેટલાક આ સ્થળે વિષયપ્રેમને પ્રેમ કહેશે. પણ પ્રેમનું શુદ્ધ સ્વરૂપ એ તદન જુદુંજ છે: વિષયપ્રેમ એ ક્ષણીક છે. ત્યારે આ અખંડ છે. **પ્રેમનું શુધ્ધ સ્વરૂપ હૃદયની** તથા **તનની મનની એમ સર્વાંગની એકતા છે. અને આ** એકતાને ધારણ કરનાર દંપતીજ સુખી છે. તેમનાજ ગૃહસ્થાશ્રમને ધન્ય છે.

તમારૂં કહેવું હવે મને બરાબર સમજાયું. પ્રેમની કિંમત હવે ખરેખરી રીતે મારા લક્ષમાં આવી. જેમ નાની સરખી અગ્નિની ચીનગારી મોટા મહાલયને પણ ભસ્મિભૂત કરવાને માટે બસ છે. તેમ ગમે તેટલા વિરોધીપણાને ટાળવાને આ પ્રેમજ જબર્જસ્ત સાધન છે. પણ મનુષ્યને તેની કિંમતજ કયાં છે. વાંદરાના હાથમાં ચિંતામણી હોયે તો તેની તેને કાંઇ કિંમત હોતી નથી, તે તો તેને સામાન્ય કાચગણી ઉપેક્ષા કરે છે. તેમ મનુષ્યો પણ આ પ્રેમની ઉપેક્ષાજ કરે છે. જનસ્વભાવની સ્વાભાવિક પ્રકૃતિનું દર્શન કરાવતાં **રામમોહને** જણાવ્યું,

"અરે તમે પણ આજ સુધી તેવાજ હતા." વિમળા બોલી મેં તમને જણાવ્યું ત્યારે કે?

"હા તેટલા માટે તારો ઉપકાર અને આભાર" **રામમોહન** બોલ્યો.

"હવે બસ થયું" મારે ઉપકાર કે આભાર જોઈતો નથી. કેમકે કદાચ આભારના ભાર નીચે દબાઈ જશો તો મારેજ તેમાંથી છૂટા કરવા પડશે." વિમળા સ્મિત કરી બોલી.

એમ કે "ત્યારે આભાર નથી માનતો થયું." રામમોહને કહ્યું.

"ત્યારે તમારા હૃદયની કૃતઘ્નતા કહેવાય." વિમળા બોલી.

અરે! હવે મારે તે શું કરવું. રામમોહને અકળાઇને જણાવ્યું આભાર માનું તેમાં આભારનો ભાર લાગે અને ના માનું તેમાં હૃદયથી કૃતઘ્નતા કહેવાય." આ દુઃખ તે મારે કોને જઈને કહેવું?

કોને જઈને શું. મને જઈને કહેવું. વિમળાએ પૂર્ણ પ્રેમથી પતિના ખોળામાં શયન કરતાં જણાવ્યું.

રામમોહન તેના ચંદ્ર જેવા મુખ ઉપર એક ચુમ્બન લઇ બોલ્યો ખરેખર તું ઉસ્તાદ તો બહુ છે!

વિમળાએ કરેલો વશીકરણરૂપ પ્રેમનો પ્રયોગ પ્રિય દંપતી તમે પણ કયારે કરીને એક બીજાને વશ થઈ રહેશો, અર્થાત્ એકતાને પામશો?



## સુજ્ઞાની એક ક્ષણ.

પ્રત્યેક મનુષ્ય કે જે કંઈ પણ કરવાને ઇચ્છે છે તેને સર્વ સાધનો સર્વ પ્રકારના શુદ્ધ વિચારો, ને સર્વ પ્રકારની અનુકૂલતા હોય છે પણ કાર્ય કરવાનો પૂર્ણ સમય નથી મળતો એમજ સર્વને લાગે છે વળી કોઇ કોઇ, સમયે અનેક પ્રકારના ઇચ્છિત કાર્ય માટે સમય ગાળવામાં આવે છે પણ તે કાર્યથી અંતે જે પ્રકારનો આનંદ મળવો જોઈએ તે મળતો નથી ને સમય નકામો ગયો એમ થઈ રહે છે. અનેકને આજ પ્રમાણે સમયની પ્રતિકૂલતાજ જ્યાં ત્યાં નડે છે ને તેથી વાસ્તવ પૂર્ણત્વને ન પામવાથી અસંતોષને ઘણા મનુષ્યોને સેવતા આપણે જોઈએ. છીએ.

આ સમયની પ્રતિકૂલતાને લીધેજ જ્યારે ઘણા સમય સુધી અસંતોષને ધારતાં કેવી રીતે એક નવી યુક્તિ જડવાથી એકને સર્વ પ્રકારે સર્વોત્તમને પૂર્ણપણું મળ્યું છે એવું એક સુજ્ઞા નામની સ્ત્રીનું જીવન જોઈશું ને આપણે પણ તેથી વિશેષ કંઈ જાણવાજેવું મળે એવું હોવાથી તે અયોગ્ય નહીંજ ગણાય.

આ શ્રીમતિ સુજ્ઞા ખરેખર અનેક રીતે અત્યંત બુદ્ધિશાળી સુશીલ અનેક સદ્ગુણ સંપન્ના ને સદ્વિચારને સેવનાર હતી. તે પ્રતિક્ષણ એજ વિચાર કરતી

હતી કે કેવાં સાધનથી, કેવા વિચારથી ! ને કેવી ક્રિયા કરવાથી ઉન્નતિને પામી શકાય ! ને તે માટે તે ઘણો સમય તેવા કોઈ શુભ વિચારોમાં કાઢતી હતી.

સ્ત્રીઓને જાણવા યોગ્ય ગૃહ સંબંધીના કાર્યનું જ્ઞાન પણ તેને સારૂં હતું પાક કલા, ચિત્ર કલા, ભરવું, ગુંથવું એવાં કેટલાંક સુક્ષ્મ કામો પણ તે અત્યંત સુંદર રીતે કરતી હતી.

અતિથીસત્કાર જે ગૃહસ્થોને મુખ્યત્વે કરીને કરવાનો હોય છે. તેના યોગ્ય સ્વરૂપને તે જાણતી હતી ને સર્વ પ્રતિ પ્રેમથી રહીને સર્વનો યોગ્ય સત્કાર કરતી.

જે કોઇ તેને ત્યાં જતાં તે સર્વની ઉચ્ચ પ્રવૃત્તિ જોઈને આનંદને પામતાં. અન્ય સામાન્ય સ્ત્રીઓની માફક કોઈ પણ પોતાને ઘેર આવે તો અત્યંત સંતાપથી કહે કે 'વળી આ પીડા કયાંથી આવી ને ક્યારે જશે' એવું જે નિત્ય કહ્યા કરે છે તેવો ભાવ આ સુજ્ઞાને કદી પણ સ્ફુરતો નહીં.

અનેક સ્ત્રીઓ જેનું અંતઃકરણ હલકું હોય છે તેમજ બહારની પણ તેટલી અવ્યવસ્થા, ભોજનની અવ્યવસ્થા, બીછાનાની તેવીજ સ્થિતિ અનેક વસ્તુઓ પણ તેજ પ્રમાણે, અવ્યવસ્થિત સ્થિતિને આવું સર્વ જોતાં સર્વને તેથી એમજ થાય છે કે કયારે અહીંથી છૂટીએ ને વિશેષમાં અપમાન યુક્ત વર્તન આ પ્રમાણે જે સ્ત્રીઓમાં અંતર, બહાર, મલિનતાજ હોય છે તેવું કશુંજ આ સુજ્ઞાના હૃદયમાં કે ગૃહમાં નહોતું પણ અનેક પ્રકારે પ્રશંસનીય હતું. તેનું ગૃહ, તેની વ્યવસ્થા તેની સ્વચ્છતા ને તેની પ્રત્યેક ક્રિયા સર્વને તેના પ્રતિ માન ઉપજે એવીજ હતી. જે કોઈ તેને ત્યાં જતાં તેને સ્વભાવિકજ એમ રહ્યા કરતું કે એ ચાર દીવસ વિશેષ આ સ્થલે રહેવાનું હોય તો સારૂં. આ પ્રમાણે તેનું અતિથી પ્રતિનું વર્તન હતું.

પાકકલા કરવામાં પણ તેજ પ્રમાણે તેના વિધીને તે અત્યંત સુંદર પ્રકારે જાણતી હતી ને તેથી પણ અનેક મનુષ્ય તેના હસ્તથી કરાએલા ભોજનથી તૃપ્તિને પામતાં હતાં. સર્વના પ્રતિ તેનો શુદ્ધ સ્નેહ હોવાથી આ ભોજન કરવામાં પણ અત્યંત સાવધાનતાથી ને જે કંઈ કરે તે સારૂં થાય તેમ તે ઇચ્છતી હતી. ગમે તેવું બગડેલું, ગંધાતું, ને નિરસ થએલું અન્ન તે ગૃહમાં રાખતીજ નહોતી ને આ પ્રમાણે આથી સર્વ તેના ગૃહના ભોજનની ઇચ્છા રાખતાં.

ચિત્રકલાને સામાન્ય પ્રકારે તે જાણતી હતી. ગુંથણકામ, ભરતકામ, પણ તે ઘણી સારી જાતનું સુંદર પ્રકારે કરી શકતી ને જે કોઈ શીખવા આવે તેને યથાર્થ પ્રેમપૂર્વક શીખવતી હતી. પ્રાતઃકાલમાં ભોજન વીગેરેના કાર્યથી નિવૃત્ત થઇને જ્યારે તે બેસતી ત્યારે તે આ પ્રકારના કાર્યમાં પણ થોડો કાળ ગાળતી

હતી ને પોતાના ગૃહના શૃંગાર જેવી વસ્તુઓ બનાવીને ગૃહને શોભાવતી હતી ને અન્યને પણ શીખવવામાં પણ સમય ગાળતી

આ બધાં કાર્ય તે કરતી પણ તેનો ઘણો સમય કોઈ પણ સદ્ગ્રંથના વાંચનમાં, થોડો કંઈ નવીન અભ્યાસ કરવામાં જતો હતો. પુસ્તકો વાંચીને તેના પર કંઈક થોડા વિચાર કરવાની તેની ટેવ હતી ને તે પર વિચાર કરી તે પ્રમાણે વર્તવા પણ આગ્રહ ધરતી હતી. કંઈ કામ નથી તો જરા ચોપડી લઈને બેસવું એવા ભાવથી તે પુસ્તક વાંચતી નહોતી પણ તે પુસ્તકોમાં સૂચવ્યા પ્રમાણે ને તેમાં વર્ણેલાં પ્રમાણ પ્રમાણે તેનો ઉંડાણથી વિચાર કરતી આ પ્રકારે તે અભ્યાસ કરતી હતી છતાં પણ તે પોતાને જેવા પ્રકારની ઉંચી સ્થિતિમાં સ્થાપવાને ઇચ્છતી હતી તેવું તે કંઈજ જોતી નહોતી ને તેથી અસંતોષને સેવતી.

સામાન્ય મનુષ્યોને અને અનેક બુદ્ધિમાન મનુષ્યોને તે આ વિષે વારંવાર પુછતી ને શી રીતે ઉન્નતિને સત્વર પમાય તે માટે તે વિચારશીલ રહેતી.

કોઈ તેને કહેતાં કે અન્ય સર્વ કાર્યથી નિવૃત્ત થઈ વિશેષ સમય સદ્વિચાર ને સત્‌ક્રિયામાં ગાળવામાં આવે તો ઠીક, તો કોઈ કહેતાં કે જ્ઞાનના પુસ્તકો ઘણો સમય વાંચો, કોઈ કહે કે કોઈ અભ્યાસમા વિશેષ સમય વીતાવો આ પ્રમાણે તેને સર્વ પોતપોતાના અભિપ્રાય પ્રમાણે કહેતાં પણ કોઈ તેને એવો કોઈ નવીન વિચાર કે માર્ગ બતાવનાર ન મળ્યું. આ સર્વ તો તે નિત્યજ કરતી હતી ને તેથી તેની ઇચ્છા પૂર્ણ થઈ નહિં ને નિત્ય તેની વૃત્તિ અસંતુષ્ટ રહેતાં ને વિકલ અંતઃકરણ રહેતાં જે નિત્યના સર્વ કાર્યો તે કરતી હતી તે પણ વ્યવસ્થા રહીત થવા લાગ્યાં ને બીજી બાજુથી કોઈ પ્રકારે ઉન્નતિને પામવાનો માર્ગ પણ તેને જડયો નહિં છતાં પણ આસ વિષયની તેની તીવ્રેછા ન્યૂન થઈ નહોતી.

આ પ્રમાણે કેટલોક સમય જતાં એક સમયે તે આજ વિચારમાં તીવ્રેચ્છાથી વિચાર કરતી બેઠી હતી એટલામાં કંઇ એક અવાજ થયો ને તે અવાજથી તેના અંતરમાં કંઈક જાગૃતિ, ઉત્સાહ, પ્રકટીને એકાએક વિશેષ બળ આવેલું ભાસ્યું; તે અવાજનો વિચાર હવે તેનું હૃદય કર્યા કરે છે ને તેમાંને તેમાં કંઈક નવીન ને નવીન એને જણાતું જાય છે. આ પ્રમાણે જોતાં ને વિચારતાં લગભગ એકાદ કલાક જેટલો સમય થયો એટલે પુનઃ એ અવાજ થયા ને તેથી તે એ અવાજે પૂર્વ કરતાં હવે વિશેષતર બળને સુજ્ઞાના હૃદયમાં પ્રકટાવ્યું. એકાએક તે બોલી ઉઠી 'અવશ્ય હું સર્વ કરી શકીશ મને કુંચી જડી છે, જે સમયની આટલા સમયથી તે રાહ જોતી હતી ને તે માટે તે અનેક વિચારને અનેક ક્રિયા કરતી ને કંઇક પણ સૂજ્યું નહોતું તે આજે તેને મળ્યું ને અવશ્ય આ પ્રમાણે વર્તીશ એમ તેણે પ્રતિજ્ઞા કરી.

આ અવાજે તેને ખરેખર અદ્ભુત જ્ઞાન આપ્યું ને તેથી ગમે ત્યારે હું ગમે તેવી સ્થિતિમાં સર્વ હું કરીશ. એવું તેને ભાન રહેવા લાગ્યું.

સુજ્ઞાને આ અવાજથી જે નવીન જ્ઞાન મળ્યું, તે કોઇ રીતે અદૃસ્ય રહી કોઈ મહાત્માના સ્વરે કે કોઇ અદૃષ્ય સત્તાએ તેમ કર્યું છે એમ સર્વને લાગે એમ છે. આ અવાજ અથવા તે દ્વારા કોણે તેની ભૂલ તેને સમજાવી? કોઈ પણ મનુષ્ય આ સમયે તેની પાસે હતું નહિં. કોઈએ તેને કંઈ અદૃષ્યથી આવીને કહ્યું નથી. આ પ્રમાણે તેને માર્ગ બતાવનાર ને તેની પાસે નિત્યજ રહેનાર એક વસ્તુ હતી ને આ પ્રમાણે થવાથી તે અત્યંત આનંદ પામી.

આટલા સમય સુધી સર્વ પ્રકારે તે નિપૂણ ને ચાતુર્યયુક્ત હતી. વારંવાર તે ઘણા પ્રકારના સત્કાર્યમાં સમય ગાળતી તે છતાં પણ તેને એમજ રહેતું કે વાસ્તવ પૂર્ણત્વને પામવા યોગ્ય જ્ઞાન હજી નથી ને તેમાંજ એક એજ અપૂર્ણતા હતી કે જે વિધિથી ને જે કલાથી તે સર્વ કરવાં જોઈએ, તે પ્રમાણે તે થતાં નહિં.

આજે પૂર્ણપણે વેગથી કાર્ય કરે છે. થોડો સમય વાંચે છે પણ પૂર્ણપણે જ્ઞાન મેળવે છે થોડો સમય જપ કરે છે અદ્ભૂત શાંતિને પામે છે. થોડોજ સમય લખે છે અત્યંત અસરકારક ને આકર્ષક લેખ લખી શકે છે ને પૂર્ણતાને પામી આનંદથી જેમ પેલા અવાજે તેને જ્ઞાન આપ્યું તેમ આ પણ વિજયઘોષ, વિજયનો ડંકો સર્વત્ર વગાડી રહી. હવે સર્વને સહજ એમ થાય કે આ એવી કઈ વસ્તુ હશે કે તેના અવાજથી સુજ્ઞાને જે જોઈતું હતું તે મળ્યું પણ તે કંઇ સુજ્ઞાનેજ જ્ઞાન અર્પવાનાજ ઉદ્દેશથી કઈ ઇશ્વરે તેનેજ માટે રચી નહોતી પણ આજે તે સર્વના ગૃહમાં નિત્યજ સમીપમાંજ રહે છે ને વારંવાર તેનો સર્વને ખપ પડે છે તેની પાસે આપણે પણ જો જ્ઞાન મેળવવું હોય તો મેળવી શકીએ તેમજ છે હવે આપણી જીજ્ઞાસા વૃત્તિ અત્યંત આતુર થઈ છે ને એમજ ઇચ્છે છે કે ક્યારે હવે તે જેમ સુજ્ઞાને જ્ઞાન આપ્યું તેમ આપણને પણ જ્ઞાન સ્ફુરાવવા ધ્વનિને કાઢે તેથી જો આપણે પણ જો સુજ્ઞાની માફક જ્ઞાનને પામી ઉન્નતિને પામવાની તીવ્રેચ્છાવાળાં હોઈએ ને સમયનો બધો કાલ કાઢતાં છતાં કશુંજ મેળવી શક્યા ન હોઈએ તો આજે અત્યંત તીવ્રેચ્છાજ ઉઠી છે તો ચાલો આપણે પણ સુજ્ઞાને જ્ઞાન જેણે આપ્યું છે તે તરફ જોઈએ.

અરે! હવે આપણે તીવ્રચ્છાથી નીચાં મુખને ઉંચું કરી સામે ભીંત ઉપર દ્રષ્ટિ કરીએ શું જોઈએ છીએ!

સુજ્ઞાને જે અવાજે જાગૃતિ, બળ, કાર્ય કરવાનો ઉત્સાહ આપ્યો છે તે અવાજને કાઢનાર કઈ વસ્તુ છે!

આ વસ્તુ તે બીજી કોઇજ નહિં પણ નિત્ય આપણા ઉપયોગનું આ ભીંત પર ટાંગેલા સમયદર્શક યંત્ર તરફ જોઇએ. આણેજ સુજ્ઞાને ઉત્સાહ પૂર્ણ કરી

મૂકી છે અત્યારે પણ તે ધ્વનિ કરે છે. એક ડંકો વગાડે છે ને તે એક ડંકો ક્યારે વગાડે છે કે તેની ગતિમાં તે ફરીને વિજયી થાય છે, પ્રત્યેક ક્ષણે ક્ષણનું કાર્ય પૂરૂં કરીને તે અવાજ કરે છે.

સુજ્ઞા એમજ કહેતી કે જાણે આ ધ્વનિ થતાં મને એમજ ભાન થવા માંડયું કે પ્રત્યેક ક્ષણ જો નિયમિતપણે કાર્ય થાય ને જેમ યંત્રે મને અવાજથી સૂચવ્યું કે અવાજ થયા પછી એક ડંકો વાગ્યા પછી જોતજોતામાં એક ક્ષણ બે ક્ષણ ચાર ક્ષણ પાંચ ક્ષણ થઈ જલદી સમય જવા માંડયો ને મને ભાન થયું કે જે પ્રત્યેક ક્ષણો જેટલી ત્વરાથી વહી જાય છે ને તેની ગતિ નિયમિત થઈને હું જોઉં છું તેટલામાં તો એક કલાક થઈ ગયો છે માટે આ પ્રમાણે મેં કોઈ સમયે કાર્ય કર્યું હોત તો આજે અનેક કર્મો કરી ઉન્નતિને મેળવી હોત આ સમયદર્શક યંત્રે ખરે મને અદ્ભૂત જ્ઞાન આપ્યું છે ને એક કલાક પૂર્ણપણે કાર્ય કરતાં ને નિયમિતપણે કાર્ય કરતાં કલાકના અવધિએ બે ડંકા થયા ને તેથી મેં એવો ભાવ લીધો કે નિયમિત કાર્યની પાછળજ ખરી ઉન્નતિ છે અને આનંદ છે. જે ક્ષણે જે કાર્ય કરવાનું હોય તે સમયે તે યથાર્થને તત્કાળજ કરવું એજ ખરો કાર્ય કરવાનો સમય છે, ને તેમાંજ ઉન્નતિ રહેલી છે. આ પ્રમાણે સુજ્ઞાએ તત્કાલ કરવું શરૂ કર્યું- હવે તેને સૂજ્યું કે ખરે એકજ ક્ષણ પણ નિયમિતપણે કાર્ય કરવાને માટે પૂર્ણ છે ને આ એકજ ક્ષણ એક એવું અપૂર્વ બળ અર્પે છે કે જેવી રીતે પ્રત્યેક ક્ષણ નિયમિતપણે ને પૂર્ણપણે કાર્ય કરે છે તો અંતે પ્રત્યેક ક્ષણ મળી એક કલાક થતાં તેની નિયમિતતા જણાઈ છે તેમ પ્રત્યેક ક્ષણે જે કાર્ય કરવાનું તે નિયમિતને લક્ષપૂર્વક થતું હોય તો અંતમાં તેનો સરવાળો કરતાં એક મોટું કાર્ય આપણે હાથે થાય છે ને સર્વ કાર્યોમાં ઉન્નતિને પમાય છે.

આ પ્રમાણે આપણે અનેક પ્રકારના વિષયો જાણવાને અનુભવવાને ઈચ્છનાર છીએ ને તે માટે સમયની અનુકૂલતા નથી એ બોલવાનો હવે અવકાશ રહેતો નથી.

આપણે જેમ સુજ્ઞા પૂર્વે સમય ગાળતી હતી તેમ તો કાઢીએજ છીએ ાા કલાક કલાક બે ચાર કલાક કાઢીએ છીએ ; પણ અંતે શું કંઈજ નહિં હતા ત્યાંના ત્યાંજ.

એકજ ક્ષણ સર્વ કરવા સમર્થ છે અનેક પ્રકારના અશુભ વિચાર અટકાવવા શું કરવાનું છે તે સમયે કંઈ કલાક બે કલાકની નવરાશ કાઢી અમુક વિચાર આવ્યો તો તેની નિવૃત્તિ કેમ કરવી તે માટે તે સમયે કોઈ પુસ્તકમાંથી બોધ મળી આવવાનો નથી તેમ તે સમયે કોઈ આવીને કે કોઈ પાસે જઈને બોધ લેવાતો નથી પણ જે સમયે ક્રોધ કે એવોજ કોઈ અશુભવિચાર પ્રકટયો તો તેજ સમયે એજ ક્ષણે શાંતિના વિચારને આણવો પછી એજ થવાનું કે બીજી ક્ષણે

જરા શાંતિ વિશેષ લાગવાની ને આ બે ક્ષણે જે કાર્ય કર્યું તેથી પછીની બીજી ક્ષણોમાં શાંતિના વિચારો શાંતિ શું લાભ કરે છે એવું સ્ફુરતાં પેલાં ક્રોધને નિવારી શકાય છે ને જેમ પ્રત્યેક ક્ષણોનું એકત્રપણું તે યથાર્થ નિયમિતપણાથી પૂર્ણપણે એક કલાક થાય છે ને એ પ્રમાણે બાર કલાક થતાં દીવસ થાય છે તેમ એકજ ક્ષણ કરેલો શુભ વિચાર અન્ય અનેક શુભ, વિચારને લઈ આવે છે ને આપણા જીવનને પૂર્ણત્વની સ્થિતિમાં પહોંચાડે છે.

સમયને માટે રાહ જોઈ બેશી રહેવાથી કદી પણ અનુકૂળતા આવતી નથી ને તેથી એકજ ક્ષણનો પણ પૂર્ણ લક્ષ દઈને કરેલો શુભવિચાર આપણું આંતર એવી રીતે ગ્રહણ કરે છે કે તે કદી પણ ભૂસાતા નથી ને વારંવાર એમજ કરવાથી અતિશય મોટા કાર્ય અત્યંત સદ્‌ગુણો ઉંચી કલ્પના કરી શકાય છે.

આ એકજ ક્ષણને અમૂલ્ય સમ જાણનાર અનેક મનુષ્યો એક એક ક્ષણને નિયમિત રીતે ગાળીને વિદ્વત્તાને તથા અત્યંત જ્ઞાનને પામ્યાં છે.

સમય મળે ત્યારેજ અમુક કાર્ય કરાશે આ પ્રકારની આશા રાખવી એ કેવલ દુરાશાજ છે. પણ પ્રત્યેક ક્ષણે શુભ વિચારને તથા શુભ ક્રિયાને કરતા રહેવાથી આપણે પણ વિજયનો ધ્વનિ કાઢવા શક્તિમાન થઇએ તેમ છે.

આપણે પણ આ ક્ષણથી તે નિયમે કાર્ય કરવા માંડીએ કે જેથી સત્વર સર્વમાં વિજયનેજ જોઈશું.

---

# જ્યોર્ત્તિમયી.

( અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ઠ ૪૭ થી )

વિનોદચંદ્ર-"જ્યારે એમજ છે, ત્યારે હવે આપણે એજ માર્ગે વહીને જીવનને આનંદિત કરીશું.

જ્યોતિર્મયી બોલી, ખરેખર જીવનને આનંદિત કરવાનો એજ સર્વોત્તમ માર્ગ છે. ગમે તેવું કષ્ટ હોય તો તે પણ પ્રાર્થનાથી ટાળી શકાય છે; પણ નાથ હવે આપણે આજથીજ તેને આચારમાં મૂકવાની જરૂરછે. ખરેખરૂં સુખ તો તેમાંજ રહેલું છે. આપણે આ જાણ્યું તે જાણ્યું એમ અનેક પ્રકારે જાણ્યું પણ જ્યાં સુધી તેને પ્રાપ્ત કર્યું નથી ત્યાં સુધી જાણેલું સઘળું ન જાણ્યા બરાબરજ છે. વાતોના વડાથી કાંઈ પેટ ભરીને જમાતું નથી. ક્ષુધાની નિવૃત્તિ અર્થે તો ખાસ પરિશ્રમ વેઠી વડાં કરવાંજ પડે છે. આજ પ્રમાણે સર્વના સંબંધમાં છે. માટે જાણેલું આચારમાં મૂકવું એ પ્રથમ કર્તવ્ય છે.

વિનોદચંદ્ર બોલ્યો, હા સત્ય વાત છે, પણ હવે સમય વધારે થઈ ગએલો હોવાથી નિંદ્રાની જરૂર છે. કહેવામાં આવ્યું છે કે થાકેલા મગજને નિંદ્રાની અનિવાર્ય જરૂર છે.

હા ત્યારે ચાલો, આજથીજ આપણા ઈષ્ટ સ્મરણરૂપ કાર્યનો આરંભ કરી શયન કરીએ. જે મનુષ્ય પોતાના આજના કામને કાલ ઉપર મુલતવી રાખતો નથી તે અવસ્ય વિજયને મેળવે છે. આજનું કામ કાલે કરીશું એ પ્રકારની દુર્ગુણરૂપી તન મનને પાયમાલ કરનારી આળસને વશ થઈ આજે કેટલાએ મનુષ્યો પોતાનો વિજય તથા પ્રગતિને અટકાવતા હશે તેનું પરિણામ અને તેની ગણત્રી કરવાનું કામ કોઇ સહેલું નથી.

વિનોદચંદ્ર—ઘણાએ મનુષ્યોની પ્રગતિ એનાથી અટકે છે. હું પોતે પણ કબુલ કરૂં છું કે મારામાં પણ એ દુર્ગુણનો વાસ છે. પણ મારા સંગમાં તારા જેવી બુદ્ધિમાન સ્ત્રી હોવાથી એ દુર્ગુણનો સત્વર નાશ થઈ શકશે એવી આશા છે. આજનું કામ આજે નહિ કરવામાં કેટલાક લોકો વહેમી પણ હોયછે. કેમકે તે શુકનને માનનારા હોય છે આજે તો આ કામ નહિ થાય. આજે આ નડે છે. એ પ્રકારના વચનો બોલી નકામો કાળક્ષેપ કરી આળસમાં પડી રહેનાર મનુષ્યો મૂર્ખજ છે. તેનો ટોટો નથી.

જ્યોતિમયી આજનું કામ કાલે કરીશું. આજ એ કરવાનું મુહુર્ત નથી એમ માનવું એ તદન ભૂલ ભરેલું છે પણ દીલગીરીની સાથે જણાવવું પડે છે

કે આપણામાં ઘણે ભાગે આ પ્રકારેજ થતું જોવામાં આવે છે. આ વર્તનથી આપણે ઘણું ગુમાવ્યું છે અને હજી પણ ગુમાવીએ છીએ. પણ આંખજ ક્યાં ઉઘડે છે! કેટલાએ સમયના સંસ્કાર તે કાંઈ એકદમ નિવૃત્ત થવા સહેલા છે. મારા વિચાર પ્રમાણે તો પ્રત્યેક દિવસ એ મનુષ્યની પ્રગતિનો દીવસછે. અને તે તેને વિજય અર્પવાજ નિર્મિત થએલો છે. આ ભાવનાને અંતઃકરણમાં જાગ્રત રાખી પોતાના કાર્યમાં યોજાનાર હમેંશા વિજય અને સુખનેજ અનુભવેછે. ચાલો ત્યારે હવે આપણે પરમકૃપાળુ પરમાત્માની પ્રાર્થના કરી લઇએ.

સ્ત્રીઓના શૂરમાં સ્વાભાવિકજ મીઠાશ સારી હોય છે. માટે આજે તુંજ કાંઈ ગા. વિનોદચંદ્રે કહ્યું.

જ્યોતિર્મયીએ જણાવ્યું. કાંઈ હરકત નહિ નાથ? હું ગાઈશ પરંતુ મારા વિચાર પ્રમાણે આપે પણ સાથે ગાવા લાગવું જોઇએ. પ્રાર્થના સાંભળવાથી જેટલી અસર થાય છે તેનાથી વધારે અસર આપણે ગાવાથી પણ થાય છે.

વિનોદચંદ્ર—પણ જેને ગાતાં ન આવડતું હોય તેણે શું કરવું?

જ્યોતિર્મયી—અભ્યાસ રાખીને ગાતા શિખવું. જેમ વિવિધ પ્રકારના ધંધા રોજગાર વગેરે બાબતોને મનુષ્યે વ્યવહારમાં જોડાતાં શિખવી પડે છે તેમ આ ગાવાની કળાને પણ શિખવી જરૂરની છે. પ્રત્યેક મનુષ્યને શૂર તો પ્રાપ્ત હોય છેજ. ફક્ત તેને કેળવવાની જરૂર છે. અને તે થઈ શકે તેવું છે. આરંભમાં અન્ય મનુષ્યો ગાતા હોય તે ઉપર બરાબર ધ્યાન રાખવું અને પછી ઘરમાં આવી તે પ્રમાણે ગાવાનો અભ્યાસ કરવો આપણો રાગ ભલે જાડો નીકળતો હોય. ગાવાનો અભ્યાસ પડતાં ઘટતો ફેરફાર એની મેળે થશે. આ પ્રમાણે ઘેર થોડું થોડું ગાવાનો અભ્યાસ રાખતાં તેમાં સરળતા થઈ જશે.

વિનોદચંદ્રે કહ્યું કે જ્યારે તારી એમજ ઇચ્છા છે તો ચાલ આપણે સાથેજ ગાઇએ. પેલી સુધાસ્રોતસ્વિની દ્વિતીય કલ્લોલનું પુસ્તક લાવ.

જ્યોતિર્મયીએ ઉઠી પુસ્તક લાવી આપ્યું. પુસ્તક ઉઘાડતાંજ ૨૫૫મું પદ્ય આવ્યું દંપતિએ કીર્તનનો આરંભ કર્યો.

પદ.

પોતાનો કહીને એકવાર મારા વહાલા આજે છોડો ન મારી બાંહ્ય.
બીજો મારે ન આધાર, મારા વહાલા, હું તો તમારી છું ગાય.
મારા દોષના દોષ વહાલા, શીદને જુઓ,
મારા આંસુ પ્રીતમજી પલ્લવે લુઓ,
પ્યારૂં છોરૂં તમારૂં મુંઝાય, મારા વહાલા આજે છોડો ન મારી બાંહ્ય.
જાણી આપ જેવો નાથે ધીંગો ધણી,

હું તો જીજું ભવે ના કોઇને ગણી,
ધણીપણું આજ કેમ ન જણાય, મારા વહાલા હું તો તમારી છું ગાય;
પૂર્ણ વાત્સલ્યથી પ્રભુ આપ પાળતા,
(તોએ) આડે માર્ગે વહેતો જોઇ શીદ કોપતા,
પિતાથી ન કુપિતા થવાય, મારા વહાલા–આજે છોડો ન મારી બાંહ્ય.
માથે ઉગ્યા છે વહાલા દુઃખના તરૂ,
હાર્યો જુઓ સામું ખોળા પાથરૂં,
સહ્યું જે, તે ન વર્ણી શકાય, મારા વહાલા, આજે છોડો ન મારી બાંહ્ય–
આપે સજતાં વૈરી વિશ્વ બન્યું,
રહ્યું સ્થાન ન એક ઠરવા તણું,
પાયું પૂર્ણ જેવી પાછી સાચી છાય મારા વહાલા, આજે છોડો ન મારી બાંહ્ય–
વહાલા આપજો ક્ષમા સુણી નમ્ર વિનતી,
હું છું આપનો દાસ આપ મારા પતિ,
રંક દાસથી ન નરહરિ છૂટાય મારા વહાલા, આજે છોડો ન મારી બાંહ્ય–

ભાવપૂર્વક પદ્ય ગવાયું. તેનો સુરમ્ય ધ્વનિ સર્વત્ર પ્રસરી રહ્યો અને દંપતી નિદ્રાધિન થયાં.

(૨)

પૂર્વની ઘટનાને આજે બે વર્ષ જેટલો લાંબો સમય વ્યતિત થયો છે. પ્રભાતના સમયમાં પોતાના સ્નાનાદિ નિત્ય કર્મથી પરવારી એક બાળા પોતાના પતિની પ્રતિમાનું પૂજન કરી તેના સામુંજ જોઇને બેસી રહી છે. તે મનોગત વિચાર કરે છે કે હું અભાગણીના કર્મમાં તો પતિના વિરહનુંજ દુઃખ લખેલું છે. તે દિવસની રાત્રીનું સ્મરણ આવતાં હજી પણ મારા મનમાં અતિ આનંદ ઉભરાઈ જાય છે. મારા પતિએ મને પોતાની કરી. મને પ્રેમથી બોલાવી રાત્રિના લગભગ ત્રણ ચાર કલાક વાર્તા વિનોદમાં કાઢયો. અહા? શું તે આનંદ. રાત્રિ તો રોજ આવે છે ને જાય છે પણ મારા મનને આનંદ થતો નથી. વિરહને ભોગવાનો સમય આવ્યો. બગડેલા પતિ સુધરી પાછા ઠેકાણે આવ્યા તેમણે મને પોતાની સ્થાપી. અને બીજેજ દિવસે તેમણે પોતાનું નશીબ અજમાવવા પ્રદેશ પ્રયાણ કરવાનો નિશ્ચય કર્યો. ભાવિ સુખની આશામાં મેં રજા પણ આપી. પણ મારા નશીબમાં તો તે વિરહ દુઃખ કાયમજ રહ્યું. હશે ચિંતા નહિ દુઃખની પાછળ સુખ હમેંશા હોય છે. મને સંતોષ રાખવાનું કારણ એટલુંજ છે કે તેઓ ત્યાં સારૂં દ્રવ્ય ઉપાર્જન કરી શકયા છે. કહેવાય છે કે પુરૂષનું નશીબ પાંદડા હેઠે ઢંકાયલું

હોય છે. તે ખરેખર સત્ય છે. અહિંથી ગયા ત્યારે માથે દેવું કેટલું બધું હતું તે સર્વ હવે ખલાસ થયું. એટલુંજ નહિ પણ પાસે પૈસો પણ ઠીક થયો. અનીતિના માર્ગમાંથી છુટીને નીતિપંથમાં જવાથી એમજ થાય છે. હજારો મનુષ્યોએ તેનાથી સુખ મેળવ્યું છે. પણ અરે આજ પંદર દિવસથી તેમનો પત્ર કેમ નહિ આવતો હોય; શું તેમના અંતઃકરણમાં કાંઇ ખોટું લાગ્યું હશે. પુજ્ય સસેરાજી તથા સાસુજી તેડવા આવ્યાં પણ મને હાલ તેઓ બરાબર ઠેકાણે પડશે ત્યારે મોકલીશું. એમ જણાવી ન મોકલી તેથી એમને ખોટું તો નહિ લાગ્યું હોય. સ્ત્રીઓ ખરેખર પરાધિનજ છે. તેનાથી પોતાનો સ્વતંત્ર મતજ ન અપાય. સાસરીયામાં પતિ તથા સાસુ સસરાની સત્તા. અને ઘેર જો માબાપ હોય તો તેની સત્તા. મને ન મોકલી તેથીજ તેમના અંતઃકરણને કલેશ થએલો હોવો જોઈએ પણ મારા ચંદ્ર શિતળ છે. તેઓ કદી પણ કલેશ કરી વહ્નિને વર્ષાવે તેમ નથી. અન્ય સામાન્ય મતિના વિષયી જનોને ભલે ચંદ્ર વહ્નિરૂપ લાગતો હોય પણ મને તો શિતળજ લાગે છે. ચંદ્ર તો એકજ છે. પછી જેવી જેની મતી અને ગતી તેવું તેને તે ભાન કરાવે છે. તેમાં તેનો કાંઈ દોષ નથી. આ પ્રમાણે કેટલાએ સમય તે વિચારમાં બેસી રહી. થોડી વારમાંજ સ્વર આવ્યો: બહેન આ તારો કાગળ લે. પોતાની બહેન કાન્તાને આવેલી જોઇ જ્યોતિમયીએ સાવધ થઇ પત્ર હાથમાં લીધો. દેવસેવાના મંડપમાં હોવાથી તે પત્ર ત્યાંજ વાંચ્યો. પત્ર પોતાના વહાલા ચંદ્રનો હતો. તેમાં નીચે પ્રમાણે લખ્યું હતું.

રાજ્યનગર ગુરૂ. તા. ૩૦-૩-૧૬.

શ્રીમતિ પ્રિય આત્મસ્વરૂપ ચંદ્રિકા.

તમારો કૃપા પત્ર મલ્યો; પૂજ્ય પિતા તથા માતુશ્રીને ફેરો પડયો, તે સમાચાર જાણી કાંઇક દીલગીર. પણ તેમાં તમે શું કરો ? અગાસીમાં બેસી કરેલી વાર્તા અને આનંદના દિવસો શું તમને યાદ નથી આવતા ? પ્રભુએ હવે સુખની ઘડી આપી છે. મારો ધંધો અહિંનો એવો છે કે મારાથી આવી શકાય એમ નથી. હવે તો તમારેજ આવવું ઇષ્ટ છે. ચંદ્રના જીવનરૂપ આ સર્વ જગતના-સંસારના ઉદેશ-સારભૂત ચંદ્રિકાજ છે. અને જે કાંઇ કરવામાં આવે છે તે સર્વ ચંદ્રિકાનાજ કલ્યાણ-શ્રેયસ પ્રેયસ માટે થાય છે. વિશેષ શું લખવું? આપણો જ્યારે સંયોગ થયો ત્યાર પછી બીજેજે દિવસે મારે પરદેશ આવવું પડયું. હવે આ પણ વાર્તાનો આનંદ કેટલો બધો આવશે. મારી સર્વ હકીકત, મારી સર્વ વૃત્તિ મનોભાવના, રૂબરૂ મળતાં જણાવીશ ત્યારે તમોને ખાત્રીથી નિશ્ચય પૂર્વક સમજાશે અને સર્વમાં યોગ્ય અયોગ્ય વિગેરેનો વિચાર થઈ શકશે. હાલમાં તો અને ત્યાં સુધી શુદ્ધ નિર્મળ મનોવૃત્તિભાવ રાખી પરતંત્ર સ્થિતિમાં રહી શાંતિથી

સમય કાઢવો એજ ઇષ્ટ છે. મારો મનોગતભાવ તો તમારા ઉપર કાયમજ છે. ફરીથી જણાવું છું કે મારો મુખ્ય હેતુ સારભૂત કેવળમાત્ર ખાસ ચંદ્રિકાના સુખ-શ્રેયસ કલ્યાણનો છે. અને ચંદ્રને તો ચંદ્રિકાના સિવાય જગતમાત્ર શૂન્ય-રૂપ છે. તથા ચંદ્રને કેવળ માયા વિષયવાસના કદીજ કબજામાં હવે લઈ શકે તેમ નથી. તૃપ્ત થએલ મનને હવે કોઈ વસ્તુની આશાતૃષ્ણા હણાવી શકે તેમ નથી. ચંદ્ર કદી લજ્જા ભય અધમ સ્વાર્થ કે મર્યાદાથી ડરનાર નથી ચંદ્રિકા માટે અને તેના સુખ માટે ચંદ્ર આ જીવનની પણ દરકાર કરે એવો નથી. ચંદ્રના મગજ અંતઃકરણ અને શરીરની સ્થિતિનો વાસ્તવિક ખ્યાલ પત્રથી અન્યને આવી શકે તેમ નથી. ખેદ માત્ર એટલોજ થાય છે કે ચંદ્રના હૃદય અંતઃકરણની હિંમત ખરી ભાવના વૃત્તિ તમારા પિતાજી તથા માતુશ્રી સમજી શક્યાં નથી. ખેર જેવી દૈવ ઇચ્છા વખત આવે સર્વ સમજાશે. સર્વ આશા અવલંબન એક માત્ર ચંદ્રિકા ઉપર છે. અને તે માટે પૂર્ણ વિશ્વાસ છે. કોઈ માનો યા ન માનો પણ દિવસ તથા રાત્રી વિચિત્ર રીતે જાય છે. હાલમાં ભોજન પણ એકજ વખત થાય છે. અને રાત્રીના ઉંઘ માત્ર ત્રણેક કલાક આવે છે. શરીર પ્રકૃતિનું વિચિત્ર સ્વરૂપ છે. તમો શાંતિ રાખી ઉચિત જણાય તે કરશો. સર્વને ઘટીત.

લી. તારો વિનોદચંદ્ર.

જ્યોતિમયીએ આ પત્ર એક વખત બે વખત એમ પુનઃ પુનઃ-ચાર પાંચ વખત વાંચ્યો. પોતાના વહાલાના મનોભાવને જાણી ગદગદીત થઈ આજેજ પ્રયાણ કરવાનો નિશ્ચય કર્યો. પોતાના માતપિતાને પોતાની ઇચ્છા વ્યક્ત કરી. પુત્રીની ઇચ્છા જાણી તેમણે તેને વિદાય કરી.

(૩)

જ્યોતિમયી વિનોદચંદ્રને બીજેજ દિવસે મળી. સરિતા સાગરમાં ભળી. વિનોદચંદ્રને આથી આનંદ થયો. તેણે હસતાં હસતાં કહ્યું કે મારા મંત્રનો અમલ આટલો જલદી થશે એમ મેં ધાર્યું નહોતું. જ્યોતિમયીએ જણાવ્યું કે આપની આજ્ઞા થતાં વાર તેને સ્વીકારવી એ અમારો ધર્મ છે. અને તેથી મેં મારી ફરજ બજાવી છે.

(૪)

જ્યોતિમયી પતિના સંગમાં આનંદથી દિવસો વ્યતિત કરે છે. વિનોદચંદ્ર આજે સમાજમાં એક પ્રતિષ્ઠિત મનુષ્ય તરીકે ગણાય છે. જ્યોતિંમયીને હાલ એક પુત્ર રત્ન પણ પ્રાપ્ત થયું છે. અને તેઓ ઉભય દંપતી પુત્રનું લાલન પાલન કરે છે. અને હિંદુ સંસારના વિવિધ સુધારાના પ્રશ્નો ચર્ચે છે. તેમના સહવાસથી બીજા અનેક દંપતીઓએ પોતાના ચારિત્ર્યને સર્વોત્તમ બનાવ્યું છે. અસ્તુ.

---

*The only address—No branches.—*

KALKADEVI BARTON CO.

KALKADEVI RD.

આંખની મફત તપાસ કરી ખરા " પથ્થરનાજ " ચશમા " મફત " બદલી કરવાની જામીનગીરીથી બનાવી આપીશું. ખાનદાન અને ગરીબ હાલતમાં આવી ગએલા ગૃહસ્થ માણસોને ખાસ સસ્તા ભાવે અથવા જરૂર પડવે તદનજ મફત ચશમાં આપીશું.

302—304,
કાલકાદેવી
રોડ,
મુંબઇ

કાલકાદેવી બારટન કું.









મારકેટમાં અને કોટમાં હમારી કોઈ પણ શાખા ઑફીસ નથી.

કોઈ પણ હોસપીતાલ અથવા દાકતરોના નંબર પ્રમાણે ચસમાં જામીનગીરીથી બનાવી આપીશું. જો હમારો બનાવેલો ચશમો દાકતર નાપસંદ કરે તો કુલ્લે પૈસા પાછા આપવાની લેખીત જામીનગીરી આપીશું.

" નકલી આંખો. "
Artificial Eyes.
" ખરા પથ્થરના ચસમાં:
Real Pebbles
કાલબાદેવી બારટન કું.
No. 302—304.
કાલકાદેવી રોડ, મુંબઇ.




पुस्तक ९ चैत्र संवत १९७२ अंक ६

॥ ॐ श्री ॥

## गुर्जर–गीतांजलि.

"Poetry is a Musical Thought" Carlyle.

### ગીત ૧.

કદમ્બની છાંય નીચે આજ ફુલડાંના રાસ જામ્યા છે; સુવર્ણને સુગંધથી ભર્યાં ફૂલનાં તેજ ચોમેર ચમકે છે.

બાળકો ફૂલના દાવ રમે છે, ફૂલના માર મારે છે, ને આનંદે છે. હર્ષની પુણ્ય સરિત તેમને સર્વાંગ ખળખળ વહી રહી છે.

મોટેરાંઓ ઉઘાડા આકાશ નીચે તળાવને ઓવારે બેસી બાળકેલિનાં શાન્ત સૌમ્યને સાત્વિક દર્શન લે છે.

કદમ્બની છાંય નીચે આજ ફૂલડાંના રાસ જામ્યા છે; સુવર્ણને સુગંધ ભર્યાં ફૂલનાં તેજ ચોમેર ચમકે છે.

૨

અજબ સ્વપ્નમાં લહરતી, ને અપ્રતિમ પ્રભાપૂર્ણ સૌંદર્યથી શોભતી વનદેવી મોહનમંત્રે ફૂલડાંના રંગબેરંગી ફાલની અક્ષય લ્હાણુ અર્પી રહે છે.

નવનવીન પુષ્પસંચયની અલૌકિક પરિમલગંધવતીના પરાગકોશ આજ અધુરા અધુરા દાખવી રહે છે.

બાળકો તો બસ રમતાંજ છે. નહિ ઉંચું, નહિ નીચું, નહિ આડું, નહિ અવળું, કશુંજ ન નીરખતાં કેવળ ફૂલડાંના તેજસાજ ગિલિદડાના રસભર ખેલનમાં ખેલી રહે છે.

કદમ્બની છાંય નીચે આજ ફૂલડાંના રાસ જામ્યા છે, સુવર્ણને સુગંધથી ભર્યાં ફૂલનાં તેજ ચોમેર ચમકે છે.

૩

ઉષા આજ આકાશપોટ સનાતન રંગો ભરી પુણ્ય સ્વર્ગિક પૂરી શાશ્વત જીવનના અનામી સુર દિગંત આલાપે છે.

વિનામૂલ્યનાં ફૂલડાં—ગુલાબી તેજ ફૂલડાં પૃથ્વીતટે પથરાય છે

'ફૂલખેલ સદૈવ શોભજો.' કદમ્બને લપ્પાતી અમરવેલીની નાજુક કળીઓ કુમળું હાસ્ય હરતી સુમધુર રવી રહે છે; શાન્તધ્વનિ તેજ લહરીમાં અમીત ઉડી રહે છે,

કદમ્બની છાંય નીચે આજ ફૂલડાંના રાસ જામ્યા છે, સુવર્ણને સુગંધથી ભર્યાં ફુલનાં તેજ ચોમેર ચમકે છે.

---

## ગીત ૨.

મંગલ મંદિર ખુલે છે; પ્રેમ પ્રદીપની અખંડ જ્યોત આનંદન પ્રકાશ પ્રકાશી રહી છે; તિમિરની શામળી તેજ ઘટામાંજ સર્વ દીપી રહ્યું છે.

રાસધારીઓની રાસમંડલિઓ ધેરા અવાજે કંઈક અશ્રુત પૂર્વ સંગીત આલાપી રહી છે, અજબ રાસમાં રાચી રહી છે.

મંદિરની વચમાં દિવ્ય સ્તંભની આસપાસ તે રાસનાં અદષ્ટપૂર્વ દર્શન ઝીલવા લોકસંઘ ઉલટી આવ્યો છે.

મંગળ મંદિર ખુલે છે; પ્રેમપ્રદીપની અખંડ જ્યોત આનંદન પ્રકાશ પ્રકાશી રહી છે; તિમિરની શામળી તેજ ઘટામાંજ સર્વ દીપી રહ્યું છે.

૨

પૃથ્વી આકાશ ને અંતરિક્ષ આજ અગોચર આનંદમાં વિહરે છે. તાતજીનાં દિવ્ય દર્શનની પ્રાણપ્રકાશિની સામગ્રી સર્વત્ર ઝગી રહી છે.

નવવસન્તના સોહાગશોભીત અનિલ વિશ્વાન્તરમાંથી અણુસંધી સૌરભ પમરી રહ્યા છે.

સૃષ્ટિજૂનાં બાહ્યાંતરવાસી અસંખ્ય સ્થૂલ સૂક્ષ્મ દ્રવ્યો ને પ્રાણીઓ તાતજીનાં દર્શન પામવા કોઇ અગોચર પંથેથી અહીં આજ આવ્યાં છે.

મંગળમંદિર ખુલે છે; પ્રેમ પ્રદીપની અખંડ જ્યોત આનંદન પ્રકાશ પ્રકાશી રહી છે, તિમિરની શામળી તેજ ઘટામાંજ સર્વ દીપી રહ્યું છે.

૩

સ્હસ્ત્ર સૂર્યની સામટી પ્રભાથી પણ સવિશેષ અધિક પ્રભાભર્યા તાતજી વિશ્વમંદિરે પધારે છે; દેવદૂતો ને અપ્સરાંનાં દિવ્ય સંગીતો ભભક ભર્યાં ગાજી રહ્યાં છે.

જળસ્થળ ડોલી રહ્યાં છે, અગણિત ચંદ્રપ્રદીપો ને તારાગણની અકથ રાસમંડલિઓ અનિર્વચનીય રાસ રેલી રહ્યાં છે.

લોકસંઘ વિરાટ દર્શન ઝીલે છે. સર્વ મૂર્તિનાં પ્રાણપ્રસન્ન દર્શન લે છે, પ્રકૃતિરાણીના તેજઅંબારમાં વરેણ્ય ભર્ગવાળા પુરૂષનાં પુનઃ પુનઃ દર્શન લે છે.

મંગળ મંદિર ખુલે છે; પ્રેમપ્રદીપની અખંડ જ્યોત આનંદન પ્રકાશ પ્રકાશી રહી છે, તિમિરની શામળી તેજ ઘટામાંજ સર્વ દીપી રહ્યું છે.



## ગીત. ૩.

૧

સુંદરતમ પવન વાય છે, ઉદ્યાન મીઠી હલકે હીંચે છે, અને જીવનની સારપ સર્વત્ર લુંટાય છે.

બાળકની નાની મોટી મંડલિ આજ અગોચર આનંદમાં ઉત્સાહભેર રમે છે, દોડે છે, હસે છે, ને કલ્લોલે છે.

નિઃસીમ સાગરની પાર્શ્વ પેલા અમરગિરિની કન્દરોમાં અમુલખ તેજ વારી રેલાય છે.
સુંદરતમ પવન વાય છે, ઉદ્યાન મીઠી હલકે હીંચે છે, અને જીવનની સારપ સર્વત્ર લુંટાય છે.

૨

આશાની વેલ્મ અને અભિલાષનાં પરાગવન્તાં પુષ્પો બાળકો ઉગાડે છે ને વીણે છે.

ઘોર અરણ્યમાંથી દાવાનળની આછી આછી ચીનગારી ને ધૂમભરી ભસ્મના ગોટ તેમનાં નેત્રો ને મુખપર ઉડી રહે છે.

અને છતાંય ફૂલ વીણતાં બાળકો અવિશ્રાંતઆનંદી હાર કલગી ને તોરા ગુંથી રહે છે.
સુંદરતમ પવન વાય છે, ઉદ્યાન મીઠી હલકે હીંચે છે અને જીવનની સારપ સર્વત્ર લુંટાય છે.

૩

ગિરિકન્દરમાંથી ઝરણાં નીતરે છે; અને ઉદ્યાનના આંબાવાડીઓમાં મધુર બંસીનાદ બ્રહ્મનાદ જાગ્યો છે.

શેલડીના કોલામાંથી બાળકો ભૃગરાજશા પ્રસન્ન હૃદયે મધુતમ રસ ચુમવા ગીતનોતય આવી પહોંચે છે.

વૃક્ષોમાં વૃક્ષરાજ શાં શોભનાં વડવૃક્ષોની ડાળોમાં ગુંથાઇ જઇ કોયલના કિલકિલાટભય ટહુકાર લલકારે છે.

સુંદરતમ પવન વાય છે, ઉદ્યાન મીઠી હલકે હીંચે છે, અને જીવનની સારપ સર્વત્ર લુંટાય છે.

---

## ગીત ૪.

૧

ચંદ્રની શીતળ ચંદ્રિકા જગત તટપર પથરાઇ છે, કલ્યાણનાં અમી સર્વત્ર રેલાયાં છે, લોક અડધા પડધા નીંદરે છે, ને મધુર સ્વપ્નાવલિ રચે છે.

માતાના લાડકોડભરી નવસૌભાગ્યવતીઓ પતિમાં ને બાળકમાં મુદ્રાંકિત શોભતા પોતાના પ્રાણાત્મને અવલોકે છે, સ્વપ્નેની સુવાસ સુવાસે છે.

સ્નેહની તરતી તેની કોમળ કરઅંગુલિઓ નવાસના બાળકને વક્ષસ્થળે આલીંગી પ્રસન્ન પય પાય છે, બાળકનો આત્મા અમૃતે ભરે છે.

ચંદ્રની શીતળ ચંદ્રિકા જગત તટપર પથરાઇ છે, કલ્યાણનાં અમી સર્વત્ર રેલાયાં છે, લોક અડધા પડધા નીંદરે છે, ને મધુર સ્વપ્નાવલિ રચે છે.

૨

જીવન જીવતું સ્નેહાળ કુટુમ્બ વિશ્રાન્તમાં સુખ દુઃખની પ્રતિભા પૂર્ણ છાંય, વૃક્ષના હાલતા પત્રોથી રચાતા તેજ તિમિરના ભાસાભાસમાં નીરખે છે; પવન અપૂર્વ લહેરે છે, તેમની કીર્તિની કારમી કોઈ અમીત ઉડાવે છે.

સન્યાસના તેજ વાઘા સજતા ને એકલાજ અગોચરે આનંદતા ગ્રહગણો એકીટશે આ વિરલ દર્શન ઝીલે છે, ને તેમનાં સનાતન જાગતાં જ્યોતિ સકુટુમ્બ દમ્પતીને કિરણે કિરણે અદ્ભુત જીવન-આશિષો પાઠવી રહે છે.

ચંદ્રની શીતળ ચંદ્રિકા જગત તટપર પથરાઇ છે, કલ્યાણનાં અમી સર્વત્ર રેલાયાં છે, લોક અડધા પડધા નીંદરે છે, ને મધુર સ્વપ્નાવલિ રચે છે.

૩

"તારે આંગણે હરનિશ વસન્ત ને કોકીલ રમશે."

તારાઓએ વ્યોમદેશથી નવ માતાને સન્દેશ કહાવ્યો.

"તારે જીવન ચાંદા સૂરજ સદૈવ ખેલશે," દ્યૌપિતાએ પૃથ્વીમાતાના પ્રાણમાં વૃદ્ધિ વિકાસ પામતા નવ બાળકને શુભાશિર્વાદ દીધો.

ચંદ્રની શીતલ ચંદ્રિકા જગત તટપર પથરાઈ છે, કલ્યાણનાં અમી સર્વત્ર રેલાયાં છે, લોક અડધાપડધા નીંદરે છે, ને મધુર સ્વપ્નાવલિ રચે છે.

---

'Love talking musically is Poetry'

ગીત ૫.

અન્ધારૂં ઘોર છે, તારલીની દેવ આંખોજ માત્ર વ્યોમતટેથી તેમની પાંખ્યો જેવી વિમલ પ્રકાશે છે, ને સર્વ નીરવ, શમશમાકાર છે.

સરિતનાં ગહનગીત વિશ્રાન્તમાં સુણાય છે, સાગરની ભવ્ય ખંજરી જગતતટે બજી રહી છે; અહીંજ ઉભયનો દિવ્ય સંગમ થાય છે.

વિદ્યુતની સુકોમળ આત્મલતા મોહું મનોહરૂં ચમકે છે, અન્ધાર ક્ષણેક પ્રકાશ પૂર્ણ થાય છે.

કુંજમાં ફૂલડાં નીંદરે છે. લતાઓ સહકાર શું મનોહર સ્વપ્નાવલિમાં લીન છે. કુમુદ પાંદડીમાં ભ્રમર પુરાયો છે.

ચાંદનીનુંજ જાણે શરીર ન હોય એવી સુકુમાર બાલા રોમરોમથી ચન્દનની ગંધ ઉડાવતી પૂરવેગમાં વ્હાલવતા સાગર ઉભરાવવા જાય છે.

પ્રેમ પરિમલવન્તો અનિલ વાય છે, લહરી લહરીમાં દૂર સુદૂરની મનમોહન બંસીનું પ્રાણપ્રકાશન ગીત સુણાતું લાગે છે. બંસીના નાદજ આજ તેના પ્રેરક ને ચાલક બને છે.

ધૂમકેતુની તેજ કણિકા ભરી પિચ્છાવલિ સમી બાલાની પૂરવેગ ગતિમાં પાછળ પ્રણયની રજ ઉડી રહે છે.

પ્રીતમના પ્રાણમાં પ્રાણ પરોવવા આજ તેનું પ્રમાણ છે. બાર વર્ષની ઘાડી રાત્રી વીત્યા પછી આજજ તેણે સર્વાંગ ચેતનના પ્રકાશીત વાઘા સજ્યા છે.

જલભર પયોદ જગતપર વર્ષી વિરામે-તેમ તેની મનોગમગતિ ઉરની પ્રણયરજ ઉડાવી વિરમે છે; બંસીવાળાની બંસીયે કયારની શાન્તજ છે.

અન્ધારૂં ઘોર છે, તારલીની દેવઆંખોજ માત્ર વ્યોમતટથી તેમની પાંખ્યો જેવી વિમલ પ્રકાશે છે, ને સર્વ નીરવ*શમશમાકાર છે.

૨

આત્મે આત્મા બોલી રહ્યા છે. સ્થુલ સૂક્ષ્મ સર્વેએ ઉષ્મા પ્રકાશને સંજીવન ઝીલ્યાં છે, જડ સર્વ ચેતન બન્યું છે, સૂતેલાં સર્વ જાગ્યાં છે.

પ્રાણની શ્વેત પાંખ્ય ફફડાવી બાળા પ્રીતમ કરમાં પડે છે. ને દેવના દુંદુભી આકાશ માર્ગે ગગડી રહે છે. તારલીઓ તેજના ફૂલથી તેમને અભિષેકે છે.

સરિતજલમાં પ્રેમની જલદેવી નર્તે છે, સાગરની અમીત ખંજરીમાં 'પ્રેમગાન' બજી રહે છે, ઉભય આત્મા અહોંજ સંલગ્ન થાય છે.

જગત તટે જીવન ભરતો મેહુલો ઝરમર વરસી રહ્યો છે, દ્યાપૃથિવીને સંકલતો આકર્ષક રાસ ગુંજાવી રહ્યો છે.

વિદ્યુલતાનાં વિદ્યુત-કુસુમો સનાતન પ્રકાશે પ્રકાશી રહ્યાં છે. કુંજનાં ફૂલડાંએ સમાધી લાગી છે, લતાઓ સહકારશું પ્રેમકેલી ખેલી રહી છે. ને કુમુદની આસપાસ ભ્રમરનો મંજુ ગુંજારવ થઈ રહ્યો છે.

અને હવાં સૃષ્ટિના અણુરેણુમાં પ્રકાશ વિલસે છે; વિમલતાભર્યા અનિલ વાય છે, ને ફૂલડાંની પ્રાણપરિમલસાથે સર્વત્ર જીવન રેલાય છે.



## શિયળવતી વિમલાકુમારી.

(લેખક રા. રા. ધનશંકર હીરાશંકર ત્રિપાઠી)

બૂરાતણું થાય બૂરૂં સદાયે,
ભલાં રહે આખર સુખ માંહિ;
કરો કદી કોટિ ઉપાય તોયે,
ન હેમ ત્યાગે નિજ શુદ્ધતાને.

---

સોળમા સૈકાની અધવચમાં જે વખત મુગલ લોકોનું પરિબળ ભારતવર્ષમાં પૂર્ણ તેજ-સ્વિતાથી પ્રસરી રહ્યું હતું તે વખતની આ ટુંક વાર્તા છે. અકબરશાહે મીઠી વાણી અને સહૃદય દેખાવથી અનેક નાનાં મોટાં રાજ્યોને એ વખત પોતાની સત્તા નીચે ખંડીઆં બનવ્યાં હતાં; અને બાકી રહેલાં બે ચાર મોટાં રાજ્યોની ટેક તોડવાને તે કાંઇ ને કાંઇ પ્રયાસ સેવી રહ્યો હતો ઇતિહાસની એવી સર્વવિદિત ઘટનાઓ ઉપર પિષ્ટપેષણ નહીં કરતાં આપણે અત્રે એટલુંજ યાદ રાખીશું કે અકબર બાદશાહ અનેક રાજાઓને નમાવી શકયો હતો પરંતુ મેવાડના મહારાણા પ્રતાપસિંહ તથા ઉદેપુરના રાણા યશવંતસિંહને તે પોતાના સકંજામાં લઇ શકયો નહોતો. જેમ એક સિંહ ભૂખે મરે તો ભલે પરંતુ કદાપિ તૃણભક્ષણ કરવાનું સ્વપ્નમાં

પણ યોગ્ય વિચારતો નથી તેમજ મહારાણા પ્રતાપસિંહે અને યશવંતસિંહે એવા સખ્ત શપથ લીધા હતા કે ટેકને ખાતર જંગલમાં વસીને જાર બાજરીનો રોટલો ખાવો તે ભલે કદાપિ માસના માસ સુધી ઉપવાસો કરવા પડે તો પણ ભલે પરંતુ બાદશાહના હાથ નીચે રહીને ભલે મોટામાં મોટી સાહેબી મળે તો તેને તુચ્છ ગણવી. મહાન દેશભક્ત નૃપેન્દ્ર પ્રતાપસિંહનું નામ ઇતિહાસમાંનાં પાનાંમાં સ્થળે સ્થળે આવે છે આ આપણાથી અજાણ્યું નથી આવીજ રીતે રાણો યશવંતસિંહપણ ટેકવાળો હતો પ્રતાપસિંહની ઇચ્છાવૃત્તિ એજ યશવંતસિંહની અનુસરણકૃતિ થતી; અને પ્રતાપસિંહની સાથે રહીને તેમની પવિત્ર મિત્રતા ટકાવી રાખવી એજ યશવંતસિંહની મહદભિલાષા હતી.

આ યશવંતસિંહની વિમલા નામની વીર કન્યા પોતાના મહેલના બાગમાં સાયંકાળના મનોહર સમયે કુદરતની નિર્દોષ મઝા ભોગવી રહી છે ત્યાંથી આપણી વાર્તા શરૂ થાય છે. આ કન્યાનું વય આશરે ૧૬ વર્ષનું હોય એમ જણાતુ હતું. ઉપવનમાં એક વૃક્ષ ઉપરથી તે પુષ્પો એકઠાં કરતી હતી અને પોતાના મંજુલ મધુરા પણ ઘણાજ ધીમા સ્વરથી એક એક ગાનની અમુક કડીઓ અસ્પષ્ટપણે ગાતી હતી. તેણે એક ભૂરો રેશમી ચણીઓ; ગુલાબી રંગનો સાળુ અને લાલરંગની ચોળી એટલાં વસ્ત્રો પરિધાન કર્યાં હતાં. તેના હાથમાં સુંદર કંકણ અને પગમાં નાજુક કલ્લાંનુપુર શોભી રહ્યાં હતાં. આ રીતનો એનો નિર્દોષ પરંતુ સોહામણો દેખાવ ઉપવનની કુદરતી શોભામાં એવો તો મનમોહક વધારો કરતો હતો કે એક કલાનિપુણ ચિત્રકારજ આ દશ્યનું વર્ણન તાદશ આપી શકે. આ ક્ષત્રિય કન્યાને ખબર નહોતી કે આજ તે અત્યારે જે આનંદ ભોગવે છે. એ આવતી કાલથી થોડાક દિન લગી તે ભોગવી શકનાર નહતી. તેની ઉપર આવી પડનાર વિપત્તિ વાદળ, થોડાક વખતને માટે, તેના આનંદને ઢાંકી દેશે એમ તેને કલ્પના પણ નહતી. ક્યાંથી હોય? શી રીતે હોય? જેને જગતના વિવિધ તરંગી સ્વભાવનાં સ્ત્રી પુરુષનો લેશ પણ અનુભવ નથી, જેણે પોતાની સરલતાના દષ્ટિબિન્દુથીજ સર્વ સ્ત્રી પુરુષને સરળ ગણ્યાં છે અને જેણે દુર્ગુણ એ શબ્દ સાંભળ્યો છે પરંતુ તેનો અનુભવ કદાપિ સ્વપ્નમાં પણ કર્યો નથી, તેને પ્રપંચી, કુટિલ, કામી, અને દ્રોહી, એવા જગતનાં ખળ સ્ત્રી પુરુષો સંબંધી કંઇ પણ ખ્યાલ શી રીતે ઉપજી શકે?

પોતાના સુન્દર કમલવદનમાંથી અસ્ફુટ છંદનું ગાન કરી રહેલી આ બાળા એક વૃક્ષ આગળથી બીજા આગળ અને બીજાથી ત્રીજા આગળ જઇ પુષ્પો ચુંટી, સુકુમાર હસ્તમાં દીપી રહેલી નાનકડી છાબમાં એકત્ર કરતી હતી. એટલામાં પાછળથી એક રજપૂત તરુણ ત્યાં આવી લાગ્યો. તેનાં ભારે પગલાનાં અવાજથી ચમકીને વિમલાએ પાછું જોયું એટલે તે બોલ્યો 'અહો ચંદ્રવદને' આજ તો એકલાંજ ઉપવનમાં ઉતરી પડ્યાં છો ને શું? કદાચ મને મળવા માટેજ તમે એમ કર્યું હશે! ખરેખર, તમારો એ પ્રકારનો પ્રેમજ મને વારંવાર આનંદમગ્ન કરી નાખે છે.

"શુકસિંહ, એટલું બધું બોલવાનું મેં તમને ક્યારે કહ્યું છે? સંભાળીને બોલો સમજ્યા?" વિમલાએ તેના પટપટારાથી કંટાળીને ખીજવાટ બતાવ્યો.

"વિમલે! પ્રેમપુષ્પાંજલિનું માપ કદી રહી શકતું નથી. મેં જે વચનો કહ્યાં એ કંઇ અઘટિત તો નહોતાંજ—" શુકસિંહે પોતાનો બચાવ કર્યો.

"શુકસિંહ, આ પ્રકારનું તમારૂં બધું વર્ણન શા માટે થાય છે તે હું સમજી શકું છું. તમે એક નફ્ફટ રજપૂત છો એમ મારે કહેવું જોઇએ. જે વિશેષણોથી તમે મને સંબોધી એ કેવળ અપમાન કરનારાં છે અને તેથી હું તમને કહું છું કે તમે અત્યારે મારી પાસેથી જતા રહો નહીં તો બૂમ પાડીને માણસોને બોલાવીશ અને હું તમને ધક્કા મરાવીને બહાર કાઢી મૂકીશ." વિમલાએ શુકસિંહને રોકડું પરખાવ્યું.

"એટલે ? શું ત્યારે તમારી પાસે મારો પ્રેમવ્યક્ત કરીને લગ્નની માગણી કરવાનો મને અધિકાર નથી કે ? શું કોઈની ઉપર પ્રેમ કરવા માટે કોઇનો પરવાનો લેવો પડે છે કે ? હું એક ક્ષત્રિય કુળનો વીરકુમાર છું અને તમે પણ રજપૂત કન્યા છો. આપણા લગ્નમાં કીયા પ્રકારનો વાંધો નડે એ તો કહો !" શુકસિંહે પોતાના વચનોની વકિલાત કરવા માંડી.

શુકસિંહ, પૂર્વે કામીજનોને ઋષિમુનિઓ અથવા તો શીલવતી સન્નારીઓ શ્રાપ આપતી તો તેમને પોપટ જાતિમાં જન્મ લેવાનો શ્રાપ આપતી. તમને પણ તેવોજ શ્રાપ મળવાની જરૂર છે. તમે કેવી નીચ ઢબથી લગ્નની માગણી કરો છો એનો તમે વિચાર કર્યો છે ? તમે છાલકા, દુર્ગુણી, દંભી અને મૂર્ખ છો તેમજ તમે એક સામાન્ય કુળના રજપૂત છો તેથી હું તમારી સાથે કોઇકાળે લગ્ન કરનાર નથી, સમજ્યા ? માટે મેહરબાની કરીને વધુ ન બોલતાં, જેવા આવ્યા છો તેવાજ જાવો.

શુકસિંહ વિમલાના જવાબથી વધુ ગુસ્સે થયો અને આ કુમારિકાને એકલી જોઇને તેને ભય પમાડવાના હેતુથી બોલ્યો:-ત્યારે વિમલે ? તું શું ના પાડીને સુખેથી રહી શકીશ એમ ધારે છે ? અરે હું ધારૂં તો અત્યારેજ તને મારો સપાટો બતાવી દઉં એની કાંઈ તને કલ્પના છે ? શુકસિંહ, હમેંશા ખરીજ માંગણી કરે છે. ખોટી કરતો નથી એ તારા હૃદયપટ ઉપર લખી રાખ. હું અને તું સમાન રીતે ઉછરેલાં છીએ. નાનપણથી આપણે બે ગઇ કાલ સુધી સાથે રમતાં આવ્યાં છીએ. આપણામાં સહજરીતિએ પ્રેમ કેમ ન ઉપજે ? ઉપજવોજ જોઇએ; અને તેથી મારી માગણી લગાર પણ ખોટી નથી. હું તમને સ્પષ્ટપણે કહું છું કે મારી સાથે તું લગ્ન કરવાની ના પાડશે તો તે પછી કઇ ઘડીએ હું તને દુઃખી કરીશ એ હું કહી શકતો નથી માટે સંભાળીને પગલું ભરજે."

"જા, જા, ઓ નાદાન યુવક, ફતેપુરના રાણા યશવંતસિંહ જેવા ઉચ્ચ ક્ષાત્ર કુલોત્પન્ન નૃપાલની કન્યા, તારા જેવા એક તદ્દન નમાલા રજપૂત સાથે કદી પણ પરણી શકશે નહીં. તું નાનપણમાં કોઇક સ્થળે અથડાતો હતો ત્યાંથી મારા પિતાએ લાવીને તને અમારા ઘરમાં રાખ્યો. તને પાળ્યો, પોષ્યો અને એ રીતે તું તેમનો દુખીતો આશ્રિત બન્યો. શું એવા આશ્રિત સાથે પરણીને હું મારી ટેક ગુમાવું ? મારા પિતાના કુળની ઉચ્ચ કીર્તિ ઝાંખી પાડું ? નહીંજ, વળી તારામાં કયા સદ્ગુણો છે તે તો જો ! મેં તને ના પાડી ત્યારથી તું મને ભય બતાવવા મંડ્યો છે. એ તે શું તારી રીત છે ? ગઇકાલ સુધી આપણે રમ્યાં હતાં એ તારૂં કહેવું ખરૂં છે પણ કેવી રીતે ? ભાઇ બહેન તરીકે; અને હજી પણ એક શુદ્ધ હૃદયી વીર બાંધવ તરીકે તારો સ્નેહ મારા હૃદયમાં વિરાજીત છે. હું તારી સાથે વધુ વાત કરવા માગતી નથી અને તારા ભયની હું લેશ પણ દરકાર કરતી નથી-એટલું કહી રાજકુમારી એકદમ ત્યાંથી વૃક્ષ ઘટામાં થઇને પોતાના મહેલમાં પેસી ગઇ.

શુકસિંહ—મૂઢ અને કામી બનેલો આ રજપૂત યુવક, ચકિત સ્થિતિમાંજ ત્યાં ઉભો રહ્યો. વિમલના તુચ્છકારથી તેના ક્રોધમાં એકદમ વધારો થઇ ગયો. તે સ્વગત બડબડયો: ઓ ઉચ્છંખલ છોકરી! યાદ રાખજે કે શુકસિંહ હવે પોતાના હાથ તને બતાવ્યા વિના નહીં રહે. 'ઉચ્ચ નૃપાલની કન્યા નમાલા રજપૂત સાથે પરણશે નહીં!' તારાં એ ગર્વ ભર્યાં વચનો, મારી મારી માગીને તારે પાછાં ખેંચી લેવાં પડશે અને દાંતમાં તરણું લઇને મને પગે લાગીને તારે મનેજ પરણવું પડશે. હવે જોઇ લે મારો સપાટો." આ પ્રકારે પોતાની ક્રોધની લાગણીના ઉભરા વ્યક્ત કરતો તે યુવક પોતાની મૂછોના આંકડાં ચઢાવવા અને અહીંતહીં ફરતાંફરતાં પગ પછાડવા લાગ્યો. આપણે જોઇશું કે તે કેટલે અંશે પોતાની ધારણા અનુસાર કાર્ય કરી શકે છે.

* * * * * *

શુકસિંહ એક બે વર્ષની ઉમરનો હતો ત્યારે રાજમહેલના પગથીઆ આગળથી રાણા યશવન્તસિંહના હાથમાં આવ્યો હતો. એક અનાથ નિર્દોષ બાળકને ઉછેરવું એ હિન્દુધર્મમાં મહત્પુણ્યનું કામ ગણાય છે રાજવી લોકો આવાં સેંકડો બાળકો ઉછેરી શકે તો પછી એવા એકજ બાળકને ઉછેરવામાં યશવન્તસિંહને કાંઇ ઘણીજ મુશ્કેલી ઉપજે એમ ન હોવાથી, શુકસિંહને ઉછેરવામાં આવ્યો હતો તેનાં માતપિતા કોણ છે. એ કોઇ જાણતું નહતું પરંતુ તેના કોટમાં એક માદળીઉં કાળી દોરીથી બાંધેલું હતું તેમાં લખેલું હતું કે "આ એક ક્ષત્રિય બાળક છે અને તેનાં માતાપિતા પોતાની ઓળખ આપી શકે એમ નથી" આ માદળીઆ ઉપરથી તે બાળક ક્ષત્રિય છે એટલું સાબિત થવાથી રાણાએ વધુ પૂછપરછ કે ધાંધલ ન કરતાં તેને અંતઃપૂરમાં મોકલીને ઉછેરાવ્યું હતું. શુકસિંહ ત્રણ વર્ષનો થયો તે વખત યશવન્તસિંહની રાણીને એક કુમારી અવતરી હતી અને તે કુમારી તે વિમલાજ હતી. બન્ને બાળકો એકજ સમયે એકજ છાયા નીચે ઉછર્યાં હતા. બન્ને જુદી જુદી પ્રકૃતિનાં બન્યાં હતાં. એકજ વૃક્ષનાં ફળ ઘણીવાર જુદા આસ્વાદનાં હોઇ શકે છે તો પછી, આ ભિન્ન વૃક્ષના ફળો ભિન્ન પ્રકારનાં થાય એમાં શી નવાઇ? તેઓ જુદાં સ્વભાવનું હોવાનું એક દેખીતું કારણ એ હતું કે શુકસિંહ અને વિમલાના સોબતીઓમાં તફાવત હતો. શુકસિંહ, ખવાસ અને હજુરિયાઓ સાથે વારંવાર રખડતો હતો --જ્યારે વિમલા અંતઃપૂરમાં પોતાની માતા પાસે અથવા તો રાણાના ભાયાતોની પુત્રીઓ સાથે રહેતી. આમ હોવાથી વિમલા વિશુદ્ધ હૃદયની બની હતી. જ્યારે શુકસિંહ જોકે મીઠા બોલો હતો તોપણ ઇન્દ્રાયણાના ફળની માફક અંદર ખતેથી ઝેરીલો, લફંગો અને નીચ પ્રકૃતિનો હતો.

શુકસિંહે, વિમલાને કહ્યું તે પ્રમાણે તેઓ સાથે રમ્યાં હતાં. એ ખરૂં પરંતુ વિમલાને નાનપણથીજ તે ગમતો નહતો અને જ્યારે તેણે તેનું વૃત્તાંત જાણ્યું ત્યારે તે તેને વધુ ગમતો નહતો. તે કાંઇ ગર્વિત બનેલી નહતી પરંતુ શુકસિંહના સ્વભાવથી તે મુળથીજ ત્રાસી ગયલી હોવાથી પોતાનાથી તે જેમ દૂર રહે તેમ સારૂં એમ ઇચ્છતી હતી. તે એક સામાન્યજાતનો છે એમ તેને કહેવામાં આવતાં તે ગુસ્સે થઇને જતો રહેશે એમ તેણે ધાર્યું હતું પરંતુ મિઠાઇ ઉપરના જંતુઓને ઝાપટો મારીને ઉરાડી મુકવામાં આવે તે છતાં તેઓ નફટાઇથી તેની ઉપર બેસે છે તેમ શુકસિંહ, શરમવિનાનો બની તથા એકાન્તનો લાભ લઇને વિમલાને સતાવવાજ માગતો હતો અને તે એકદમ જતી રહી તેથી બેશરમપણા માટે તે દીલગીરી થયો હતો.

શુકસિંહ વિમલા સાથે લગ્ન કરવા એટલા માટે અત્યુત્સુક હતો કે એક મોટા રાજાના જમાઈ થવાથી પોતાના સાધારણ અને ગરીબ કુલ માટે તેને શરમાવું ન પડે એટલું જ નહીં પણ યશવન્તસિંહને કોઈ પણ સન્તાન ન હોવાથી રાજ્યગાદી, તેમની પુત્રી વિમલાને મળતાં, પોતે તેનો માલિક બનવા પામે. પોતાની આ પ્રકારની આશાઓ રૂપ છ ટોથી ચણાયલી ઇમારતને વિમલાએ પોતાના તિરસ્કારરૂપ લત્તાપ્રહારથી તોડી પાડયાથી ગુસ્સે થયેલો શુકસિંહ કેટલીકવાર સુધી એક ઉદ્યાનમાં બેસી રહ્યો અને આખરે અમુક પ્રકારનો નિશ્ચય કરીને ત્યાંથી જતો રહ્યો.

શુકસિંહે, વિમલાના અપમાનનું વેર લઇને તેને પરણવાનો વિચાર કર્યો હતો. એજ સૂચવતું હતુ કે તે વિમલાને અંતરથી ચહાતો નહનો બાકી શુદ્ધ પ્રેમ એવી વસ્તુ છે કે તેનો જે વ્યક્તિના હૃદયમાં આવિર્ભાવ થાય છે તેને કદાપિ ઝેર લેવાની કલ્પના સુદ્ધાંત થતી નથી. જેના ઉપર આપણને પ્રેમ ઉપજે તેની ઉપર સંતાપ કરવો અને કોઇ પણ રીતે કોઇ પણ કારણસર તેનું વેર લેવું, એ બાબતો અશકય છે ખરા પ્રેમને બદલાની આશા હોતીજ નથી. આપણી ઉપર કોઇ પણ કારણે આપણી પ્રિય વ્યક્તિ ઉદાસીન બને કિંવા ક્રોધાવિષ્ટ થઇ આપણું અપમાન કરે તો તે વખત હૃદયમાં લેશ પણ કઠોરતા ધર્યા વિના, જરા પણ દુઃખ લગાડયા વિના, સ્વાર્થત્યાગ અને સહનશીલતાથી આપણે 'આપણા હૃદયને વિનમ્ર બનાવીએ તથા આપણી પ્રિય વ્યક્તિ ઉપર ઉલટો આદર ઉત્પન્ન કરીએ એનું નામ તે ખરો પ્રેમ ! એજ પ્રેમ તે શુદ્ધ અને સ્વર્ગીય પ્રેમ!

શુકસિંહમાં એવો પ્રેમ નહતો એ આપણે આગળ ઉપર જોઇશું. અપૂર્ણ.



## गीताजीमांथी केटलीक हृदयंगम विचारणा.

'युष्मदर्शितयात्मनिः' કઠોપનિષદ

'आत्मौपम्येन' ગીતા

Know Thyself ડેલ્ફીની મહાવાણી

"જ્યાં લગી આતમા તત્વ ચીન્યો નહિ ત્યાં લગી સાધના સર્વ જુઠી"

'पकरथ सचराचर' ગીતા (નરસિંહમહેતા)

આજ આપણે એક સુંદર તત્વની ઝાંખી કરશું. આપણા પાર્થિવ દેહને આજ આપણે અદ્ભૂત રીતે ઓળખીશું. અને એ દેહને ધારણ કરતા પુરૂષને આપણાથી અદષ્ટ પરમ પુરૂષ સાથે અનન્ય સામ્યમાં નિરખીશું.

આજકાલ એક એવી પ્રથા પડી છે કે દેહને ધિક્કારવો, દેહ ધારણ એ કોઇ એવી પતિત અવસ્થા છે કે તેનું જેમ બને તેમ જેટલા તેટલા પ્રકારથી ભૂંડું બોલવું, ઇચ્છવું. બીજી રીતે વૈભવમગ્ન મનુષ્યોની માફક તેને કનિષ્ટ વિચારોને લાગણીઓમાં ઘસડી જવો અને જેને માટે તેનું સૃજન થયેલું છે તેથી વિરૂદ્ધ તેનો ઉપયોગ અને ઉપભોગ આદરી તેનો સંપૂર્ણ વિનાશ કરવો અથવા બીજી રીતે યતિ સન્યાસીની માફક તેને માનેલી આધ્યાત્મિક લોલુપતા સંપાદન કરવા જનોએ નિંદાને ધિક્કારને પાત્ર ગણી તેની દયાજનક સ્થિતિ કરવી.

અને સર્વ ઇંદ્રિયોનો અતિ-સંયમ આદરી તેનો કેવળ ઉપયોગ અને ઉપભોગહીન કરી, તે દ્વારા તેનો સમુળો ધ્વંસ યોજી રહેવો.

આ દેહ શું છે? વિશ્વનિયામકે સર્જેલ તે એક એવું તો આશ્ચર્યજનક સાધન છે કે તેને થોડા સમય માટે આપણે મનના કાબુમાં મૂકી દીધું છે પરંતુ તે જાતે તો દિવ્ય સાધન છેજ. તે આત્માનું-પરમાત્માનું સુંદરતમ મંદીર છે. અને જ્યાં સુધી તેનું સત્ય સ્વરૂપ આપણે નહીં પિછાનીએ જ્યાં સુધી આપણે તેના વડેજ, તેમાં રહીનેજ તેનોજ પૂર્ણ સાક્ષાત્કાર નહિ કરી શકીએ, ત્યાં સુધી તે આપણા ધિક્કારને પાત્ર સદાકાળ રહેશેજ એ નિઃશંક છે!

માત્ર ઉપલક દ્રષ્ટિએ જોતાંજ શરીરમાં અનેક ગાત્રો અવયવો ઇત્યાદી છે અને તેઓ જુદાં જુદાં કાર્યો કરી રહ્યાં છે. ફેફસાં શ્વાસોશ્વાસનું કાર્ય કરે છે, પેટ અને આંતરડાં પાચન ક્રિયા કરે છે, નાનું નઅલુ આતરડું અનેકશઃ સ્વાર્થત્યાગ આદરી ખોરાકની બગડેલી ચીજોને કાઢી નાખે છે જે વીના આપણું શરીર ભાગ્યેજ અંતર તેમજ બાહર સ્વચ્છતા તથા સ્વસ્થતા પ્રાપ્ત કરી શકે! મુત્રાશયો ફુકો, તેની નળીઓ અને પસીનાથી ભીંજાયલી ચામડીની ઉપલી સપાટી, પ્રજનનાં પવીત્ર આલીત અવયવો, જેઓ અદ્દભુત રીતે ભાવી કાર્યને રક્ષી રહે છે, અને આપણને પુર્નજન્મી થવા અને આપણા શહને રીનભાતને સુધારવા સમય આપે છે. અને પ્રભુ પરમાત્મા જે ઉંડી ગહન સત્તાથી ઘુગો થયાં અદ્રષ્ટ સત્તાથી કાર્ય કરે છે તેનો પણ આપણને કાંઇક ખ્યાલ આપે છે. હૃદય અને રકત વાહિનીઓ અને રક્તના અભિસરણની ક્રિયાઓ, શ્રવણ કરતા કાન, સ્પર્શ કરતી ત્વચા, અવલોકન કરતાં નેત્રો, વાણી બોલતું અને સ્વાદ લેતું મુખ, ગંધ સુંઘતું નાક, હાથ, પગ ઇત્યાદિ સર્વ ગુંચવણ ભરેલા ભિન્ન ભિન્ન અવયવો, એકસ્થ જોડાયલા છે, અને એક આખા શરીરને સ્વસ્થ અને સશક્ત રાખવાને ઉંડા મૈત્રીભાવથી કાર્ય કર્યે જાય છે.

હવે આ ગાત્રો, અવયવો શાનાં બનેલાં છે? તેઓ અનેક ટીસ્યુના બનેલાં છે. આ ટીસ્યુઓ જે જીવનતત્વ રકત ઇત્યાદિમાં રહેલું છે. તેની જુદી જુદી જાત છે. અને એથી વિશેષ ઘટ ટીસ્યુઓ જે મુળ ટીસ્યુઓની અંદર કાર્ય કરી રહેલાં છે અને જેના વડે જીવન પ્રવાહી પદાર્થ સર્વત્ર પ્રસરી રહે છે. હવે આ ટીસ્યુઓ શાનાં બનેલાં છે તે વિચારીએ! તેઓ Cells નાં બનેલાં છે. અને એ Cells શું છે. આ અણુ જેવા સૂક્ષ્મદર્શક Cells માત્ર તમે ને હું જેવા જીવતાં પ્રાણી છે. તેઓ બારીક અને નાનાં છે અને તમે ને હું જેવાં અન્યોન્યથી ભિન્ન છે. અને તમે ને હું માફકજ તેઓ પ્રત્યેક પોતાપોતાનાં જન્મ, વૃદ્ધિ, પ્રજનન વિનાશ અને મૃત્યુ દાખવી રહે છે. તેઓ એટલાં તો બારીક છે કે તમારી ટચલી આંગળીનો ઉપલો સાંધો કંઇક અકથ સંખ્યામાં તેમને ધારણ કરે છે. મગજનાં જ્ઞાનતંતુ, અને ગતિતંતુ એોનાં, રક્તના, માસનાં, હાડકાનાં, ચામડીનાં, વાળનાં, નખનાં ઇત્યાદિ. તેમનાં કાર્યોને તપાસીએ. રક્તનાં સેલ્સને પ્રથમ જોઇએ. તે રાતાં છે. તેમાં કાર્બોનીક ગૅસ ભરેલો છે, અને નસોના ઝરણાં વાટે શરીરના સર્વ ભાગોમાંથી હૃદય તરફ ધસે છે. અને ત્યાંથી ફેફસાંઓમાં જ્યાં તેઓ તેમના નકામા ગૅસનો ભાર હવાની નળીઓમાં ઠાલવી દઇ તાજો ઓક્સીજન તેને બદલે ગ્રહણ કરે છે. જીવનને વૃધ્ધિંગત કરતા ઓક્સીજનને સાથે લઇ તેઓ નાના નાના

ઝરણામાં વહી અંતે ઘોરી નસોમાં ઉતરે છે, અને ત્યાંથી હૃદયમાં આવે છે. ત્યાંથી પાછાં તરતજ છૂટાં પડી ભિન્ન ભિન્ન ઘોરી નસો, મોટી નાની, તેથી નાની, એમ શરીરના અનેક ટીસ્યુમાં ફરી વળે છે; અને તેઓ, અન્ય ઉપયોગી cells ને મળે છે. તેમને જોઇતો ઓકસીજન આવે છે, જેથી તેમની જીવન જ્યોતિ જવલંત રહે છે. આપણા શરીરમાં રહેલાં તે સેલ્સો પોતાના તે કાર્યને માટે જરાય બદલાની આશા ન રાખતાં, તેમજ આકું કાઢનારનું તેમને કામ કરવાનું છે તેની એ જરા પણ દરકાર ન કરતાં, પુનઃ પાછાં તે બગડો કાઢી, તાજો લઇ હૃદય વાટે પાછાં ફેફસાં તરફ જાય છે; પુનઃ પાછાં તે બગડો કાઢી, તાજો ઓકસીજન લઇ, હૃદય વાટે સર્વ ટીસ્યુને આપે છે; પુનઃ ઓકસીજન ( પ્રાણવાયુ ) આપી દઇ, બીન ઉપયોગી ગૅસ લે છે, અને એમ સતત પરંપરામાં-કાર્યશ્રેણીમાં-જીવનદીપક જાજ્વલ્ય માન રહે ત્યાં સુધી કાર્યો કર્યાજ કરે છે. હવે ધોળાં-રંગ વિનાનાં સેલ્સો શું કરે છે? તેપણ જરાયે ઓછાં આશ્ચર્યજનક નથી; અને રાતાથી યે તેમની કૃતિ વિશેષ છે. કારણ તેમને સ્વતંત્ર ગતિ છે અને તે ગતિનો તેઓ કદીય ગેરઉપયોગ કરતાં નથી. તેઓ શરીરના વિઘ્નાત્મક અંશો સમીપ એકત્ર થઇ તેમને પોતામાં ઓગાળી દે છે, અને તેથી તેમને રક્તના સિપાઈ કહેવામાં આવે છે Phagolytes–ભક્ષકો–એ તેમનું બીજું નામ છે કોઈપણ સત્ય વિજ્ઞાન શાસ્ત્રી અધુના આ Cells નાં સંપૂર્ણ કાર્યો વિષે જાણી શકવાનો દાવો ધરાવતો નથી. કારણ તેઓ એટલા તો વિચિત્ર છે, અને એટલાં તો ગહન છે કે કંઇ કહેવાની વાતજ નહિ.

વિજ્ઞાન શાસ્ત્રીઓનો મહાવીર હકસલી ઉપરોક્ત રક્તબિન્દુઓ વિષે શું જણાવે છે તે જોઇએઃ-

"The parts played are probably varied and numuous but our knowledge is very imperfect"

હવે આપણા પોતાના શરીર વિષે એ બાબત ખાસ જાણવાજોગ છે તે અત્રે ઉતારું છું. પ્રથમ શરીરની અતિ વિશાળતા માત્ર Cells નીજ ગણના પરથી વિચારીએ તો જણાશે કે પૃથ્વી પર સમાયલા સર્વ લોકો કરતાં તમારી આગળીના ટેરવાપર રહેલા Cellsની સંખ્યા વધારે છે. રક્તનાં રાતાં Cells જેમનો ૠ૩૨૦૦ ઇંચ છે, અને રક્ત તેમના સમુહથીજ બંધાયલું છે. હકસલી આપણને જણાવે છે કે ૧૦,૦૦૦,૦૦૦ રાતાં રક્ત Cells એક ચોરસ ઇંચ જગા રોકે છે. અને તેનું કદ ૠ૨૦૦૦૦૦૦૦૦૦૦ કયુબીક ઇંચ જેટલું છે. ટુંકામાં સહીસલામત રીતે જણાવી શકાય કે તમારી ટચલી આંગળીના ટેરવા પર ૨૦૦૦૦૦૦૦ જેટલાં જીવતાં પ્રાણીઓ વસેલાં છે.. અને આ ભૂલોકપર વસતાં માનુષી પ્રાણીઓ કરતાં તે ચોકકસ વધારે છે. આમ આંગળીના ટેરવાપર વસતા અસંખ્ય પ્રાણીઓને અવલોકયા પછી જો સમસ્ત શરીરમાં વસી રહેલ બારીક પ્રાણીઓની સંખ્યા ગણવા બેસીએ તો અર્જુન વિરાટ સ્વરૂપથી 'દિશા ભુલ્યો, ભાન ગયું સર્વ હો.'

'પ્રસન્ન દેવેશ ! જગન્નિવાસ !'

એવા શબ્દો બોલ્યા તેજ શબ્દો આપણે પણ આપણા વિરાટ સ્વરૂપની સ્થિતિ જોઇને બોલી શકીએ ? અને ઉંડી ભયની લાગણી પ્રદર્શિત કરી રહીએ ! અને અન્તે તે જેમ આગે નમસ્કાર પ્રણામ પુકે."

'સર્વ દિશે વન્દન સર્વ મૂર્તિ ?

એ પ્રમાણે કહે છે તેમજ આપણે પણ કહીજ રહીએ. આપણાં દેહનું વિરાટ સ્વરૂપ પરમ પુરૂષના પરમવિરાટ સ્વરૂપના જેટલુંજ ગહન છે.

દેહની આમ વિશાળતા નિહાળ્યા પછી આપણે તેની વિવિધતા જોઇશું, આપણે મનુષ્યમાં જેમ અનેક જાતના ભેદો છે. તેવીજ રીતના ભેદો ટીસ્યુમાં છે. જે વડે તેઓ મનુષ્યને, જાનવરને, ફળઝાડને, અને પત્થરને એકમેકથી ભિન્ન દાખવી રહે છે. ખનીજ પદાર્થો પણ ત્યાં ગણવાના છે. તમારાં હાડકાં વસ્તુતઃપત્થર જેવાંજ છે. તમારા વાળ અને નખ વસ્તુતઃ વનસ્પતિજન્ય નિકાસ છે. તમારૂં શરીર એકંદરે જનાવરનુંજ શરીર છે. જેમાં માત્ર કેટલાક મગજનાં અને જ્ઞાનતંતુઓનાં એવાં વિશેષ વ્યાપક સંસ્કારો ગોઠવવામાં આવ્યાં છે કે જે વડે તેઓ તમારા દિવ્યતત્ત્વ સાથે સંવાદી બને.તમારૂં શરીર સમષ્ટીબ્રહ્મના વિરાટ સ્વરૂપ જેટલીજ વિવિધતા દાખવે છે. કારણ તે તેનોજ ભાગ છે. તે તેજ છે. तत्त्वमासि. મગજ માંસલ અસ્થિ, આંખની કીકી, નાની અંગુઠી, કાન અને ફેફસાં, દાંત અને મુત્રાશય, તંતુ Cell, રક્ત Cell, અસ્થિ Cell,– ખરેખર વિરાટભાવ તો અહીં પ્રત્યક્ષજ જણાય છે.

હવે આ વિશાળતા અને વિવિધતાવાળા શરીરને સંપૂર્ણ ભરતો એવો કોણ છે વારૂ.

આપણે જાતેજ !

આપણે મગજદ્વારા વિચારીએ છીએ. નેત્રદ્વારા જોઇએ છીએ, કર્ણદ્વારા સાંભળીએ છીએ, ફેફસાંદ્વારા શ્વાસોશ્વાસ લઇએ છીએ, વગેરે વગેરે ટુંકામાં આપણે આપણાથી બહાર પાર્થ જોતાં અટકીએ પરંતુ શરીરના ઉંડાણમાંજ ઉતરીએ એક અવયવથી બીજા એમ અનેક અવયવોમાં મનનદ્વારા મુસાફરી યોજીએ સર્વત્ર એકજ શબ્દોનો ઉચ્ચાર કરતા રહીએ હું, હું, હું, હું, હું, અહીં છું, હું અહીં છું, હું અહીં છું, હું અહીં વસું છું, હું અહીં વસું છું, હું અહીં વસું છું હું અહીં વિચરૂં છું, હું અહી જોઉં છું, હું અહીં સાંભળું છું, હું અહી સ્વાદ લઉં છું, હું અહીં પકડું છું હું અહીં શ્વાસોશ્વાસ લઉં છું, હું અહી બોલું છું. હું સર્વત્ર એનો એજ છુ, હું સર્વત્ર એનો એજ વસું છું, હું સર્વત્ર એનો એજ ભિન્ન ભિન્ન ગાત્રોમાં ભિન્ન ભિન્ન ક્રિયાઓ કરૂં છું એનો એજ હું અહિં આ ગાત્રમાં દુઃખનો અનુભવ કરૂં છું, અને એજ હું આ ગાત્રમાં સુખનો અનુભવ કરૂં છું.

अहमात्मा गुडाकेश सर्वभूताशयस्थित:

તમે જુવો છો કે તમારા શરીરનું માત્ર સામાન્ય ચિંતવન તમને તમારા સર્વત્ર વાસ વિષે જણાવે છે. તમે એકલાજ શરીરની અદ્‌ભૂત વિશાળતા અને વિવિધતામાં અનન્ય અવિભક્ત સ્વરૂપે વિલસો છો. તેથીજ તમે તે સર્વવ્યાપી પરમ વ્યાપક સ્વરૂપની પૂર્ણોપમાં છો, એ નિઃશંક છે. તમે જેમ તમારા પિંડના–શરીરના–પુરૂષ છો, તેમજ તમે તે અનેક પિંડોના બ્રહ્માંડમાં વસતા પરમ પુરૂષની પ્રકૃતિરૂપ છો, તેના શાસન અનુસાર સર્વત્ર વસી રહો છો, વર્તો છે, અને તે દ્વારા તમારા અસ્તિત્વને દાખવી રહો છો આ વિશ્વવ્યાપી વ્યાપ્તિ સાથે તમારી પોતાની ધ્યાનસ્થ એકતાનતા થઇ કે તરત મનુષ્ય, અન્ય પ્રાણી માત્રે, વનસ્પતી પૃથ્વી, સૂર્ય ચંદ્ર અને તારાઓ, એ સર્વમાં તે પરમ પુરૂષને ન્યાળશો, અને જે કાર્યને માટે તમારૂં સર્જન થયેલું છે, તે કાર્ય તમે સંપૂર્ણ કર્યું છે તેનો તમને યથેચ્છ સાક્ષાત્કાર થશે. આમ થતાં જે યોગી વિષે શ્રી કૃષ્ણ કહે છે તો યથૂર્ણ જાંહાં હાાં તમે વિરાજી રહેશો.

પિંડ બ્રહ્માંડની આ ભાવના વિચાર્યા પછી તમે જોશો કે જે પરમ ચેતન-જીવન-વિશ્વવ્યાપતું છે, એ ચેતન વિના વિશ્વનું જેમ અસ્તિત્વ નથી તેમજ તમે તમારા અનેક નાના મોટા અવયવોમાં વિલસતા જીવનરૂપ છો. તમે તે પરમ પુરૂષના મહાન જીવનની યે પ્રતિકૃતિરૂપ છો. તમારા સિવાય તમારા શરીરની સર્વ સ્થિતિ, રીતિ, કૃતિ નષ્ટ પ્રાય બની રહે ! વળી આ વિચાર તમને એવી કક્ષાએ દોરશે કે જે વડે તમે તમારી ઇચ્છાશક્તિ અનુસાર સર્વત્ર જીવન જીવો છો, શરીરના સર્વ અવયવોનાં જીવન તુમારા મહાન જીવન સાથે ઓતપ્રોત થઇ રહેલ છે. અને તેથીજ તમારી હયાતી તમે ધારો ત્યાં સુધી ટકાવી શકો. પરંતુ હજુ તમારી પાસે આ સ્થિતિ સુધી પહોંચવાની કુંચી નથી આવી. કારણ વસ્તુતઃ તે તમારી પ્રકૃતિજ છે. તમારી माया માત્રજ છે.

એકી કરણ યુક્ત તમારી જીવનશક્તિજ તમને હું અહીં વસું છું, અહીં છું, એમ કહેવરાવવા શક્તિમતી બને છે. પરંતુ આ શક્તિને તમે જોઇ શકતા નથી.પરંતુ તમારા રક્તનું સર્વ વ્યાપી સંચલન તમને જણાવી રહે છે કે તેના વિના તમારા પિંડબ્રહ્માંડના અણુરેણુ યુક્ત રોમ રોમ વિરાજતાં Cells ને પોષણજ મળે અને તેથી તેઓ પોતપોતાનાં પૃથક પૃથક કાર્ય કરતાં અટકે. આ પ્રમાણે મગજમા તથા ગતિ અને ભાનતંતુઓમાં હૃદયમાં અને રક્તવાહિનીઓમાં તમને પરમાત્માની સર્વ વ્યાપ્તિનું અને વિશ્વ ભરતા જીવનનું એવડું ઔપમ્ય અથવા તુલના પ્રાપ્ત થયાં.

આ પ્રમાણે વિચારણા આદરતાં, તમારા શરીરને આંતરિક દૃષ્ટિથી જોતાં, ત્રણ સ્વરૂપે તે દૃશ્યમાન થાય છે. (૧) અપર અથવા ભિન્ન પ્રકૃતિ, જે ભિન્ન ભિન્ન ગાત્રોમાં રહી છે. (૨) પર અથવા દૈવી પ્રકૃતિ જે તે તે ગાત્રોમાં ભરતું જીવન. (૩) પુરૂષ-જે સમસ્ત શરીરમાં વ્યાપક તત્વ છે તે. આ પ્રકારે 'आत्मौपम्येन' એ ગીતા ભાખ્યું સૂત્ર 'Know thyself' એ ઇશ્વરીની મહા વાણીમાંથી આપણે સવિસ્તાર જાણી શકયા. અને 'एकस्थ सचराचर' એ પરમ ભાવને આપણા પોતાના શરીરમાંજ પિછાની શકયા. આ પ્રકારની ભાવનામાં આપણને ધર્મ જીવન, એ ભાવના પણ પ્રત્યક્ષથી જણાઈ આવી. એ જીવનનાં વૃદ્ધિ તથા વિકાસ નિત્ય નિરંતર જોતા રહેવું તેજ આપણું પરમ કર્તવ્ય છે. આજ આપણો સનાતન ધર્મ છે. કારણ કે શરીરનાં Cells ને વૃદ્ધિંગત કરવાં. તેમાં જીવનતત્વ અહોનિશ રેડી રહેવું, તેમને અમૃત આત્મા જેવાં આત્મસાત કરવાં, એજ ધર્મનો પરમ આશય છે. જીવનનું ઉજ્જવલ સ્વરૂપ દેખતા સામાન્યતઃ આપણી રૂરૂદિયા ભરી સ્થિતિ નષ્ટ થઇ જાય છે. અને life-મહા જીવનનો પરમ ઉદાર માર્મિક ભાવ આપણો નયન સમીપ હૃદય સમીપ અનેરા ઓજથી વિલસતો જણાય છે. આ મહા જીવનમાં સામાન્ય જીવન મૃત્યુના દેહો-Cells નાં જુદાં જુદાં વિપ્લવાત્મક રૂપો આપણને જન્મ મૃત્યુના ખ્યાલ આપે છે. બાકી પરમ આશ્ચર્યકારક, પરમ યશસ્વી, પરાક્રમી મહાજીવન-સમષ્ટીથી વ્યષ્ટિ પર્યંતનું મહા જીવન-પરમ પુરૂષના અનુપમ ઐશ્વર્યનેજ દાખવી રહે છે.

# અનુભવની મીઠી મીઠી વાતો.

આપણે જો તળાવની માફક નિશ્ચેષ્ટ રહીશું તો આ ભવ્ય સરોવર કે જેણે અસંખ્ય કમળોને ઉત્પન્ન કરેલ છે, તેમાં દુર્બુદ્ધિ, અનીતિ, આળસ્ય, દુઃખ અને કુસંપરૂપી લીલ જામી જશે. બંધ તળાવમાં પડયા રહી, મેલ ખાનારાં માછલાં ન બનો, પરંતુ દુનિયાના અન્ય સરોવરમાં વસનાર મહાનુભવ માછલાંના સમાગમમાં આવો. તમારી અને તેની સ્થિતિનું માપ કરો. અને તેમનામાં જણાતી ઉત્કૃષ્ટતાતેજ ગ્રહણ કરો. તમારા ગુણદોષનું પૃથક્કરણ કરી તમારી ઉન્નતિને આડે આવનાર પ્રથા, રીવાજ કે દોષને સુધારી તમારી પ્રગતિનો રસ્તો સાફ કરો. કોઇ પણ પ્રજા બીજી પ્રજાના સંબંધમાં ન આવે ત્યાં સુધી, તેના દેશમાં હુન્નર, કળા, ધર્મ કે વિજ્ઞાન વિસ્તાર પામતાં નથી.

આ જમાના પ્રમાણે વ્યાપાર એજ. દેશાવર સાથે સંબંધ રાખનાર સાધન છે. અને જે જે દેશો સાથે આપણો વ્યાપાર ચાલતો હોય તેના રીતરીવાજો અને હુન્નરકળાનું આપણને ભાન થાય છે, અને પરિણામે આપણી ઔદ્યોગિક નિર્બળતાને દૂર કરવા પ્રેરાઇએ છીએ. હિંદ બેશક આખી દુનિયાં સાથે વ્યાપાર ચલાવે છે, અને માલની આયાત નિકાશ શાંતિના વખતે ધમધોકાર ચાલે છે, પરંતુ હિંદ કાચા માલનો નિકાશ કરનાર દેશ છે ખાદ્ય પદાર્થો એટલા બધા પ્રમાણમાં પરદેશ ચઢે છે કે એક વર્ષ દુષ્કાળ પડે તો હિંદી પ્રજાનેજ અન્નના સાંસા પડે છે. બીયાં, રૂ, શણ ઉન, ચાંમડાં, હાંડકાં વિગેરેના વ્યાપારની સ્થિતિ જુઓ, પાણીને મુલ્યે તે અહીંથી બહાર જાય છે, અને તેજ માલ રૂપાંતર પામી આ દેશમાં પાછો આવતાં દશઘણી કિંમત મેળવે છે આશ્ચર્યની વાત તો એ છે કે તેલ, ફટકડી, હીરાકસ, ખારો, માટી, સીંદુર કે મોરથુથુ જેવી ચીજો પણ પરદેશથી આવે છે આવી વસ્તુઓ લગભગ વીસ વર્ષ પહેલાં હિંદુસ્તાનજ બનાવતું હતું પરંતુ અત્યારે ખાણો ડટાઇ ગઇ કે શું તે કાંઈ જણાતું નથી. જે દેશ કુદરતની બનાવેલી તૈયાર વસ્તુઓ પણ જમીનમાંથી ખોદી ન શકે તે કેવો ગણાવો જોઇએ ?

આપણે કેળવણીમાં કંઇક પ્રગતિ કરેલી છે. પરંતુ ઔદ્યોગિક પ્રગતિમાં તો આપણે શૂન્ય છીએ સત્યશઃ આપણા ઉદ્યોગો નાશ પામ્યા છે. અરણ્યમાં તોફાન થતાં જેમ અસંખ્ય ઝાડો પવનથી ઉખડી જાય છે. અને જે મજબુત ઝાડો ઉખડી જતાં નથી. તે ઝાડોમાં અતિશય હલન ચલન અને ઘર્ષણને પરિણામે થયેલ દાવાનળથી સળગી જાય છે. અને આખું વન ભસ્મ વસાત થઇ જાય છે. આ સર્વનું મૂળ તોફાન છે. હિંદ પણ ઉદ્યોગમાં આવી રીતે ભસ્મવસાત થઇ ગયેલ છે. કેંક ઉદ્યોગો ઉત્તેજન ન મળવાથી બંધ થયા છે. કેંક માલની પરદેશમાં ખપત ન થવાથી અને બાકીના ઉદ્યોગો પરદેશી વ્યાપારીઓની હરીફાઈ સામે ટકી ન શકવાથી નાશ પામ્યાં છે.

લોઢું ન વપરાય તો કાટ ચઢે. કાટ ચઢેલ એક વસ્તુ બીજી વસ્તુના સંયોગમાં આવતા બન્ને કાટથી ખવાઇ જાય છે. એક પ્રજા પોતાના વંશપરંપરા ઉતરી આવેલ જ્ઞાનને ગ્રહણ કરી પૂર્વજોના ઉત્તમ ગુણને ટકાવી રાખે છે. તે પ્રજા વપરાતા લોઢા જેવી ચળકતી રહે

છે, અને અન્ય પ્રજા તેના તરફ માનની નજરે જુએ છે. પરંતુ જે પ્રજા ધર્મરૂપી ગુણને ત્યજી દઇ, ઓક્સીજન રૂપી દુર્ગુણને પકડી રાખે છે તે પ્રજા લોઢું જેમ ઓક્સીજન સંયોગમાં આવતા કટાઇ જાય છે. તેમ દુર્ગુણોના સંયોગમાં આવતા કટાઇ જાય છે. અને જગતને મન પીડારૂપ લેખાય છે. " મોર્નિંગ પોષ્ટ " જેવું ઇંગ્લાંડનું અગ્રગણ્ય વર્તમાન પત્ર, પોતાના એક લેખમાં જણાવે છે કે:—

" તીવ્ર શાહનશાહત વાદીની દૃષ્ટિથી હિંદ હંમેશાં અત્યાર સુધી કંઇક એક વરસોળીની ગાંઠ જેવો, અને સ્પષ્ટ શબ્દોમાં કહીએ તો એક પીડારૂપ ( nuisance ) છે.

હીંદને શા માટે અન્ય પ્રજા પીડારૂપ સમજે છે ? કારણ તેઓને હિંદ કટાઈ ગયેલ લાગે છે અને તેના સહવાસમાં આવતાં પોતાને પણ કાટ ચડશે એવો સંશય રાખે છે. ઓસ્ટ્રેલીયા કેનેડા, યુનાઇટેડસ્ટેટસ, આર્જેન્ટાઇન અને દક્ષિણ આફ્રીકામાં હિંદીઓને આવવાની મના થયેલ છે, તેનું કારણ હિંદી પ્રજાની ગરીબાઇ અધમતા અને આળસુ સ્વભાવ છે, જ્યાં સુધી આપણા હાલના દુર્ગુણોને આપણે ત્યજી દઇશું નહિં ત્યાં સુધી કોઇપણ પ્રજા ૩૦ કરોડ વસ્તીવાળા દેશને "રાષ્ટ્ર" કહી સંબોધશે નહિ, પરંતુ ઉલટા "કુલી" ની ઉપમા આપણી પ્રજાને આપ્યા જશે. બીજા દેશો હિંદીને દૂર રાખે છે, એટલેથી ન અટકતાં તેઓએ હિંદનું ધાન્ય પણ રોગી સાબીત કર્યું છે, અને યુનાઇટેડસ્ટેટસ ઓફ અમેરીકાએ એક કાયદો હમણાંજ ઘડયો છે, જેથી હિંદના અનાજને તે દેશમાં આયાત થતું બંધ કરવામાં આવ્યું છે ! હિંદની પ્રજા રોગી, તો તેની પેદાશ શા માટે શુદ્ધ હોવી જોઇએ ?

પ્લેગ વિગેરે હાનિકારક રોગો આપણાં નવ કુસુમોને અકાળે ઘસડી જાય છે. યુરોપ અને અમેરીકામાં કોઇપણ જાતના વાતાવરણી રોગો નથી તો હિંદ શા માટે તેના ભોગ થયું ? યુરોપી પ્રજા સાધનસંપન્ન હોઇ સ્વચ્છતાના નિયમો પાળી શકે છે. અને મરકી વિગેરેને જડમૂળથી ઉચ્છેદન કરી શકે છે. પરંતુ હિંદની પ્રજા પોતાના પેટ પુરતું અન્ન મેળવવા તરફડીયા મારતી હોવાથી સ્વચ્છતા, આરોગ્યતાના નિયમો સાચવવા તેને અવકાશ મળતો નથી, અને પરિણામે ભયંકર રોગોના ભોગ થાય છે. આમાંથી બચવા માટે દરેક વ્યક્તિએ સાધન સંપન્ન થવા પ્રયત્ન કરવો જોઇએ, અને તેનો ઉપાય વ્યાપાર છે.

વ્યાપારમાંથી મળતા ફાયદાનો અંશ હિંદની દરેક વ્યક્તિને મળવો જોઇએ, પણ જો એક દેશ કાચી વસ્તુઓજ નિકાશ કરે તો તેનો મજુર વર્ગ ગરીબ રહે કારણ તે દેશમાંથી નિકાશ થતી વસ્તુની ઉત્પત્તિથી કારીગરીને ઉત્તેજન મળતું નથી, અને વરસાદ, તોફાન હીમ, તીડ વિગેરે અકસ્માત ભયને આધીન રહેવું પડે છે. આવું સંકટ એકજ વખત આવે તો આખો દેશ લાચાર બની જાય છે;

કાચા માલનો નિકાશ મર્યાદિત કરી થોડા ખર્ચે નીકળતા સંચાદ્વારા તેલ વિગેરે ઉદ્યોગોને સ્થાપવા જોઇએ અને ભૂખે મરતા ગરીબ મજુરોને રોજી આપવી આવશ્યક છે નવા હુન્નરો સ્થાપવા વિગેરે શબ્દો, આજકાલના માસિકો તથા વર્તમાન પત્રોના વાંચનાર નકામા છે, કારણ તેઓ સાધન હીન છે, અને જેઓ કાંઇ પણ જોખમ ઉઠાવી શકવાન શક્તિવાળા છે, તેવા તો માસિક વિગેરે વાંચવા ફુરસદ મેળવતા નથી, એ શોચનીય છે.

Survival of the fittest એ વિશ્વનો નિયમ છે. એટલે કે ઉદ્યમ વસ્તુજ ટકી શકે છે. બગીચામાં જુઓ. આ માળી પચાસ બી વાવે છે. તેમાંથી ચાલીશનાં ફણગાં ફૂટે છે, અને દશ હલકા બી જમીનમાંજ સુકાઇ જાય છે. ચાળીશ ફણગામાંથી દશ અતિ ઠંડીથી અગર અતિશય ગરમીથી બળી જાય છે, અને ફક્ત ત્રીશ છોડ વેંત જેટલા વધી શકે છે. અને આ ત્રિશમાંથી વિશ છોડ તો પવન અને વરસાદ સામે ટકી ન શકતાં મુળ-માંથી ઉખડી જાય છે. અને ૫૦ માંથી ફક્ત ૧૦ બી વૃક્ષનું રૂપાંતર પામે છે, અને આ દશમાંથી જે વૃક્ષ મજબુત થયું હશે તેનેજ ફળ આવશે. કુદરત પોતાની સૃષ્ટિને નિર્બળ જોવા ઇચ્છતી નથી. તેને સૌંદર્ય ગમે છે. અનિષ્ટ પદાર્થને તે પોતાના મુળ સ્વરૂપમાં ફેરવી નાખે છે સુંદર અને મજબુત વસ્તુને લાંબુ જીવન આપે છે વનસ્પતિને મદદ કરનાર અને તેને મજબુત બનાવનાર પાણી, હવા, સૂર્ય, અને ઠંડી છે, અને તેજ તત્ત્વો નબળાં વૃક્ષોને ખાઈ જાય છે. આ નિયમ પ્રાણી માત્રને પણ લાગુ પડે છે.—

સમુદ્રનો ઝીણો જંતુ, માછલાંનો ખોરાક છે, માછલું મોટા મચ્છનો ભોગ થાય છે, અને આ મોટા મચ્છને મગર ભક્ષણ કરે છે Might is right. સબળ જીવ નિર્બળ જીવનું ભક્ષણ કરે એ વિશ્વ નિયમ છે. હરિણ ફરીયાદ કરે કે "વાઘ અથવા સિંહ મારી સાથે વિવેકથી વર્તતો નથી." તો શું તે ફરિયાદ વ્યાજબી ગણાય? નોકર બડબડાટ કરે કે "શેઠ સર્વ બોજો મારા ઉપર નાખે છે, મારે સહન કરવું પડે છે, અને પોતે મોજ કરે છે." તો શું નોકરના ઉપર જગત દયા લાવશે? આપખુદ જુલમી રાજાની પ્રજા પોકાર કરે કે "અમો ભારે કર તથા વેરાથી દબાયા છીએ અને નિર્ધનતામાં સબડયા કરીએ છીએ, ત્યારે અયોગ્ય અમીર ઉમરાવો તથા રાજા વગર મહેનતે મોજ શોખ કરે છે." વિગેરે જાતનો પોકાર પ્રજાના દુઃખ ઓછાં કરવાને બદલે, રાજાની ખફગી વહોરે છે. શારીરિક, માનસિક, ઔદ્યોગિક, રાજનૈતિક બાબતમાં હલકે દરજ્જે વિરાજતી એક પ્રજા કદાચ પોકાર કરે કે, " રાજકર્ત્રિ પ્રજા તરફથી અમને ઉત્તમ હક્કો મળતા નથી. વર્ણ ધર્મ ભેદ રખાય છે. અને ગુણની પરીક્ષાને વિસારી દેવાય છે. " તો યાદ રાખવું જોઇએ કે જ્યાં સુધી નિર્બળ પ્રજા સબળ પ્રજાની સમાન કક્ષાએ મૂકાવા યોગ્ય નહીં થાય, ત્યાં સુધી આવા પોકારનો ઉપાય નથી. એક પૈસા-દાર વ્યક્તિએ કદી ગરીબ મનુષ્યનો સોબતી થવા ઇચ્છેલ છે? સંસારના વાતાવરણમાં રહેનાર મનુષ્ય માટે તો તે અશકય છે. તેવીજ રીતે સંપત્તિવાળી પ્રજા, સાધનહીન પ્રજાને બંધુ તરીકે કેવી રીતે સ્વીકારે? સાધનહીન પ્રજા, સાધન સંપન્ન થાય, ત્યારેજ અન્ય પ્રજાઓ તેને આદર આપવા પોતાનો હાથ લંબાવે એ સ્વાભાવિક નિયમ છે. તેથી વિરૂદ્ધ વર્તી ભવિષ્યની આશાઓ રાખવી એ જનસ્વભાવ પરત્વે અજ્ઞાનતાની પરાકાષ્ઠા છે. એક આંગ્લ કવિએ યોગ્ય કહ્યું છે.

'Tis a very good world we live in
To lend or to spend or to give in,
But to beg or to borrow or get a man's own
'Tis the very worst world that ever was known.

કોઇને, કાંઇ પણ આપીએ, ખરચીએ, અથવા આધીન થઇએ તો આ દુનિના ઘણીજ ઉત્તમ પરંતુ કોઇની પાસેથી કાંઇ પણ લેવું હોય, માગવું હોય, અથવા પોતાનીજ વસ્તુ પાછી મેળવવી હોય, તો દુનિયાં અતિ નિંદ્ય દેખાય છે, અને આપણી વૃત્તિ તેમને અકારી લાગે છે.

મુખમાં લીધેલ મચ્છને ભાઇ તરીકે પાળવાનું આપણે મગરને કેવી રીતે કહી શકીએ? પંઝામાં પકડેલ હરિણને મિત્રભાવે જોવા આપણે સિંહને કેવી રીતે શિખામણ દઇ શકીએ? નોકરીમાં રાખેલ માણસને ઓછું કામ સોંપવા આપણે શેઠને કેવી રીતે કહી શકીએ? સબળને હાથ પડેલ નિર્બળ વસ્તુ, સબળનું ભોજન છે, સાધન છે, તેમજ આર્થિક અને ઔદ્યોગિક ઉન્નતિ કરવાનું સ્થાન છે. તેને મળેલ કુદરતી બક્ષીસનો ઉપયોગ જો તે વિવેક અને લાયકીથી કરે તો સબળ જીવ કે પ્રજાની ભલમનસાઇ લેખાય, પરંતુ તેના ઉપર ફરજ પાડી ન શકાય. મચ્છે મગર સામે ટક્કર ઝીલવી હોય તો, મગરના સ્વરૂપમાં બદલાવું જોઇએ. સિંહથી ડરતાં રહી ઝાડીમાં સંતાવાનું હરિણને યોગ્ય લાગતું ન હોય, તો તેણે સિંહ થવા પ્રયત્ન કરવો. નોકરી કરનારને પોતાના માલીકના તુમાખી સ્વભાવની અવગણના કરવા ઇચ્છા હોય તો, માલીક જેટલુંજ સાધન સંપન્ન થવું. નિર્બળ પ્રજાએ સબળ પ્રજાના બોજાથી મુંઝાઇ ન રહેતાં, જગતમાં નામ મેળવવા આકાંક્ષા ધરાવવી હોય તો શારીરિક, માનસિક, ઔદ્યોગિક અને ધાર્મિક બાબતમાં બની શકે તેટલી પ્રગતિ કરવી. આપણા બાપદાદાઓ ભલે ઉચ્ચ સ્થાને વિરાજતા હતા, પરંતુ અત્યારે તો આપણે અજ્ઞાનતાના સમુદ્રમાં, પાણીની સપાટી નીચે રઝળ્યા કરીએ છીએ. પાણીની સપાટી નીચેની વસ્તુ, ભલે તે મનુષ્ય હોય કે, કાષ્ટ હોય પરંતુ તે તો સમાનજ લેખાય છે. અજ્ઞાનતાના આ સમુદ્રમાંથી તમે બહાર ડોકીયું કરશો કે તુરત કીનારે રહેલ પરોપકારી જીવો તમને પોતાના બાહુ સમજી સમુદ્રમાંથી બહાર કાઢવા શિક્ષણરૂપી સાધનો મોકલશે. પરંતુ જ્યાં સુધી પાણી બહાર ડોકીયું કરવા, તમે ઇચ્છા નહિં રાખો, ત્યાં સુધી પાણીમાં ફરનાર સિવાય અન્યની દૃષ્ટિએ તમારી હયાતી નહિં જણાય. જગતનો ઇતિહાસ જુઓ. દસ્યુ અને અસુરને આર્ય પ્રજાના દાસ થવું પડ્યું હતું. દ્રાવીડોને આર્યોના પ્રબળ જુસ્સાને લીધે, દક્ષિણના પર્વતોમાં સંતાઇ રહેવું પડ્યું હતું. આર્યોને શાક અને સીથીઅન જેવી જંગલી જાતોથી ડરવું પડ્યું હતું. રોમન જેવી સંસ્કૃતિ પામેલ પ્રજાને હુન અને ગૉલ જેવી જંગલી જાતોને તાબે થવું પડ્યું હતું, અને બ્રિટન પ્રજા, ડેન અને નોર્મન શરા આગળ શિરા ઝુકાવી રહી હતી. સરખી સ્થિતિની પ્રજાનીજ આવી દશા જો નિર્બળતાને લીધે થાય, ત્યારે અર્ધ જંગલી હાલતની પ્રજાનો સંયોગ ઉત્તમ સંસ્કૃતિ પામેલ પ્રજા સાથે થાય છે, તો નિર્બળ પ્રજાનું પ્રજાત્વ નાશ થાય છે. દૃષ્ટાંત તરીકે જુઓ. કેનેડા અને યુનાઇટેડ સ્ટેટસના ઇંડીઅનોની સ્થિતિઃ દિવસે દિવસે તેમની સંખ્યા ઘટતી જાય છે. ઓસ્ટ્રેલીયા અને ન્યુઝીલાંડના મૂળ વતનીઓના પણ તેજ હાલ છે. મનુષ્યની પુરાતન અવસ્થાનું દિગ્દર્શન કરાવનાર તે જાતિઓ એક બે સૈકામાં હતી ન હતી થઇ જશે, અને તે પ્રદેશોમાં યુરોપી તત્ત્વ અને યુરોપી વસ્તીજ રહેશે.

હિંદ પણ દિવસે દિવસે શારીરિક, ઔદ્યોગિક અને આર્થિક સ્થિતિમાં નબળું થતું જાય છે. નાનું તળાવ સુકાઇ જતાં ત્યાં માટીજ દેખાય છે, અને થોડા વખતમાં પુરાઇ જાય

છે, પરંતુ મોટું સરોવર સુકાતાં ઘણોજ વખત લાગે છે, તે દરમ્યાન પાણીમાંથી ખરાબ વાસ નીકળે છે, અને તેમાં વસનાર મનુષ્યો દુઃખી થાય છે.

આવા સુકાતા સરોવરને ગંદા તળાવડાની ઉપમા અપાય છે, તેવીજ રીતે એક વખતનો સંસ્કૃત દેશ જો અધોગતિમાં ગબડી પડયો હોય, તો જગત તેની સાંપ્રત અધોગતિ ઉપરથીજ તે દેશની કીંમત બાંધે છે. એક વખતના સુંદર સરોવરને સરોવર તરીકે ન સંબોધાતાં, તળાવડાંના નામથી ઓળખાવાય છે; કારણ સરોવરના ગુણ તેમાં હોતા નથી. કેળને એક વખત ફળ આવી ગયા પછી, તેને કેળ તરીકે સંબોધવું યોગ્ય ન ગણાય. નારંગી જેમાંથી રસ નીકળે છે, તેમ હિંદ તરફથી કોઈ પણ જાતનું શિક્ષણ કે જ્ઞાન જગતને મળતું હોય તો અન્ય પ્રજાઓ તેને ધૂળમાંથી ઉપાડી લઈ સાફ કરે, પરંતુ હિંદ કાંઇ પણ વસ્તુ દઇ શકે તેવી સ્થિતિમાં હાલ નથી. તેથીજ તે ધૂળમાં રગદોળાય છે. હીરાનું મૂલ્ય હંમેશ અગણિત હોતું નથી, તે કદી મૃત્યુની ગરજ પણ સારે છે. હિંદમાં પ્રાચિનકાળમાં કદાચ વાનપ્રસ્થાવસ્થા, અયોગ્ય અને અસ્થાને દાન કે ખર્ચાળુ રીવાજ મૂલ્ય-ધણુંજ અંકાતું હશે, પરંતુ હાલે જ્યારે જ્ઞાન, કેળવણી, ઉદ્યોગ અને ધનનો દુકાળ પડયો છે, ત્યારે આવી જુની પ્રથાઓ મૃત્યુની ગરજ સારે છે. આવા હીરાની હયાતી નહિં હોય તોજ હિંદ જીવી શકશે.

હિંદે ગાઢ નિંદ્રા લીધેલ છે, અને જેમ મનુષ્ય લાંબી નિંદ્રા પછી નવચેતન થઈ જાગ્રત થાય છે, તેમ હિંદ હવે પોતાની કૌંભકર્ણ નિંદ્રાને ત્યાગી હવામાં રમણ કરતી પ્રજા તરફ આતુરતાથી જોવા પ્રયત્ન કરે અને સંસ્કૃતિમાં કુદકે અને ભુસકે આગળ વધતી પ્રજાનું અનુકરણ કરવા નિશ્ચય કરે એજ ઇષ્ટ છે.

હિંદ તો રામતીર્થ જેવા યોગી માગે છે. વિવેકાનંદ જેવા દેશોદયનો ઝુંડો રોપનાર, સમસ્ત હિંદમાં જાગ્રતિ આણનાર, અને આપણા પૂર્વજોના અગાધ જ્ઞાનનું અમેરિકા અને યૂરોપને દર્શન કરાવનાર વીર સન્યાસીઓનીજ હિંદને આવશ્યકતા છે રસાયનશાસ્ત્ર, અને વનસ્પતિશાસ્ત્રમાં પારંગત ડો. બોઝ જેવા વિજ્ઞાનશાસ્ત્રીઓ અને હિંદની માનસીક શક્તિનું ભાન કરાવનાર મહાન પુરૂષો અનેકધા ઉત્પન્ન થાય, એજ હિંદની ઇચ્છા છે. રવીન્દ્રનાથ ટાગોર અને મહર્ષિ દેવેન્દ્રનાથ ટાગોર જેવી સહાનુભવ વ્યક્તિઓ નજરે પડવી જોઇએ. સેંટ નિહાલસિંહ જેવા કર્મણ્ય, વચસા અને મનસા સમાન ઉપદેશ આપનાર અને પરિપાલન કરનાર ગૃહસ્થો હિંદને ખુણે ખુણે સંચાર કરતા હોવા જોઇએ. આકાશગામી વીમાનોમાં મોજ કરનાર શેટી જેવા એન્જીનીયરો, હુન્નરકળાના દરેક અંગને પોતાનો વારસો માની, તેને ખીલવવા પ્રયત્ન કરનાર હોવા જોઇએ. ગાંધી જેવા કર્મયોગી અને ફીરોઝશાહ મહેતા અને ગોખલે જેવા રાજનૈતિક પુરૂષોથીજ હિંદ ઉભરાવો જોઇએ. દાદાભાઇ જેવા દેશહિતેચ્છુના પિતા હિંદના દરેક પ્રાંતમાંથી જાગૃત થવા જોઇએ. અને એ પ્રમાણે ઉન્નતિના સર્વ અંગો ખીલતાં જશે તેમ તેમ હિંદ પોતાને વળગેલ અનિષ્ટ રીવાજ અને પ્રથા રૂપી બોજાને ફેંકતો જશે અને પરિણામે જેમ જલાંતઃ સંચારી નૌકા, પોતાના યાન્ત્રિક ખડ્ડામાં ભરેલ પાણી ઠાલવી નાંખી, એકદમ પાણીની સપાટી ઉપર આવે છે, તેમ હિંદ પણ પોતાનો નિરર્થક બોજો ફેંકી દેશે કે તુરત આપોઆપ જગતની દ્રષ્ટિએ પડશે પોતાને હાથે વહોરી લીધેલ પાપનું નિવારણ પશ્ચાત્તાપથી થતું નથી, પોતાની ઇચ્છાનુસાર દાખલ કરેલ રીવાજો જો હાનિકર્તા હોય તો તે દિલગીરી બતાવ્યાથીજ આપણી સ્થિતિ સુધરતી નથી, પરંતુ

તે પાપને ઢાંકી દે તેટલા પુણ્ય-સુધારાથીજ તે મનુષ્ય કે પ્રજા તરી જાય છે. સુધારા રૂપી પ્રકાશ આવતાંજ અંધકાર આપોઆપ ચાલ્યો જશે દેશોદયની ઇચ્છા રાખનાર સુજ્ઞોની ફરજ છે કે પુષ્ટ લાગતા સુધારા માટે બીજાને બોધ દેવા કરતાં, પોતાનાજ ઘરમાં તેવો સુધારો કરવો વ્યક્તિની ઉન્નતિને પરિણામે રાષ્ટ્રની ઉન્નતિ છે. આપણે ગમે તેટલી અધમ સ્થિતિમાં હાલ છીએ, છતાં ભૂલવું ન જોઇએ કે આપણે ઉત્તમ પ્રજાના સંતાન છીએ. આમ્રવૃક્ષ માલીકની બેદરકારીથી કદાચ ફળ ન આપે, પરંતુ હવા, પાણી અને પ્રકાશ માટે યોગ્ય વ્યવસ્થા થાય કે તુરત તે વૃક્ષ "આંબો" થઇ જાય છે; અને તેના માલીકને મિષ્ટ ફળ આપે છે કાંટાના વૃક્ષની ગમે તેટલી દરકાર રાખીએ છતાં તે તો કાંટાજ ઉત્પન્ન કરશે; તેમાંથી કેરીની આશા રાખી શકાય નહિં. હિંદરૂપી આમ્રવૃક્ષ હાલ દુઃખી હાલતમાં છે,તેને યોગ્ય શિક્ષણ અને સાધનો મળતા તે પોતાની પ્રાચિન જાહોજલાલીને ખચીત મેળવી શકશે. જમાનાને અનુસાર કેળવણીનીજ ખામી છે; અને તે મળતાં હિંદ પોતાના મૂળ સ્વરૂપમાં પ્રકાશવો જોઇએ (અપૂર્ણ)

## લીલુના સાચા અલંકાર.

એક ત્રીસેક વર્ષની યુવતિએ બારીએથી તેની સામેના ઘરમા રહેનાર સ્ત્રીને પૂછ્યું કે કેમ દીવાળીમાસી હમણા તો કંઇ આવતાં નથી ને ઓટલેથી પણ વાતચીત કરતા નથી એવાં શું કામમાં ગુંથાયાં છો !

દીવાળી—અરે બહેન ! બળ્યું મને તો તમારૂં નામ હજી પણ આવડતું નથી હું તો મારી ગેળ બહેનજ કહીશ એ બધુ આજનું સુઘરાઈ ખાતુ મારી લીલુને સોપ્યુ છે ને એથી ચઢી જાય તેવાં મારાં વહુ છે એની તો શી વાત કરૂં રડયુ બોલવું, હસવું શુ ગમે હજાર જાતનું દુઃખ છે તેમાં હું તો મુઝાઇ જાઉં છું. આ જ્યારથી અંગ્રેજી ભણતર થયું ત્યારથી લોકોની બુદ્ધિજ બગડી છે ને હવે તો બાયડીઓનુ બાકી રહ્યું છે કે તે પણ ભણવા મંડી છે લોકોની શી વાત કરવી મારી લીલુનેજ જુઓ ને હુ તો એની ગણતરીમાંજ નહીં ને તેથી અસલ જેવી મરજાદા પણ રહી નહિં.

બારી પાસે ખુરશીપર બેસી કાન્તાએ કહ્યુ કે દીવાળીમાસી એવું શું છે લીલુબહેન તો એક નમુના જેવા છે એમના જેવો વિવેક, વિચાર, વિનય હું તો બીજી છોકરીમાં જોતી નથી તમને એવું શું લાગે છે.

દીવાળી—બહેન, આજ પંદર વીસ દહાડાથી મારા ઘરમાં ખરી તકરાર ઉઠી છે ને તેમાં એ ભાઇઓ-નાઇ ને છોકરી એક છે ને હું ને બીજાં જે કહીએ તે ખોટું એમ થઈ રહ્યુ છે.

કાન્તાએ—નવરાશ હોય તો અહીં આવો તો નિરાતે વાત થાય ને મન પણ જરા ખુલ્લું થાય માટે જરૂર આવો.

દીવાળીમા તપખીરની દાબડી લેતા લેતા ઉઠયા ને કામ કરનાર નોકરને ઘર જોવાનું કહી કાન્તાને ત્યા આવ્યાં.

કાન્તાએ પ્રેમથી તેમને બેસાડીને વાત કરાવવા માંડી.

કાન્તાને અને લીલુને અને તેની ભાભી દમયંતીને સારો સ્નેહ હતો તેમ દીવાળીમા સાથે પણ તેવોજ પ્રેમ હતો. કાન્તામાં એવી કુશળતા હતી કે તે સર્વ સાથે એમ વર્તતી કે સર્વજ એમ માનતા કે કાન્તાબહેન મારાજ વિચારના છે તેમ કાન્તામાં તેવાજ સદ્ગુણો હતા ને તે કેવળ જુના વિચારની નહોતી તેમ નવા વિચારમાં જેજે પ્રકારની ખામી હોય છે તેવા વિચારોને તે સ્વીકારતી નહોતી પ્રત્યેક વિચાર કરતાં તે સાવધ રહીને પછીજ અમુક નિશ્ચય બાંધતી હતી. દીવાળી ડોસીના ઘરનાં સર્વ મનુષ્યોના સ્વભાવનો તેનો ઘણો પરિચય હતો ને તે સાથે આ કુટુંબ સાથે આને ઘણો સ્નેહ હતો. આ ઘરનાં પ્રત્યેક મનુષ્ય સાથેનું એનું વર્તન એવું હતું કે પ્રત્યેક એમજ જાણતાં કે આ મારા વિચાર સાથે મળતાં છે ને તેમ કાન્તા પણ પ્રત્યેકના યોગ્ય વિચારનેજ જોતી ને સર્વ સાથે ઘણા સ્નેહથી રહેતી હતી.

કાન્તાએ પૂછ્યું, કેમ દીવાળીમાશી આજ કાલ શું નવા જુની તમારે ત્યાં થઇ રહી છે તે કહેવા જેવું હોય તો જરૂર કહેશો હમણાં તો ભાભી પણ આવતાં નથી ને લીલુ બેહનને તો પરિક્ષા છે એટલે ક્યાંથી નવરાશ હોય એટલે કંઇજ ખબર નથી.

દીવાળી—મને તો એટલો પસ્તાવો થાય છે કે મારી લીલુને મેં તો શું જોઇને ભણવા મૂકી ખરૂં પૂછો તો મારો પ્રથમથીજ વિચાર નહિં પણ ભાઇ આગળ ચાલ્યું નહિં ને તેથીજ એ હવે મારૂં કહ્યું કંઇ માનતી નથી.

કાન્તાએ—પણ એવું એમણે શું કહ્યું કર્યું નહિં તે કહો તો ખરાં આટલાં બધાં શું કરવા અકળાઓ છો.

દીવાળી—અરે બહેન શું કહું. અમે એનો વિવાહ કરવાનો વિચાર પેલી કાશીના છોકરા જોડે કર્યો હતો ને તે માટે મારા ભાઇ વગેરે સગાનો મત હતો પણ એ વાતમાં એ છોકરી ના કહે છે એને તો પેલો બારીસ્ટર થઇને આવ્યો છે તે ઇંદુ જોડે પરણવું છે. એતો પારકાના પૈસે ભણી આવ્યો ને પોતાની પાસે તો કંઈ નથી પણ આ છોકરી એના ભણતરપર ને ઠાઠપર મોહી પડી છે વળી કુળે પણ નીચું કહેવાય પણ જો કે ભાઇ ભાભી એક છે હવે શું કરવું. કોઇ દહાડો છોકરીઓ માબાપને મોઢે મરજાદા મૂકીને આવું બોલે ખરીકે? આજ અંગ્રેજી ભણતરની લ્હાય છે. બોલો બ્હેન તમે આમાં શો મત આપો છો.

કાન્તાએ—દીવાળી માશી ઇંદુ છોકરો બહુ હોંશીયાર તો છે ને લીલુને લાયક છે. પૈસો તો કાલે પેદા કરશે ને હવે જો તમે એને બીજે પરણાવશો તો એનું ફલ સારૂં નહિં મળે હવે તમારી વખત ગઇ. બધેજ છોકરાં સ્વતંત્ર રીતે ચાલે છે ને જો તેમાં ખોટે રસ્તે જતાં હોય તો રોકવાં એ માબાપની ફરજ છે પણ આમાં તેવું કંઇ નથી. લીલુ બહેન બહુ ડાહી ને વિવેકી છે. ને હવે તો ઉમર થઇ એટલે આવું બોલે તો તમારે મુઝાવું નહિં. મારે ત્યાં પણ સદાએ એવુંજ કર્યું હતું ને અમે બે જણે આ સમયનો વિચાર કરીને તે પ્રમાણે કર્યું. જો તે છેક નાહાનીથી વિચાર કરે તો તે જોવું ને તેવું નહીંજ હોય તો ભલે તેમ થાય. ઈંદુ જોડે કરતાં કંઈ વાંધો નથી.

દીવાળીમા કંઇક ટાઢાં થયાં કેમકે તેમણે એ તો માન્યુંજ હતું કે કાન્તા જે કહે છે તે ખરૂં છે તેથી કંઇક વિચાર કર્યો તો પણ બોલ્યાં કે એ બધું ખરૂં પણ, રડ્યું આતે

શું ! શું છોકરાને માબાપ કરે તો તેમાં શું બોલવાનું. મેં તો મારા સ્વભાવ પ્રમાણે એને ધમકાવી ને ત્યારથી એ બરાબર ખાતી નથી ઉંઘતી નથી નેં આ પંદર દહાડામાં તો હાડકાં કાઢયાં છે ને તે પણ મારાથી જોવાતું નથી ભાઇ મારાપર ખીજાય તે જુદું. આતો કલેશ, કલેશ થઇ ગયો છે. ત્યારે ઇંદુ જોડે કરીએ.

કાન્તાએ—હા, કરો એમાં કંઇ ફીકર નથી લીલુ જરાક સુખી થશે. ને હવે એ કરીજ નાંખો લીલુ પણ મોટી થઇ છે ને તે છોકરો પણ ભણેલો છે તો કોઇ જંગાએ જોડાઇ જશે.

આ પ્રમાણે વાત થઇ છે ત્યાં સ્કુલથી લીલુ આવીને ઘરમાં માને નહીં જોવાથી કાન્તાને ત્યાં આવી. કાન્તાએ—કેમ બહેન આજે બહુ દિવસે હમણાં કંઇ જણાતાંજ નથી.

લીલુ—મારી પરિક્ષા છે એટલે હમણા અભ્યાસ બહુ ચાલે છે.

દીવાળી—ને મારી જોડે બાકીનું લડે છે. એ કંઇ કહે છે.

લીલુ—કાન્તા બહેન ! એને ખોટી તકરારની ટેવ પડી છે. ભાઇ કહે તે પણ એ માને નહિં ને નકામી લઢે છે ને અમારો વાંક કાઢે છે એમ કહેતા જવા માંડયું ને કહ્યું કેમ હવે તમે ઘેર આવો મારે રમવા જવાનો વખત થયો છે.

કાન્તા—હવે ટેનિસ બરાબર રમી શકો છો.

લીલુ—હા, હવે તો સારી રીતે રમાય છે. ભદ્રા બહેન હવે આવેછેને. એમના સાસુને ગમતું નથી. મારી બા જેવાં હશે કેમ બા ! બોલતા નથી.

દીવાળી—હા, તે ખરંજ તો અમને તો ના ગમે. રમવું, કુદવું એ તો ઘરનું કામ મેલીને કરે તે કેમ ગમે. આ તારી ભાભીજ જોને સાંજ પડે કે ચાલી ફરવા એતો ઠીક છે કે પરમેશ્વરે સ્થિતિ આપી છે નહિં તો ઘેર કોણ ખાવાનું કરે ત્યારેજ બધી સફાઇ ઉંઘી જાય. શું કહું કાન્તા બહેન આતો સવાર પડી કે નવી નવી તરેહના ચોટલા વાળના સાસુએ ચોળી કલાક લગી નહાવું ને ધોળાં કપડાં પહેરી બેસવું કંઇ ઘરની ફકર છે પણ તને એવું કેમ પાલવશે

લીલુ—કેમ નહિં. તારા ઘર જેવી સ્થિતિ નહીં હોય તો કામ કરીશું કંઇ કામ ન કરવું એમ કયાં છે. ભાભી પણ કરે પણ ઇશ્વરે તેમને સુખી કર્યાં છે તો શા માટે સુખ ન લે. તારે તો એથી આનંદ માનવાનો છે.

કાન્તા—દીવાળીમાશી, એતો નક્કીજ કે લીલુબહેન જે સ્થિતિમાં હશે તેનો જરૂર નિભાવ કરશેજ તમારે ફીકર નહિં કરવી.

લીલુ હસતી હસતી ઘેર ગઇને થોડું કંઇ ખાઇને કપડાં બદલી ઝટ ક્લબમાં ગઇ.

દીવાળીમા હવે ઘેર આવ્યાં ને કાન્તાની સલાહથી લીલુનો વિવાહ ઇંદુવદન જોડે કરવો એમ નકકી થયું. તેમનો પુત્ર ચંદ્રકાંત સાંજે ઘેર આવતાં ડોશીએ વાત કાઢીને પોતાનો વિચાર કહેલો. સર્વને તેથી પ્રસન્નતા થઇ અને વિવાહનું નકકી થયું

હાલ લગ્નનો સમય નહતો તેથી. થોડા મહિના પછી લગ્ન થવાનું હતું પણ વિવાહ થઇ ગયો ને લીલુ સાસરે જતી આવતી હતી. એક વિધવા નણંદ સિવાય ઘરમાં બીજું કોઇ નહોતું ને તે યોગ્ય વિચારશીલ હતી તેથી ઇંદુવદનને લીલુની છૂટથી તેને આશ્ચર્ય લાગતું નહિં તે સુખી થાય એજ તેની ઇચ્છા હતી. માહ મહીને લગ્ન કરવાના ઠર્યાં. ને આ

વર્ષે લીલુ મેટ્રિકમાં પાસ થઇ. ઇંદ્રવદન આથી ઘણો પ્રસન્ન થયો ને ભવિષ્યમાં ઉંચા પ્રકારનું જીવન જશે એમ કલ્પનાથી કલ્પી આનંદ માનતો હતો બારિસ્ટરનાં ધંધામાં તે સારૂં કમાયો હતો. ને તેથી દીવાળી ડોશી પણ પ્રસન્ન થતાં હતાં.

ઈંદ્રવદન ને લીલુનો લગ્ન સમય આવતાં હવે લીલું પોતાને ઘેર રહેતી હતી. તેની નણંદ લલીતાનો લીલુએ ઘણો સ્નેહ મેળવી લીધો હતો ને ઈંદ્રવદન પ્રતિનો તેનો સ્નેહ તે દિવ્ય સ્નેહ હતો. સર્વ પ્રકારે ઇંદ્રવદનની પ્રસન્નતા માટે તેનો પ્રયાસ રહેતો ને તેને તે પ્રસન્નજ રાખતી હજી એના ઘરની એવી ધનાઢ્ય સ્થીતિ થઇ નહોતી કે રસોઇયો રાખી શકે એક નોકર રહેતો અને બીજું કામ પોતે કરતી નણંદને પણ કરવા દેતી નહી ઘરનો હિસાબ વગેરે પોતેજ રાખતી હતી ને ખર્ચ કરતાં દર મહિને તે કંઇ બચાવ કરતી કપડાં વગેરેનો ખર્ચ પણ નિયમથી કરી સારી રીતે રહેતી હતી.

ઇંદ્રવદનને એક પ્રસંગે સારો લાભ થવાથી પંદરસો રૂપિઆના દાગીના લીલુમાટે આણ્યાં લીલુએ તરતજ તે પહેર્યાં ને પતિ સંમુખ આવી ઉભી.

ઇંદ્રવદને—અહો. ધારણ પણ થયું કે શું બહુ સુંદર દેખાય છે, આટલે વર્ષે કંઇ બન્યું તે કર્યું પણ હજી તારે માટે હું કંઇજ કરી શકતો નથી.

લીલુ—શું આપના પ્રેમનું ચિન્હ હું દાગીના માનું છું. કદી નહીં. એક કાચની બંગડીજ હોય તો પણ શું આપના સ્નેહના મૂલ્ય સમીપ આ જડ વસ્તુઓ અધિક હું માનીશ ઇશ્વર તેવો સમય ન લાવો ને મારૂં હૃદય તેવું તુચ્છ વિચારતું ન કરો એજ ઇચ્છા છે.

સમય જતો ગયો તેમ તેમ લીલુની સ્થિતિ બહુ સારી થતી ગઇ ને ઘેર બે નોકર ગાડી વગેરે રાખવાની સ્થિતિ પ્રાપ્ત થઇ પણ આ સમયે લીલુતો પૂર્વવતજ ઈંદ્રવદનની મરજી રાખતી ને તેના નિમિત્તના સર્વ કાર્યો પોતે કરી લેતી ને આ પ્રમાણે આ કુટુંબ સુખમાં રહેતું બે વર્ષની પુત્રી શશિકલાને લઈ લીલુ હીંચકાપર બેઠી હતી ને તે સમયે તેના મહેતાએ આવી કહ્યું બાઇ ? આજે પેલી મીલ ભાંગીને શેઠને બહુ ગેરફાયદો થયો છે, જુઓને થોડા દિવસથી વ્યવહારમાં એવુ તો ચાલેજ છેને આજે તો હદ થઈ ગઈ છે. લીલું સર્વ સાંભળી શાંતજ રહી ને તેને કંઈ ક્ષોભ થયો નહિ.

ઇંદ્રવદન આવ્યો ને તેનો ચહેરો ઉદાસ હતો પણ લીલુતો નિયમ પ્રમાણે શાંતિથી હસતે મુખે આવીને બેઠી. વખત જતાં ઇંદ્રવદને કહ્યું મહેતાજીએ કહ્યું હશેજ. બહુજ મુશ્કેલીમાં પણ મેં પરમદિવસેજ પંદર હજારનો ધંધો કર્યો છે ને તેમાં કંઇ ઠીક ન પડયું ને વળી આજે આ બન્યું એકદમ બધું શીરીતે પતી જશે. લીલુએ કહ્યું કંઇજ ચિંતા નહિં સર્વ થઈ હાલતો તમે ચાહ પી જરા ફરી આવો મન શાંત થશે ને હું પણ સાથે આવું છું, કહી ચાહ પીને બે જણ ફરવા ગયા દરિયા કિનારે એકાંતમાં બે બેઠાં ને અનેક રીતે લીલુએ ઇંદ્રવદનના મનનો ભાર ઓછો કર્યો ને ઘેર આવતાં તેનું મન સ્વસ્થ થયું રાત્રે જમી સર્વ સુતા ને ઇંદ્રવદન પણ ઇજીચેરપર વિચારમાં બેઠો હતો ત્યારે લીલુએ આવી તેના હાથમાં પોતાના દશેક હજારના દાગીનાને આટલાં વર્ષમાં બચેલા બીજા બે હજાર રૂપીયાને પોતાના પીયરના ત્રણેક હજારના દાગીના વગેરે લાવીને ઇંદ્રવદન આગળ મૂકયું ને બોલી.

પ્રિયતમ—શું વિચારો છો આ વસ્તુથી હાલ ઘણી સુગમતા થઇ જશે.

ઇંદ્રવદન—અરે પણ તારે માટેની આ વસ્તુનો હું શું ઉપયોગ કરૂં. ને આ બીજા રૂપીઆ શેના.

લીલુએ—મે બે હજાર ઘર ખર્ચથી બચાવી મુંબઇ બેંકમાં રાખ્યા હતા ને બીજા મારે સોના આ દાગીના છે

ઇંદ્રવદને—પણ મારૂં હૃદય આ માટે હા કહેતું નથી. તારૂં દ્રવ્ય મારે લેવું એ તે શું? ગમે તેમ થઇ રહેશે પણ આ તો હું નહીજ લઉં.

લીલુએ—અતિશય પ્રેમ પૂર્વક કેટલાંક વચનો કહ્યાં ને ઇંદ્રવદનને હાથ પકડી બેઠો કર્યો ને પેલી વસ્તુઓ તેના હાથમાં મૂકી ને તેના હાથમાં ખોળામા માથું મૂકી પ્રેમ પૂર્વક તેના મોં સામું જોઈ રહી

ઇંદ્રવદન—તેના પ્રેમથી તેને વશ થઇ ગયો ને લીલુની માગણી સ્વીકારી અલંકારો ગ્રહણ કર્યા ને પછી સ્નેહપૂર્વક લીલુને મસ્તકે હાથ મૂકી કહયું. તારૂં મેં શું હીત કર્યું તારા પ્રેમનો બદલો હું કંઇ આપી શકતો નથી તારા સંબંધથી અનેક વિપત્તિમાં પણ હું મને ધન્ય માનું છું ને સર્વ સુખોનો નાશ થવા છતાં એક તુજ મને પૂર્ણ સુખનું સ્થાન છે.

આ પ્રમાણે લીલુએ વ્યવસ્થા કરી તેથી તરત ઇંદ્રવદનને ઘણી મદદ મળી ગઇ ને પછી લીલુએ પણ કોઇને તરત ન સમજાય તેમ ખર્ચમાં ફેર કરી નાંખ્યો ને થોડો વખત એમ જવા દિધો એટલે પાછી ઇશ્વરની કૃપાથી સુખી સ્થિતિ પ્રાપ્ત થઇ ત્યારે ઇંદ્રિવદને લીલુને એણે હતાં તેથી પણ કંઇક વિશેષ અલંકારો કરાવ્યા

ઇંદ્રિવદને—જે સમયે તેમને વસ્તુઓ આપી હતી તે સમયે તેનું જે મૂલ્ય હતું તેવું આજે આ અલંકારોનું નથી છતાં હું આટલું આપી કંઇ સંતોષ માનુ છુ.

લીલુ—મને આ અલંકારો ને દ્રવ્યની કીમત કરતાં આપના સ્નેહદાનનું મૂલ્ય વિશેષ છે. ને તેના આગળ આ શું છે? હું તો મને ત્યારે ને આજે એ આપના સ્નેહધનને લઇને સુખનેજ અનુભવુ છું અને કોઇ દિવસ દુ:ખી સ્થિતિનું ભાન થયુંજ નથી. એમ બોલતાં સ્મિત પૂર્વક ઇંદ્રિવદન સામુ જોયું ને કહ્યુ કેમ મારૂ ઇચ્છેલુ મને આપશો કે નહિં?

ઇંદ્રિવદને પ્રેમથી લીલુને વાંસે હાથ ફેરવ્યો ને કહ્યુ સર્વદા તું જે કહે તે કરવા તૈયાર છું તારૂં હૃદય અદ્ભુત છે એટલામા શશિકલા જ્યોતિર્મયીને લઇને ઘેર આવી.

લીલુએ કહ્યુ કેમ ફરી આવ્યાં! શું જોયુ. શશિકલા મોટી હતી તેણે કહ્યું હુ તો નદીનુ પાણી જોતી હતી ને જ્યોતી તો રેતીમાથી સફેદ પત્થર વીણતી હતી તે ઘેર લાવી છે જુઓ તો ખરાં બ્હેન! એને કોઇ સાથે બોલતાં વાર લાગતી નથી એક મણી આવી હતી તેણે બોલાવી તો એની પાસે જઇને બેઠી. કેમ જ્યોતી! ગઇતી કે નહિં! જ્યોતી—હાજી. એમ કહી આનંદથી પેલા સફેદ કાંકરા બતાવીને માતાના ખોળામાં બેઠી

બે કન્યાનું સૌંદર્ય અપ્રતિમ હતુ ને એને એવી ઉત્તમ કેળવણી આપી હતી કે સર્વ કોઇને તે મોહક લાગતી હતી.

લીલુનું ગૃહજીવન એણે જેવું ઉત્તમ કર્યું હતું તેવુંજ તેનું માનસિક જીવન હતું. ને એક યોગ્ય માતા યોગ્ય પત્ની ને યોગ્ય ગૃહીણીરૂપ તે હતી

ઇંદ્રવદન અગાશીમા સૃષ્ટિસૌંદર્ય જોતો બેઠો હતો બે બાળકો સૂતાં છે. ઇંદ્રવદને લીલુને કહ્યું હવે તને જે જે ઠીક લાગે તે પ્રમાણે અલંકાર કરાવજે મને પૂછવાનું નથી. લીલુએ કહ્યું પ્રભો! તે પ્રમાણે પરોજ પણ મારા સાચા અલંકાર તો આપજો. અને આપનો સ્નેહ છે તો પછી બીજા અલંકારોની એટલી મારે જરૂર નથી. માટે પુન પુન. એજ યાચના છે કે આપનો સ્નેહ પ્રત્યેક ક્ષણે વૃદ્ધિને પમાડયા કરશો જેથી હું જીવનમા કૃતાર્થતા સમજીશ. કેમ તે આપવા કબુલ થાઓછો ને!

## —રાસ.—

( હરિ વેણુ વાગીરે હો ! વનમાં—એ રાગ. )

જીવન મંત્ર દીધો રે હો ! સન્તજી !
જીવન અમી છાંટ્યાં રે હો ! સન્તજી !
આત્મામાં ઓર જોર જાગે :
હૈયામાં હરિ ૐ વ્યાપે :
પ્રકટી રહે દેહ દિવ્ય જ્યોતજી !
જીવન મંત્ર દીધો રે ! હો ! સન્તજી !
ઉરના અંધાર દૂર જાયે :
વાણુનાં અસત્ય દૂર થાયે :
વિલસંત કર્મયોગ કર્મજી :
જીવન મંત્ર દીધો રે હો ! સન્તજી !
શીતળ્યાં દ્વંદ્વ દુઃખ ડૂબે :
શાન્તિનાં ઓજ ભવ્ય ખુલે :
વહતાં જનપશુ–યોગક્ષેમજી !
જીવન મંત્ર દીધો રે હો ! સન્તજી !
જીવન અમી છાંટ્યાં રે હો ! સન્તજી !

---

(૨)

હરિ વેણુ વાગી રે હો ! વનમાં :
પ્રિય પ્રેયસી ચમક્યાં રે હો ! તનમાં :
કુંજ કુંજ કોયલ ટહુકે :
રોમ રોમ ચેતના પ્રકટે :
પ્રાણુ દોર નટવર નર્તે રે હો ! વનમાં :
હરિ વેણુ વાગી રે હો ! વનમાં :
ફૂલ ફૂલ મધુ મધુ મ્હેકે :
સર સરિત ધીર લલિત ઓપે :
આત્માના હિંડોલ લોલ ડોલેરે હો વનમાં :
હરિ વેણુ વાગી રે હો ! વનમાં :
ઘેલું ઘેલું ઘેન ઉર રેલે :
વીલું વીલું ચિત્તડું ઉછળે :
પ્રેમભક્તિ પાશ પરવશ રે હો ! વનમાં :
હરિ વેણુ વાગી રે હો ! વનમાં :

'પ્રણયી.'

Registered No. B 71

॥ ॐ श्री ॥

# ચંદ્રપ્રકાશ.

( શારીરિક, વ્યાવહારિક, અને માનસિક ઉન્નતિના સાચા અને સરળ ઉપાયોનું જ્ઞાન આપનાર, માસિક પત્ર )

पुष्णामिचौषधिः सर्वा सोमो भूत्वा रसात्मकः ॥

भ० गीता ॥

શ્રી કૃષ્ણ કહે છે કે; હું પોતે રસાત્મક ચંદ્ર રૂપ થઈને દરેક, ઔષધીઓને પુષ્ટ કરૂં છું.

ભગવદ્‌ગીતા.

પુસ્તક ૯ સું. સંવત ૧૯૭૨. વૈશાખ. અંક ૭ મો.

## અનુક્રમણિકા




| વિષય | લેખક. | પૃષ્ઠ. |
|---|---|---|
| ૧ ભક્તની અભિલાષા (કવિતા) | રા. શશિકર. | ૧૫૩ |
| ૨ ગુર્જર ગીતાંજલિ. | રા. રા. મંજુલાલ જમનારામ દવે એમ. એ. | ૧૫૪ |
| ૩ પ્રિયલાભ. | રા. રા. હંસલ | ૧૫૯ |
| ૪ ધ્વનિ (કવિતા) | રા. રા. સૂર | ૧૬૪ |
| ૫ ગીતાજીમાંથી કેટલીક હૃદયંગમ વિચારણા | ॐ શ્રી ગુરુચરણે. | ૧૬૫ |
| ૬ શિવજીવની ત્રિમલા કુમારી. | રા. રા. ધનશંકર હીરશંકર ત્રિપાઠી. | ૧૬૭ |
| ૭ સચવડી અથવા હૃદયસંગમ [illegible] | રા. રા. રમણરાય મોહનરાય બી. એ. | ૧૭૧ |



તંત્રી અને પ્રકાશક.

પ્રભુશંકર નરભેરામ વ્યાસ.

ચંદ્રપ્રકાશ ઓફીસ, ખપાટીઆ ચકલા-સુરત.

વાર્ષિક લવાજમ [illegible]—સવા પોસ્ટેજ સાથે અગાઉથી.




पुस्तक ९ वैशाख संवत १९७२ अंक ७.

॥ ॐ श्री ॥

## भक्तनी अभिलाषा.



(१)

તું છે ગગન વિસ્તીર્ણ તો હું માત્ર તારો ક્ષુદ્ર છું,
તું છે મહાસાગર અગમ હું એક ધારા ક્ષુદ્ર છું;
તું છે મહાનદ તુલ્ય તો હું એક બુંદ સમાન છું,
તું છે મનોહર ગીત તો હું એક ત્હેનું તાન છું.

(૨)

તું છે સુખદ ઋતુરાજ તો હું એક ન્હાનું ફૂલ છું,
તું છે અગર દક્ષિણ પવન તો કુસુમની હું ધૂળ છું;
તું છે સરોવર અમલ તો હું એક ત્હેનું મીન છું,
તું છે પિતા તો પુત્ર હું તુજ અંકમાં આસિન છું.

(૩)

તું અગર સર્વાધાર છે તો એક હું આધેય છું,
આશ્રય મ્હને છે એક ત્હારો શ્રેય વા અશ્રેય છું;
તું છે અગર સર્વેશ તો હું એક ત્હારો દાસ છું,
તુજને નથી હું ભૂલતો હું દૂર છું વા પાસ છું.

(૪)

તું છે પતિત પાવન પ્રકટ તો હું પતિત મશહૂર છું,
છલથી ત્હને યદિ છે ઘૃણા તો હું કપટથી દૂર છું;
છે ભક્તિની યદિ ભૂખ તુજને તો હુંમાં તવ ભક્તિ છે,
અતિ પ્રીતિ છે ત્હારા પદે ને પ્રેમ છે, આસક્તિ છે.

(૫)

તું છે દયાનો સિંધુ તો હું પણ દયાને પાત્ર છું,
કરૂણેશ તું છે ચાહું છું હું નાથ કરૂણા. માત્ર છું;
તું દીન-બન્ધુ પ્રસિધ્ધ છે હું દીનથી,પણ દીન છું,
તું નાથ ! નાથ અનાથનો અસહાય હું પ્રભુ-હીન છું.

(૬)

તવ ચરણ અશરણ શરણ છે મુજને ચરણની ચાહ છે,
તું શીત કરે છે દગ્ધને, મ્હારા હૃદયમાં દાહ છે;
તું છે શરદ્-રાકા-શશી, મમ ચિત્ત ચારૂ ચકોર છે,
તવ ભક્તિ તજીને જોઉં છું—સંસાર સર્વ કઠોર છે.

(૭)

હૃદયેશ હે ! ત્હારે લીધે આ હૃદય વ્યાકુળ થઇ રહ્યું,
અહીં આવ ! શીઘ્રજ આવ ! આ હું શોર માંહી ગુલ છું;
આ ચિત્ત ચાતક છે તૃષિત કર શાન્ત કરૂણા-વારિથી,
ઘનશ્યામ લાગી ત્હારી રટ, આઠે પ્રહર દીન રાતથી.

શશી-સદન
વટપુર. } શશીકર.



## गुर्जर गितांजली.

(અનુસંધાન વર્તમાન વર્ષના અંક ૬થી.)

ગીત ૬.

૧

અસ્ત થઇ ગયો હતોઃ દૂર ઘંટારવ થતા ને મંદિરની ઝાલરના રણકાર સુણાતા.

નગરજ્હાર પ્રેમજીવનની અમરવેલ્ય રોપી નંદનનંદની આજ ઉત્સાહપૂર્ણ પગલે નિજ ભવનપ્રતિ વળતાં.

પૂર્વને કિનારે સુવર્ણની બારીઓવાળું તે સુંદર ભવન હતું જીવનલ્હાવ આજ અગોચર આનંદે ઉભય ત્યાં ઉજવવાનાં હતાં.

અસ્ત થઇ ગયો હતો દૂર ઘંટારવ થતા ને મંદિરની ઝાલરના રણકાર સુણાતા.

૨

આકાશની કાંઇક રાતી તો કાંઇક ભૂરી એવી ચિન્તનરેખાવલીમાં દિવ્ય અક્ષરો જણાતા. આછા આછા તારાઓની વચ્ચમાં તેમનો ભવ્ય પ્રકાશ પડતો.

" વિશ્વની સૌ દિશાઓ આજ ઉજમાળી છે, માર્ગ સર્વ સાનુકુળ છે, આનંદફુવારા ફૂટતા છે, ને પુષ્પની પરિમળ અજબ છે. "

વિશાળ પાંખાળુ કોઇ ગંદિવ્ય સત્વ એ શબ્દોમાં અપ્રતિમ ચમત્કાર ભર્યા રંગો પૂરતું; મોહક આકર્ષણે નંદન ને નંદનીની ઉર રમી રહેતું.

અસ્ત થઇ ગયો હતોઃ દૂર ઘંટારવ થતા ને મંદિરની ઝાલરના રણકાર સુણાતા.

૩

સાગરનો ભવ્ય નાદ પવનની લહરીમાં લ્હેરાતો; જીવનસાગરમાં નંદન નંદનીની પ્રેમળ નૌકાના શઢને અનુકૂળ દિશાએ નિયોજતો.

ભવન સારૂં કલ્લોલતું. કુદરત સર્વ પ્રસન્નતી. અને લાતો નભોમંડળ ભરછક ભરાઇ ગયું, ચંદ્રની અમૃતકીકીઓ જગતને વધાવતી, તારાની તરલ તેજ પાંખ્યો અવનિને તેજ પાન પાતી.

ઉભય તે તેજામૃત ઝીલતાં ને અનહદ આનંદતાં.

અસ્ત થઇ ગયો હતોઃ દૂર ઘંટારવ થતા ને મંદિરની ઝાલરના રણકાર સુણાતા.

૪

ભવનનો સુશોભીત સોહાગ નંદનનંદનીને નિમંત્રતો. પ્રભાકિરની પ્રભા તેમને વ્હાર દાખવતી.

ઝાલરને રણકારે મંદિરના દેવ સમીપ દેવબાળ પગલાં ભરતાં.

ગૃહદૈવતાનાં નિર્મળ કૃપાદાન પામી ભવનની અટારીએ દેવબાલ ઝ્હુકતાં, ને સુંદરતમ બ્રહ્મવિહારી બ્રહ્મનાદ ગજવતાં, બે મટી એક થતાં.

અસ્ત થઇ ગયો હતોઃ દૂર ઘંટારવ થતા ને મંદિરની ઝાલરના રણકાર સુણાતા.

## ગીત ૭

૧

લીલુડા લીમડાની છાયા નીચે શાન્તિનું સામ્રાજ્ય છે, ને પુરનો ભૈયો ખુલ્લે અવાજે રામાયણ લલકારે છે, માત્ર મયુરોની કેકાવલિ જ દૂર સુદૂર સુણાય છે.

દૂર વડલા નીચે બાળકો ઘપણીપીપળીના દાવ લે છે, ને કોયલના ટહુકાર સાથે 'ટુહુ' 'ટુહુ' ટહુકારે છે.

મધુમાલતીના ફૂલછોડની આસપાસ ભમરનાં વૃંદ ગુંજારવ કરે છે, ને કોકકોક ચન્દનમુખના સોહાગશોભીત બાલમુખડાની આસપાસ પણ યથેચ્છ વિહરી રહે છે.

લીલુડા લીમડાની છાયા નીચે શાન્તિનું સામ્રાજ્ય છે, ને પૂરનો ભૈયો ખુલ્લે અવાજે રામાયણ લલકારી રહ્યો છે, માત્ર મયુરોની કેકાવલિ જ દૂર સુદૂર સુણાય છે.

૨

રૂમઝુમ ઝાંઝરડી વગાડતી ને મંગલ પગલાં ભરતી ધણની ધેનુઓ ધીરી હલકે પૂર બહાર બીડમાં જાય છે.

દૂધનાં કળશો શિરપર ધરી નાની મંજરી ને યશોદા પરાગ ભરી પવનની લહરી શી ઉલસતી ચાલે છે.

આશાને ઉત્સાહના લોલવિલોલ રોગ્ડા ભરતી અન્ય બાળાઓ હરિજીની હાકે ધૂળના ઢમ કુદે છે.

લીલુડા લીમડાની છાયા નીચે શાન્તિનું સામ્રાજ્ય છે, ને પુરનો ભૈયો ખુલ્લે અવાજે રામાયણ લલકારે છે; માત્ર મયુરોની કેકાવલિ જ દૂર સુદૂર સુણાય છે.

૩

ઉઘાડા આકાશ નીચે કોશ ખેંચતાં ને મધુર આલાપ લહરતા જીવન્ત પડધાઓ વિમળ સુભગના પ્રસારે છે

બાળગીતનાં અગોચર ગાનો યે આકાશ ને પૃથ્વી માટે પથરાયાં છે.

કોક અદૃશ્ય ચીતારાની રસિક પીંછી, મૃદુ મૃદુ ભાત પાડી કેકાવલિ, ટુહુકાર ને બાલગીત અનેરાં ચિત્રપટે ઉતારે છે.

લીલુડાં લીમડાંની છાયા નીચે શાન્તિનું સામ્રાજ્ય છે, ને પૂરનો ભૈયો ખુલ્લે અવાજે રામાયણ લલકારે છે, માત્ર મયુરોની કેકાવલિ જ દૂર સુદૂર સુણાય છે.

ગીત ૮

૧

જગત્ સારૂં અન્ધારપૂર્ણ છે કાળરાત્રીના ઘોર ધ્વનિ મૃત્યુની અનંત પરંપરા ભણી રહ્યા છે. આછું પાતળું ક્યાં યે જીવન નથી

માયાવી દાનવોનાં યુદ્ધ ચોમર મોહતમિસ્રા પાથરે છે દિશાઓમાં પ્રકાશ નથી. કાળે અકાળે નીંદરે છે.

પશુતાના ખેલન સમો રાક્ષસભાવ સર્વત્ર વિહરે છે, સંહારનાં જોમ દિગંત જામ્યાં છે.

જગત્ સારૂં અન્ધારપૂર્ણ છે. કાળરાત્રીના ઘોર ધ્વનિ મૃત્યુની અનંત પરંપરા ભણી રહ્યાં છે. આછું પાતળું ક્યાં યે જીવન નથી.

૨

દૂર અનંતતાના સાગરમાંથી અન્તકના ઉચ્છ્વાસ પમરે છે ભીષણભાવ ભજવે છે.

પ્રગતિ દુર્ગતિ થઇ છે, વિકાસ વિનાશરૂપ વિલસે છે, જ્ઞાન અજ્ઞાન થયું છે, ને શક્તિ સંહારક નીવડી છે.

ભૂત, વર્તમાન ને ભવિષ્ય ક્રુર દૈત્યો સમા આજ અન્યોન્યને કાપે છે, હણે છે. જીવનનો ઉચ્છેદ એટલો સોંઘો સાંપડે છે.

જગત્ સારૂં અન્ધારપૂર્ણ છે. કાળરાત્રીના ઘોર ધ્વનિ મૃત્યુની અનંત પરંપરા ભણી રહ્યા છે. આછું પાતળું ક્યાં યે જીવન નથી.

૩

અશ્રદ્ધા ને શંકાના વાયુ વાય છે; કાપટ્ય ને શાઠ્યનાં દુંદુભી ગગડે છે; નિર્દયતા ને વિધ્વંસનાં પૂર હેલે ચઢે છે

જીવનક્ષતિ એજ જીવનમંત્રઃ ખલતા એજ સાધુતાઃ ભક્ષણ એજ સંરક્ષણઃ અશાન્તિ એજ શાન્તિઃ કાળરાત્રીની કાળમીટ આમ જ સર્વત્ર નીરખી રહી છે.

અમૃતપુરવાસી પુર્વજો યે શાપે છે કે ઘોર ઉચ્છેદ ઉન્માદ પામો, સર્જન સર્વ પ્રલય પામો.

જગત્ સારૂં અન્ધારપૂર્ણ છે કાળરાત્રીના ઘોર ધ્વનિ મૃત્યુથી અનંતપરંપરા ભણી રહ્યા છે. આછું પાતળું ક્યાંયે જીવન નથી.

૪

અર્જુન બીધો તે રૂપ આજ ઉગ્રતા ધારણ કરી રહ્યું છે; ભયક્ષયનાં દ્વંદ્વ સર્વત્ર વારી રહ્યું છે.

જનપશુ-જગના ક્ષય-યજ્ઞમાં આજ સત્ત્વનાં બલિ હોમાય છે રજતમ અનંત વિહરે છે. જગત્ નીચું ઉતરે છે.

ગીત ૯.

૧

સમયમૂર્તિ કોક કવિ જરાક નીંદરે છે, તેને રોમ રોમ ભાવનાનાં અમૃતમીઠાં બિન્દુ ઝમે છે. મીંચેલાં પોપચાં નીચે નૂતન સૃષ્ટિ રચાય છે.

દિવ્ય-ધામ-પંથી એક સ્વપ્ન તેના અધરપર કૃષ્ણની મધુર મોરલી શું યથેચ્છ વિહરે છે, સર્વાંગ કોઇ અપૂર્વ મોહિની ભરે છે.

આશાવાદનાં ભાવી ઉકેલાઇ, રસ પ્રકાશ ને પ્રતાપવડે સારી યે સૃષ્ટિને અમૃતજલ સીંચાય છે, જડતાને કિનારે અપૂર્વ ચેતન લહરે છે.

સમયમૂર્તિ કોક કવિ જરાક નીંદરે છે, તેને રોમ રોમ ભાવનાનાં અમૃતમીઠાં બિન્દુ ઝમે છે. મીંચેલાં પોપચાં નીચે નૂતન સૃષ્ટિ રચાય છે.

૨

શિશિરની ધાડી રજની વીતી ગઇ છે, ને પૃથ્વીપર પ્રભાત થયું છે. દેવ પ્રસન્ન તેજ કિરણાવલિથી અવનિને આકર્ષી રહ્યા છે.

દાનવી યુદ્ધ વિરમ્યાં છે. દિશાઓમાં પ્રકાશ અવતારે છે, ને કાળે સજીવન થાય છે.

રાક્ષસોની તમઃ પ્રધાન પાંખો જૂક્ષની પાંખો શી કપાય છે, સંહાર શમ્યો છે ને શાન્તિનું સામ્રાજ્ય જાગ્યું છે.

સમયમૂર્તિ કોક કવિ જરાક નીંદરે છે. તેને રોમરોમ ભાવનાનાં અમૃત મીઠાં બિન્દુ ઝમે છે. મીંચેલાં પોપચાં નીચે નૂતન સૃષ્ટિ રચાય છે.

૩

પાર્થીવતાનો યુગ ગયો છે, મૃત્યુના વિનાશક અનિલ અટક્યાં છે. જીવન્ત વર્તમાન એકલોજ વિકાસના વિલાસ દિગંત ઝગે છે.

જીવન એજ ધર્મઃ જીવન પ્રાપ્તિ એજ કર્મ. જીવન સરક્ષા એજ અર્થઃ અને જીવન વિભુતા એજ મોક્ષઃ ત્રિકાળથી પર ઘુમતી કવિની અન્તર દૃષ્ટિ આમ અવનવા આદર્શ ઉકેલી રહી છે.

અમરાવતીના દેવદેવીઓ અદ્‌ભુત કલ્યાણ વાણ ભાખે છે. "નિરત્યયુગ પૃથ્વીને અણુરેણુ હવાં રમી રહેજો."

સમયમૂર્તિ કોક કવિ જરાક નીંદરે છે. તેને રોમ રોમ ભાવનાનાં અમૃતમીઠાં બિન્દુ ઝમે છે. મીંચેલાં પોપચાં નીચે નૂતન સૃષ્ટિ રચાય છે.

૪

ચાર ભુજાળુ દિવ્ય સ્વરૂપ પુરૂષાર્થના ચતુર્વિધ દેહ શું આજ સૃષ્ટિના અણુંનોને આનંદ જણાય છે.

નીતિ, ક્રિયા અને અજેયતાનાં આયુધ સૃષ્ટિના સમસ્ત લોક આજ ધારણ કરે છે.

"લોકોત્તરિકૃત પ્રશ્નઃ" એ સૂત્રોના શબ્દટંકાર મંદિરની ભવ્ય મંગલાના ટંકારે શા અભિજ્ઞ વિહરે છે.

જગત્ ઉંચું ન્હડે છે.

સમયમૂર્તિ કોક કવિ જરાક નીંદરે છે. તેને રોમરોમ ભાવનાનાં અમૃતમીઠાં બિન્દુ ઝમે છે. મીંચેલાં પોપચાં નીચે નૂતન સૃષ્ટિ રચાય છે.

## ગીત ૧૦.

૧

વિશ્વને વિરાટ આંગણે પ્રતાપવન્તી પ્રભુતા પ્રસન્ન છે. અખૂટ જીવનના ફૂવારા ફૂટે છે; ને સારૂં જગત્ આનંદપૂર્ણ છે.

શરીર મન અને આત્મા અમુલખ ઉલ્લાસમાં ઝુલવતાં અજબ સામર્થ્યભર્યાં દમ્પતિ અપૂર્વ તેજવારિમાં લહરે છે.

વિધિ નહિ પણ ઉભય જાતેજ ઉરતંત્ર–આત્મતંત્ર–પ્રજાતંત્રપર અનેરૂં અધિકાર અનુભવે છે. જીવન જીવવું ને જીતવું એની સુંદરકુંચી ઉભયે પ્રાપ્ત કરી છે.

વિશ્વને વિરાટ આંગણે પ્રતાપવન્તી પ્રભુતા પ્રસન્ન છે.

૨

શિશિરની રાત્રિયો વહી ગઇ છે, અનંત મૃત્યુના ભણકારે વિરમ્યાં છે. વસન્ત નવજીવનવતી પધારી છે, ને સનત્ કૌમાર્યના વાધા સારું યે વિશ્વ સજી રહ્યું છે.

પત્રેને પુષ્પે અમીત સુખનાં ને સ્વાસ્થ્યનાં છાંટણાં છંટાયાં છે. વૃક્ષો ને વેલી જીવન લ્હાવ રસભર રેલી રહ્યાં છે. કુંજાગાર લીલમલીલું છે.

દમ્પતિ ડોલહિન્ડોલ ડોલે છે, અનંત અક્ષય જીવનસત્ત્વવડે ઉભરે છે–ઉછળે છે. સચરાચર સપ્રજ સુવાસે છે.

વિશ્વને વિરાટ આંગણે પ્રતાપવન્તી પ્રભુતા પ્રસન્ન છે.

૩

નીરસતા સુકાઇ ગઇ છે. સહૃદયતા પ્રકટી છે, સ્થૂલ શમ્યું છે. સુક્ષ્મજ અભિન્ન લહરે છે. જીવન્ત રસની પરિમલભર્યા વાયુ વાય છે.

—ાણે વૃદ્ધિ ને વિકાસ પામતું દામ્પત્યજીવન અનુપમ પ્રકાશે છે. બ્રહ્મ ને માયાસમું

અશ્રદ્ધા ને શંકાના વાયુ વાયે છે, કાપટ્ય ન– —ન. દામ્પત્યજીવનના સાયુજ્યમાં પ્રેમ

વિધ્વંસનાં પૂર હેલે ન્હડે છે

જીવનક્ષતિ એજ જીવનમંત્રઃ ખલતા એજ સાધુતાઃ છે.

એજ શાન્તિઃ કાળરાત્રીની કાળમીટ આમ જ સર્વત્ર નીરખું

અમૃતપુરવાસી પુર્વજો યે શાપે છે કે ઘોર ઉચ્છેદ ઉન્માં છે. દેહના અંધારમાં વિદેહીત્વના

જગત્ સારૂં અન્ધારપૂર્ણ છે કાળરાત્રીના ઘોર મ્ર્

રહ્યા છે. આવું પાતળું ક્યાંયે જીવન નથી. છે. ભાવનાપ્રદેશ તેના સુંદર પ્રાકટ્યને

૪ સાગરમાં–વિદેહીત્વના વિરલ જ્યોતિ

અર્જુન બીધો તે રૂપ આજ ઉગ્રતા ધારણ

ભરી રહ્યું છે. ને સારી સૃષ્ટિ તેમના દિવ્ય ઓજસભર્યાં

વિશ્વને વિરાટ આંગણે પ્રતાપવન્તી પ્રભુતા પ્રસન્ને છે.

૪

અક્ષય જીવનના અમૃત-સાગરમાંથી—દમ્પતીના મહાવિહારમાંથી ऐं ह्रीं क्लीं ના ભવ્ય સૈન્યને એકસ્વરમાં ઉડવનાર કોક કોક બાલબાળા પ્રસવે છે.

જગતતટે દામ્પત્યદાન અને દામ્પત્યસ્નેહનાં દાનો દેતાં તેઓ અમૃતજલની અજબ પરબ માંડે છે. તૃષાર્ત સર્વ શાન્ત થઇ દાનનાં કણવડે અક્ષુબ્ધ થાય છે.

પુરૂષ પ્રકૃતિના અદ્વૈત રાસ જગવતી રાસમંડલિઓ જલસ્થળ વિલસે છે, ને પરમાનંદ વર્ષે છે.

વિશ્વને વિરાટ આંગણે પ્રતાપવન્તી પ્રભુતા પ્રસન્ને છે. અખૂટ જીવનના ફુવારા ફૂટે છે ને સારૂં જગત આનંદપૂર્ણ છે.

## પ્રિયલાભ.*

પ્રસ્તુત કાળ પ્હેલાં લગભગ અઢી હજાર વર્ષે પ્રબલ પ્રતાપ મૌર્યસમ્રાટ્ ભરતખંડપર રાજ્ય કરતા હતા. પ્હેલા મૌર્યસમ્રાટ્ ચંદ્રગુપ્ત અને ત્હેના પૌત્ર મહારાજ અશોક એમના ઇતિહાસમાંથી કોઇ કોઇ પ્રસંગોની ઘણાએકને માહિતી હશેજ. ઇસવીસન પૂર્વે ચોથા શતકમાં ચંદ્રગુપ્ત, અને ત્રીજા શતકમાં અશોક રાજ્ય કરતા હતા. હાલના બિહાર પ્રાન્તનું પ્રાચીન નામ 'મગધ' હતું. એ મગધજ મૌર્યસમ્રાટ્ના સામ્રાજ્યનું કેંદ્રસ્થલ હતું. હાલના પાટણ શહેરને પ્રાચીન કાળમાં 'પાટલીપુત્ર' કહેતા હતા. પાટલીપુત્ર આ મૌર્યસમ્રાટ્ની રાજધાની હતી.

ચક્રવર્તી અશોક પછી મૌર્યસામ્રાજ્યની અવનતિ કળા શરૂ થઇ. છેલ્લો મૌર્યચક્રવર્તી બૃહદ્રથ અસંત ખરાબ વર્તનનો, દુબળો અને આળસુ રાજા હતો. શુંગવંશના પુષ્પમિત્ર[1] નામના ત્હેના મુખ્ય સેનાપતિએ એને પદચ્યુત કરી ત્હેનું સિંહાસન છિનવ્યું. બૃહદ્રથ માર્યો ગયો અને ત્હેના પ્રધાનના નશીબે કારાગૃહવાસ આવ્યો.

મહાબલાઢ્ય પુષ્પમિત્રે અસંત વિશાલ એવા મગધસામ્રાજ્યના સર્વ પ્રદેશ ધીમે ધીમે પોતાના તાબામાં લીધા. યવન વીર અલેકઝાંડરની સ્વારી પછી ભરતખંડની પશ્ચિમ સીમાપર પુષ્કળ યવન રાજ્યો સ્થપાયાં. મિલિન્દ ઉર્ફે મિનાંડાર નામનો એક યવન રાજા આ વખતે અતિશય પ્રબલ થયો હતો. પુષ્પમિત્રની કારકીર્દીમાં મિલિન્દે પ્રચંડ યવનસૈન્ય એકત્ર કરી ભરખંડપર સ્વારી કરી; પરંતુ પુષ્પમિત્રના અતુલ પરાક્રમને લીધે ત્હેનો પરાભવ થયો અને ભરતખંડમાંથી ત્હેને પાછા જવું પડ્યું. ભરતખંડ મેળવવાનો યવન રાજાનો આ છેલ્લો પ્રયત્ન કહેવાય.

પુષ્પમિત્રનો જ્યેષ્ઠ પુત્ર અગ્નિમિત્ર નર્મદાના તીરપરના પ્રદેશનો અધિકારી હોઇ ત્હેની વિદિશા રાજ્યધાની હતી. વિદિશામાં અગ્નિમિત્ર રાજા તરીકે જ ગણાતો. અગ્નિમિત્રની દેવી

---

* મહાકવિ શ્રીકાલિદાસના 'માલવિકાગ્નિમિત્ર નાટક'નો કથાનક.

૧ કેટલાએક ઇતિહાસકાર કહે છે કે ત્હેનું ખરૂં નામ 'પુષ્પમિત્ર' નહીં પરંતુ 'પુષ્યમિત્ર' હતું.

ધારિણી એ મુખ્ય રાણી હતી. ધારિણીના મ્હોટા પુત્ર કુમાર વસુમિત્રે તદન ન્હાની વયમાં પોતાના પિતૃપિતૃ પુષ્પમિત્રના હાથ નીચે સેનાપતિનું કામ કર્યું હતું. ઈરાવતી નામની અગ્નિમિત્રની બીજી પ્રમુખ રાણી હતી. નૃત્યગીતાભિનય ઇત્યાદિ લલિતકલામાં ઇરાવતી અત્યંત કુશલ હતી. રાણી ધારિણી માટે જો કે અગ્નિમિત્રને વિશેષ આદર હતો, તો પણ ત્હેનો અધિક પ્રેમ તો ઇરાવતી ઉપરજ હતો.

નર્મદાના દક્ષિણ તીરે વિદર્ભ રાજ્ય હતું. વિદર્ભરાજ માધવસેને પોતાની બ્હેન અગ્નિમિત્રને આપી હતી. પરંતુ અલ્પવયમાંજ ત્હેના પૈતૃષ્વસેય યજ્ઞસેને ત્હેને પદચ્યુત કરી તેનું સિંહાસન છિનવ્યું અને તેને કારાગૃહમાં બંદીવાન તરીકે સ્થાપ્યો. માધવસેનનો સુમતિ નામનો પ્રધાન હતો. કૌશિકી નામની એક વિધવા વિદુષી સ્ત્રી સુમતિની બેન થતી હતી. કૌશિકી અને રાજકન્યા એ બન્નેને સાથે લઈ સુમતિ રાજ્ય છોડી એક વ્યાપારી વૃંદ સાથે વિદિશા તરફ વિદાય થયો. ગહન સંકટમાંથી સાંપડેલી રાજકુમારીને વિદિશા ગમે તેમ કરીને લઇ જઇ રાજા અગ્નિમિત્રને અર્પણ કરવાનો સુમતિનો વિચાર હતો.

પરંતુ રસ્તામાં એક વિપિનમાં તસ્કરોની એક ટોળીએ એમનાપર હલ્લો કીધો. બાકીના બધા પરાભવ પામી નાઠા, અને સુમતિ આ લઘુવિગ્રહમાં ઠાર થયો. ભયથી અને દુઃખથી કૌશિકી મૂર્છિત થઇ પડી. મૂર્છામાંથી મુક્ત થઇ જુએ છે તો રાજકુમારી કોઇ પણ ઠેકાણે નજરે પડી નહીં. તસ્કરો એને લઇ ગયા હતા.

ભ્રાતૃનો અગ્નિસંસ્કાર કરી બૌદ્ધ સંન્યાસિનીનો વેશ ધારણ કરી, કૌશિકી વિદિશામાં આવી, અને રાજવાડામાં ત્હેને આશ્રય પણ મળ્યો. અસાધારણ વિદ્વત્તા અને અત્યંત નિર્મળ વર્તનને લીધે રાજા રાણી અને અન્ય સર્વની કૌશિકી ઉપર શ્રદ્ધા બેઠી, અને ત્હેને પૂજ્ય માનવા લાગ્યા. પણ પોતે કોણ છે, પોતાની શી હકીકત છે તે ત્હેણે કોઇને પણ કહી નહીં.

અગ્નિમિત્રને યોગ્ય સમયે વિદર્ભથી આ રાજ્યક્રાન્તિની બાતમી મળી. જેણે એ બાતમી રાજાને કહી તેણે એમ કહ્યું કે, માધવસેન પોતાની બ્હેનને રાજા અગ્નિમિત્રને અર્પણ કરવા ત્હેને લઇ વિદિશા આવવા નિકળ્યો હતો; એટલામાં યજ્ઞસેને આ રાજક્રાન્તિ ઘડી એ બન્નેને બંદીવાન કરી રાખ્યા છે !

માધવસેન અને ત્હેની ભગિની એ બન્નેને તરત મુક્તતા બક્ષવા વિષે અગ્નિમિત્રે યજ્ઞસેન તરફ દૂત પાઠવ્યા. વિદર્ભદેશ કંઇ મગધસામ્રાજ્યને આધીન ન્હોતો. આગળના મૌર્ય રાજાના જે પ્રધાનને પુષ્પમિત્રે કારાગૃહમાં મોકલ્યો હતો, તે યજ્ઞસેનનો સાળો થતો હતો. આથી આ નવીન સુંગરાજવંસીઓ તરફ ત્હેના મનમાં થોડો ઘણો દ્વેષભાવજ હતો. તેણે અગ્નિમિત્રને ઉલટો એવો સંદેશો પાઠવ્યો કે માધવસેન અને યજ્ઞસેન એ બન્ને સમાનજ છે. રાજનીતીને અનુસરીને કહીએ તો બન્નેના કલહમાં અગ્નિમિત્રે નિઃપક્ષપાતપણે વર્તવું જોઇતું હતું. માધવસેન કારાગૃહમાં છે ખરો; પરંતુ ત્હેની બ્હેનનો કોઇ પણ ઠેકાણે પત્તો નથી ! અમે ત્હેના શોધ કરવાને પ્રયત્ન ચાલૂ રાખ્યો છે. માધવસેનની મુક્તતા વિષે હું એટલુંજ કહું છું કે જો પૂર્વના મૌર્યસમ્રાટ્ના પ્રધાનને મગધેશ્વર મુક્ત કરશે, તો ત્હેના બદલામાં હું પણ માધવસેનને મુક્તિ આપીશ.

અગ્નિમિત્ર સમ્રાટ્નો પુત્ર હોઇ ભારતખંડનો ભાવિ ચક્રવર્તી હતો. ક્ષુદ્ર વિદર્ભરાજાએ

હેની સાથે લાગૂ કરેલો આ સમાનત્વનો હક્ક ત્હેને તદ્દન અસહ્ય લાગતો હતો. ક્રોધાવેશમાં આવી તેણે રાજદૂતને કહ્યું "કેમ ? અમારી સાથે બરાબરીનો નાતો જાળવી ક્ષુદ્ર વિદર્ભરાજ કામની અદલાબદલી કરવા પુચ્છે છે ? એ મૂર્ખનું આ કેવું મોટું સાહસ ! વાહતક ! સેનાપતિ વીરસેનને એકદમ વિદર્ભપ્રત્યે મોકલો ! "

અમાત્ય વાહતકે કહ્યું " જેવી મહારાજાની આજ્ઞા ! વિદર્ભરાજાનો વિનાશકાલ પાસે આવ્યો છે, એમ લાગે છે. નહીં તો આવી વિપરીત બુદ્ધિ એને કેમ સૂઝે ? "

" ત્યારે પછી ત્હમારો પણ એવોજ અભિપ્રાય છે ? "

"એ મત તો મહારાજ રાજનીતિશાસ્ત્રને અનુસારીને છે. એ યજ્ઞસેનના રાજ્યનો હમણાંજ કંઈ આરંભ થયો છે. પ્રજાપર એની સત્તા હજુ પુર્ણપણે જામી નથી. ત્હેનું નિર્મૂલન કરવા તો આ અત્યંત ઉત્તમ સંધિ છે ! "

"ઉત્તમ ! ત્યારે તો યુદ્ધની તૈયારી કરવાની વીરસેનને મ્હારી આજ્ઞા જણાવજો"

"જેવી મહારાજાની આજ્ઞા !"

પોતાના સૈન્ય સાથે સેનાપાત વીરસેન તુરત વિદર્ભ તરફ નિકળી પડયો.

૨

સેનાપતિ વીરસેન દેવી ધારિણીનો ભાઇ હતો. કેટલાએક દિવસ પૂર્વે એણે એક અત્યંત સુંદર બાલિકાને લાવી ધારિણીને સ્વાધીન કરી હતી. આ બાલિકાનું નામ માલવિકા હતું.

અંતઃપુરની સ્ત્રીઓને નૃત્ય, ગીત, નાટ્ય, ઇત્યાદિ કળાઓનું શિક્ષણ આપવા માટે નીમેલા બે નાટ્યાચાર્ય વચ્ચે અતિશે અણબનાવ હતો.

બન્ને નાટયાચાર્યના ગુણ અને તેમની વિદ્યા સંબંધી જ્યારે તુલના અને વાદવિવાદ થતો, ત્યારે અગ્નિમિત્ર હરદત્તનો અને રાણી ધારિણી ગણદાસનો પક્ષ લેતાં. ગણદાસ રાણીનો માણસ છે. અને હરદત્ત રાજાનો માણસ છે, એવીજ સર્વની ખાત્રી પણ હતી માલવિકાને નૃત્યગીતાદિ કલા શિખવવા માટે ધારિણીએ ગણદાસને સ્વાધીન કરી હતી. માલવિકા અતિશય તિગ્મ બુદ્ધિની અને પ્રતિભાશાળી હોવાથી તદન થોડા વખતમાં આ સર્વ કલામાં પારંગત થઇ.

માલવિકાનો અવાજ બહુ મધુર હોવાથી ત્હેના રૂપની તો તુલનાજ ન્હોતી. માલવિકા ગાતી હોય ત્યારે ત્હેના કંઠસ્વરમાંથી જાણે અમૃતનો વરસાદ વરસે ! નૃત્ય કરતાં ત્હેના જે પદવિન્યાસ થાય અને અભિનય વખતે ત્હેના મુખાદિ પર જે ભાવ દેખાય તે માટે જાણે કે ત્હેના સર્વાંગમાં દિવ્યાંગનાઓના દિવ્યરૂપના તરંગો ઉછળતા હોય એમ જણાતું. આવા જ શિષ્ય ગુરૂનું ભૂષણ અને ગૌરવ ! પોતાના અતુલનીય ગુણોથી આવા શિષ્યગુરૂને અત્યુચ્ચ સ્થાનપર બેસાડે છે. માલવિકા સરિખી અસંત પ્રખર બુદ્ધિની અને પ્રતિભાશાળીની શિષ્ય મળવાથી ગણદાસને અતિશય આનંદ થાય એમાં કાંઇ નવાલ ન્હોતું. માલવિકા ઇરાવતીનો પણ ખાસ પરાજય કરશે એમ પુરાંગનાઓ પણ કહેતી હતી.

ચિત્રાચાર્યે ધારિણીદેવી માટે એક ચિત્ર તૈયાર કર્યું હતું. ચિત્રશાળામાં ધારિણી જ્યારે આ ચિત્ર જોતી હતી, તે વખતે રાજાની સ્વારીજ ત્યાં આવી પ્હોંચી પોતાના અતુલનીય સ્વરૂપથી અન્ય સહકારીને મ્લાન કરી નાખનાર એક અપરિચિત સુંદરીનું ચિત્ર રાણીની સહચરીમાં કાઢયું છે, એવું રાજાને લાગ્યું. માલવિકા રાજાની નજરે ન પડે

એવું રાણી ધારિણી ખાસ ધ્યાન રાખતી; પરંતુ આજ ત્હેની કાળજી અને સર્વ પ્રયત્ન એકદમ વ્યર્થ જવા સરખું થયું.!

રાજાએ મુગ્ધ દૃષ્ટિથી ઘણો વખત ચિત્ર સ્હામું જોઇ પૂછ્યું "આ કોણ છે વારૂં, દેવી ?"

ધારિણીએ રાજાને કંઇ પણ ઉત્તર આપ્યો નહીં. રાણીની ન્હાની પુત્રી કુંમારી વસુલક્ષ્મી માતા પાસે ઉભી રહી ચીત્ર જોતી હતી તે બોલી "આ માલવિકા હો! માતાની દાસી!"

જે થાય તે ખરૂં પણ માલવિકા રાજાની દૃષ્ટિએ ન પડે એ બાબત ધારિણી દેવી હવે વધારે સાવધ રહેવા લાગી.

(૩)

માલવિકાનું માત્ર ચિત્ર જોઇ રાજા અગ્નિમિત્ર એટલો એહોષ થઇ ગયો કે માલવિકાનું પ્રત્યક્ષ દર્શન કરવા એકદમ અધીરો થઇ ગયો. પોતાનો આ હેતુ પૂર્ણ કરવા કંઇ પણ ઉપાય શોધી કાઢવા માટે એણે પોતાના મિત્ર વિદૂષક ગૌતમને આજ્ઞા કરી.

એટલામાં ઉત્કૃષ્ટ સંધિ પ્રાપ્ત થઇ.

ગણદાસ અને હરદત્ત બન્ને નાટ્યાચાર્ય વચ્ચે અતિશય અભાવ અને વાદ હતો એ વાત તો કહીજ છે. ગૌતમે યુક્તિ વાપરી બન્ને વચ્ચેનો વાદ અધિક પ્રખર કર્યો.

ગણદાસ કહે "મહાસાગર અને પલ્લવ એમાં જે ભેદ, તે મ્હારી અને હરદત્ત વચ્ચે!"

હરદત્ત કહે "ગણદાસને મ્હારા પગની ધૂળની પણ યોગ્યતા નથી!"

આ વાદવિવાદનું જ્યારે ખૂબ ઉગ્ર સ્વરૂપ આવ્યું, ત્યારે ગૌતમે કહ્યું "ત્હમે બન્ને અમથા શા માટે એકબીજા સાથે ઝગડો કરો છો? રાજા તમારી પરીક્ષા કરીનેજ કોણ શ્રેષ્ઠ અને કોણ કનિષ્ઠ એ ઠેરવશે પછી થયું!"

એ બન્ને નાટ્યાચાર્યમાં આ પ્રમાણે ચાવી લગાડી ગૌતમ દોડતો દોડતો રાજા પાસે ગયો અને આ વાત કહી, અને આ વાદવિવાદનો ફાયદો લઇ ત્હેનાથી માલવિકાનું પ્રત્યક્ષ દર્શન કેવી રીતે કરી શકાશે એ પણ ચોખ્ખું સમજાવી કહ્યું. ગૌતમની આ યુક્તિથી રાજા અતિશય સંતુષ્ટ થયો

થોડો સમય વિત્યા પછી ગણદાસ અને હરદત્ત એ બન્નેએ રાજા પાસે આવી એક બીજા સાથે વિરૂદ્ધ તકરાર કરી, અને રાજાને યોગ્ય ન્યાય કરવા વિનંતી કરી.

રાજાએ કહ્યુ "હું જો તમારો ન્યાય કરીશ તો મ્હેં ખાસ પક્ષપાત કર્યો એમ કદાચ રાણી કહેશે, ત્હેના કરતાં દેવીને આવવા દો, એટલે ત્હેની સમક્ષજ ભગવતી કૌશિકી ત્હમારા વાદનો નિકાલ લાવશે."

બન્ને નાટ્યાચાર્યને રાજાની સૂચના ગમી. રાજાની આજ્ઞાથી કંચુકી અંતઃપુરમાં જઇ દેવી ધારિણી અને પરિવ્રાજીકા કૌશિકીને સાં તેડી લાવ્યો.

રાજાએ સર્વ હકીકત પરિવ્રાજીકાને કાને નાખી, અને કહ્યુ "ભગવતિ! ત્હમે જ પરીક્ષા કરી આ વાદનો યોગ્ય નિકાલ આપો!"

સન્યાસીની હસીને બોલી "નગર હોવા છતાં ગામડામાં રત્નની પરીક્ષા કરવા આવવું એ કયાંનો ન્યાય મહારાજ ?"

રાજાએ કહ્યું "ભગવતિ! ત્હમે ત્હમારા અસામાન્ય પાંડિત્યને લીધે આ વાદનો નિકાલ

કરવા યોગ્ય છે. હું ને દેવી પોતપોતાના નાટ્યાચાર્યના પક્ષપાતી છીએ. એટલે અમારા-માંથી કોઈ આ વાદનો નિકાલ લાવશું તો કદાચ યોગ્ય ન્યાય થશે નહીં !"

બન્ને નાટ્યાચાર્યોએ કહ્યું "હા મહારાજ ! ભગવતીજ નિઃપક્ષપાતી ન્યાય આપના યોગ્ય ન્યાયાધીશ છે, એમણેજ નિકાલ આપવો જોઇએ."

સંન્યાસિની વાદનો નિકાલ કરવા કબુલ થઇ.

રાજાએ પૂછ્યું "ભગવતિ, તમે આ બંન્નેનો અભિનય જોયોજ હશે ?"

"હા, જોયો છે તેથી શું થયું !"

"બન્નેનો અભિનય, અને અભિનયને ઉપયોગી અંગસૌષ્ઠવ અતિશય સુંદર છે નહીં ?"

"હા, અભિનયની કુશલતામાં એ બન્ને શ્રેષ્ઠ છે."

"ત્યારે પછી એ બેમાંથી શ્રેષ્ઠ કોણ અને કનિષ્ઠ કોણ એની શા પરથી પરીક્ષા કરશો વારૂ, ભગવતિ ?"

પરિવ્રાજીકા કૌશિકીએ કહ્યું "કોઇને જાતે અભિનય કરતાં સારો આવડે છે, તો કોઇને શિષ્યને ત્હેનું ઉત્કૃષ્ટ શિક્ષણ આપતાં આવડે છે. આ બન્ને બાબતોમાં જેની યોગ્યતા શ્રેષ્ઠ ઠરશે, ત્હેનેજ હું શ્રેષ્ઠ ગણીશ. એમના પોતાના અભિનયમાં શ્રેષ્ઠ કનિષ્ઠનો ભેદભાવ જરા પણ કળી શકાશે નહીં. માટે શિક્ષક તરીકે કોની કેવી યોગ્યતા છે ત્હેની પરિક્ષા લઇ કોણ શ્રેષ્ઠ અને કોણ કનિષ્ઠ એનો નિર્ણય કરી શકાશે."

ગૌતમે આગ્રહથી કહ્યું "ત્યારે તો એમજ કરવું જોઇએ."

થાય છે એ પ્રકાર પરથી મોટો ઘોટાળો થવાનો છે, એવું ધારિણી દેવીના મનને લાગ્યું. માલવિકાનો અભિનય બતાવી ગણદાસ પોતાના શિક્ષણપટુત્વની પરીક્ષા આપવા વીચારશે એ તદન ઉઘાડું હતું. મૂળમાંજ માલવિકાનું સૌંદર્ય અતુલનીય દિવ્ય હતું. સંગીત અને અભિનયથી એ સૌંદર્યની શક્તિ સો ગણી વધશે એ પણ સ્પષ્ટ હતું. આવી સ્થિતીમાં જો સુંદરી માલવિકા રાજાની દ્રષ્ટિએ પડી તો ત્હેની પ્રાપ્તિ કરવા એ એકદમ અટ્ટહાસ્ય કરશે એ સ્પષ્ટ હતું ! માત્ર ચિત્ર જોઇનેજ રાજા માલવિકાપર અતિશય મુગ્ધ જેવો દેખાતો હતો ! ત્યારે માલવિકા પ્રત્યક્ષજ એની સ્હામે આવી ઉભી રહેવાની હતી; તેણે પોતાના દિવ્ય મધુર કંઠથી ગાયેલું સંગીત રાજાને કાને પડવાનું હતું; અભિનયમાં થનાર ત્હેના મોહક હાવભાવ ત્હેની દૃષ્ટિએ પડવાના હતા ! શું આ અનર્થપરંપરા કેવળ દુષ્ટ ગૌતમના કૌશલ્યથી તો ઘડાઇ નથી ? આ અનર્થપાત અટકાવવા કાંઇપણ ઉપાય નથી શું ?

આવા વિચાર કરીને ધારિણીએ કહ્યું "આથી યાગ્ય પરીક્ષા શી રીતે થશે ? શિષ્યની બુદ્ધિ જો મંદ હશે તો ગુરૂના ગુણ તે પ્રગટ કરી શકશે નહીં ! આવે ઠેકાણે શિષ્યના અસ્વસ્થ-પણાને લીધે ગુરૂને જરાપણ દોષ દેવાય નહીં !"

રાજાએ કહ્યું "એ તો ખરૂં છે."

ગણદાસે કહ્યું "શિક્ષણ આપવા યોગ્ય જો શિષ્યની નિવડ કરતાં ગુરૂને આવડે નહીં, તો તેથી ત્હેની બુદ્ધિશૂન્યતા ઉઘાડી થશે !"

ધારિણીએ જરા ભવાં ચઢાવી કહ્યું "આચાર્ય, આ આવો પ્રયત્ન ત્હમે કરશો નહીં. એ વ્યર્થ જશે, જો તમારી શિષ્યિણીનો ત્હમને આટલો ભરોસો છે ત્હેને તો શિખવાનું

શરૂ કર્યાને હજી બહુ દિવસ થયા નથી! હજી તે વિદ્યામાં પરિપકવ થઇ નથી. આજ બધાની સમક્ષ પરીક્ષા માટે ત્હેને લાવવી એ ત્હમારી દૂરદષ્ટિને યોગ્ય લાગે છે કે ? "

ગણદાસે કહ્યું " તેથી તો મ્હારો આટલો આગ્રહ છે કે એકદમ થોડા વખતમાં હું કેટલો ઉત્કૃષ્ટ શિષ્ય તૈયાર કરી શકું છું એજ મ્હારે વિશેષ કરીને બતાવવું છે. "

હવે વિઘ્ન નાંખવામાં કાંઇ માલ નથી એવી ધારિણીની ખાત્રી થઇ. અસંત વિષણ્ણ મનથી તેણે આખરે એક વખતની અનુમતિ આપી.

પરિવ્રાજીકા બોલી " ઠીક છે. અમે ચતુષ્પદી 'ચલિત'[1] નાટ્યનો અભિનય જોઇશું. બન્નેએ પ્રેક્ષાગાર[2]માં જઇ સજ્જ થવું. સર્વ તૈયારી થાય એટલે મૃદંગ વગાડી અમને ઇશારો કરજો. એટલે અમે બધા અભિનય જોવા આવશું. "

અપૂર્ણ.



## ધ્વનિ.

બ્રહ્માંડનાં અગણીત રહ્યાં જે તેજના વળી પુંજ છે,
તે ગ્રહ બધા આકાશમાં કંઇ ગાનમાં મશહૂર છે;
પણ પંચભૂતે આ બન્યાં જે નાશવંત શરીર આ,
તેથી શ્રવણ નહીં થઇ શકે એ દૈવી ગાન અપૂર્વ.હા!

ગાધર્વનાં જે ગીત તે વળી સુરપતિને પ્રિય હતાં,
તે ગાનમાં બહુ લીન થઇ નિજ શીર્ષ શેષ હુલાવતા;
સંગીતના ઝંકારમાં સહુ મૃગ બીચારાં લીન થઇ,
જીવન મરણ નવ લેખતાં તે ગાનમાં વીંધાઇ જઇ.

સુરસ્યામ સરખા મસ્ત બનીયા દેહની યારી કરી;
એ ગાન અદ્દ્ભુત દોરી છે જો દેવથી સંધાઇ ગઇ;
ત્રૂટે નહીં કોઇ કાળથી કે રાક્ષસી માયા થકી,
એ દોરીથી કંઇ ભક્તને તો સ્વર્ગની ઝાંખી થઇ.

આ વિશ્વની જે ગહનઘટના નાદમાં એ ગ્રસ્ત છે,
વળી ગાન-તંત્રીનાદ એ સહુ વેદમાં પણ સ્પષ્ટ છે;
વળી નાદ આ બ્રહ્માંડનો કોઇ દેવને જ જણાય છે,
આ જીવ પણ કંઇ મુક્ત થઇ એ ગાનમાં જ તણાય છે.

ગણી ગાનને આ વિશ્વની રચના તણો પાયો અરે!
સહુ ગાનમાં બહુ લીન થાજો, લીન કરજો અન્યને;
જે કોઇને સંગીતની કે તાનની ગણના નહીં,
તે જીવન પણ મૃત સમ ગણો એ વાત નિશ્ચય માનવી.

૧૬-૫-૧૬. "સૂર"

૧ નૃત્યગીત, સાથે એક પ્રકારનો અભિનય. આ અભિનયથી અભિનેત્રી બીજાની ભૂમિકા લઇ પોતાના નૃત્યનો ભાવ પ્રગટ કરે છે.

૨ નૃત્યગીતાભિનય વગેરેનું પ્રદર્શન જ્યાં હતું એવું નાટ્યમંદિર.

# गीताजीमांथी केटलीक हृदयंगम विचारणा.

श्रेयान् स्वधर्मो विगुणः परधर्मोत्स्वनुष्ठितात्
स्वधर्मे निधनं श्रेयः परधर्मो भया वहः

વિગુણ અર્થાત્ ગુણ વગરનો, અધુરો, એમ નહિ, પરંતુ ખાસ, Special, Natural Normal, સ્વભાવતઃ પોતાના વિશેષ ગુણવાળો. આવા વિશેષ ગુણથી યુક્ત સ્વધર્મ ગમે તેટલી ઉત્તમ રીતે Artificially આચરાયલા પરધર્મથી વિશેષ શ્રેયસ્કર છે. આથીજ તેવા સ્વધર્મમાં નિધન-મૃત્યુ પણ શ્રેયસ્કર ગણેલું છે. અને એવો આચરાયલો પરધર્મ કેવળ ભય પ્રવર્તક છે એમ પણ ભાખ્યું છે. વાચ્યાર્થ ન્યાળી આપણે કાંઇ ઉંડા ઉતરીએ. અને આપણી આધુનિક સ્થિતિને અવલોકીએ.

અધુના સ્વધર્મ છે કે શ્વધર્મ છે (Doggedness)? અને આવો શ્વધર્મજ પોતાના વિશેષ ગુણથી યુક્ત-હોઇ અધુરા સ્વધર્મ રૂપેજ હોય,-પોતાની બહુરંગી ભવ્યતા દાખવવામાં કુશળ છે. જેની ધંટીએ બેઠા તેનાં ગીત ગાવાં એ શ્વધર્મની સ્થિતિ તે, આપણી નથી? આથી શ્રેયને બદલે ભય ઉત્પન્ન થાય તેમાં કાંઇ આશ્ચર્ય ખરૂં? આપણા આધુનિક જીવનમાં આ બાલવૃદ્ધ પર્યંત જે અસંતોષની ભાવના જામી રહી છે. જે અશાન્તિ જેવું આપણું જીવન આદિથી અંતસુધી પસાર થાય છે, તેનું મુળ માત્ર ઉપરોક્ત શ્વધર્મ છે એમાં જરિયે શંકા રાખવા જેવું નથી, નિશ્ચીત ભાવના વિહોણો તે પરધર્મ છે, જ્યાં Duty નહિ પરંતુ Right નું બળ સર્વોપરિ છે. આટલી ટુંકી અને સૂક્ષ્મ સુચનાજ આ શ્લોકનું સુચન કરવા પૂરતી છે.

एवं बुद्धेः परं बुध्वा, संस्तभ्यात्मान मात्मना
जहिशत्रुं महाबाहो कामरुपं दुरासदम्.

આત્માને બુદ્ધિનો Director જાણી, આત્માને આત્માનું સત્યભાન કરાવી, (giving it its real standing) जहि=માર-ધાતુને મારીએ છીએ તેમ ધાતુને માર્યાથીજ તે સવિશેષ પૌષ્ટિક બને છે; તેમજ સર્વ કામના માત્રને મારવાથી પૂર્ણ કામ થવાય છે. બાકી ખોટો સંયમ એટલાજ બળથી પુનઃ ભભુકી ઉઠે છે. અને કામનાની અનેકશઃ જ્વાલાઓ ચારેપાસ ફરી વળે છે. કામનાને મારવી એટલેજ તેમને Absolut Consciovoness પ્રતિ વાળવી. તેનો તાપ આપ્યા કરવો. તેજ તેમનું સર્વનું મુળ છે, એવો અનુભવ કરાવવો; આમ થતાં કામનાઓ મરશે અને પૂર્ણ કામ થવાશે.

प्रकृति स्वामधिष्ठाय संभवाम्यात्म मायया.

કૃતિ, સ્થિતિ, લય, નિરોભાવ, અનુગ્રહકરણ આ પંચ કૃત્યથી વ્યાપ્ત પ્રકૃતિ-જે આદિ કારણ છે, અને જે કોઇની અસર નથી,-The cause alone and not the effect of anything-Prima cause. અને માયા એ પ્રકૃતિનુંજ કર્મ છે. the action of the Prima cause. બ્રહ્મ અને માયા ઉભય એકજ છે. बृहद अने माया=Measuredly going, developing એ ઉભયનો અન્વયાર્થ એકજ છે. વૃદ્ધિને વિકાસ એજ

તેમનો અર્થ છે. વળી બ્રહ્મ એ મધ્યબિંદુ છે અને માયા એ પરિધ છે. બ્રહ્મ શાન્તિ છે અને માયા બ્રહ્મ Potential energy છે અને માયા kinetic eneagy છે. બ્રહ્મ આથી Potential existence છે અને માયા આથી Actual existence છે અને છતાંયે તે ઉભય એકજ વર્તુળમાં છે. તે એકજ ચક્ર છે.

कमण्य कर्मयः पश्येद कर्मणि अकर्मय ।
स बुद्धिमान्मनुष्येषु स युक्तः कृत्स्न कर्मकृत् ॥

કર્મમાં અકર્મ જોવું, અથવા મન પ્રાણેન્દ્રિય કર્મોમાં–માયાવી કર્મોમાં–પરિધ ઉપરના કર્મોમાં–કેન્દ્રસ્થ બ્રહ્મસ્વરૂપ–ચિદ્દઘનસ્વરૂપ જોવું તેજ છે. સકામ, અકામ, નિષ્કામ, આપ્ત અને આત્મ કર્મો એજ સાક્ષાત્કાર પૂર્વક કરવાં એજ સુખનો રાજમાર્ગ છે. વિજયની કુંચી છે. અને એથી ઉલટું બ્રહ્મભાવી કર્મમાં–માયાવી કર્મોની ઉપેક્ષા કરવી વા તેમને બ્રહ્મભાવમાં વાળવાં, એ કર્મબુદ્ધિમાન, યુક્ત–(Joined with absolute consciousness)અને કર્મકૃત મનુષ્ય કરી શકે છે.

समसिद्धावसिद्धौ चः

સિદ્ધિ અને અસિદ્ધિને હું પ્રતિ વાળવું. 'હું' નાજ રૂપો છે એમ જોવું, ને તે વડે absolute consciousness નો સાક્ષાત્કાર કરવો. ટુંકામાં આત્મકામ થવું. પૂર્ણકામ થવું. કારણ સિદ્ધિ અસિદ્ધિનાં માળખાં મનના અનુભવોજ વડેજ છે. અને મનજુઠું હોતાં તેઓ પણ અસત્ છે. સત્ય તો અમર્યાદ ભાન તત્વ એટલુંજ છે. ને તેને જ જાણવું યોગ્ય છે.

ब्रह्मार्पण ब्रह्महवि ब्रह्माग्नौ ब्रह्मणा हुतमः इत्यादि આ શ્લોક ઉપરોક્ત યજ્ઞ ભાવનાનું પ્રકટીકરણ કરે છે. एकोऽहम्, बहुस्याम् ની પ્રતિજ્ઞા માટેજ આ શરીર ઉત્પન્ન થયું છે. જેને सोऽहम् એ ભાવથી સંસિદ્ધ કરવાનું છે. Generated Body ને ensouled કરી તેનું Regeneration કરવાનું છે. ત્યાર પછી શ્લોકોમાં ઇંદ્રિયના ભિન્ન ભિન્ન દેવતાના પોષ્ય પોષકભાવથી પ્રેરાયલા યજ્ઞો દાખવ્યા છે. જેથી પ્રત્યેક ઇંદ્રિય પરિપોષણ પામે અને જીવન–સમૃદ્ધિ સવિશેષ ઝીલી રહે. બ્રહ્મભાવની બૃહદ્તા અનેરી જામી રહે, આવાજ દ્રવ્ય યજ્ઞથી જ્ઞાનભરી વિશેષ શ્રેયકર છે એમ દાખવ્યું છે જેનો અર્થ એટલોજ છે કે જે ગાળી શકાય એવું દ્રવ્ય છે, જેને જન્મદેહ કહે છે તેજ છે. આને ગાળવા જ્ઞાન તૈયાર છે. Thought is the seed of action, that is to be absorbed–to be liquified into Thought. વળી ब्रह्मण्याधाय कर्माणि=બ્રહ્મમાં કર્મમાત્રનું આરાધન કરવું, મનુષ્ય જન્મકૃત કર્મોનો ગર્ભ બ્રહ્મમાં મૂકવો, જેથી તે કાલે બ્રહ્મનો બને. મનુષ્યની અહંકાર સૃષ્ટિ લીન થયે બ્રહ્મ સૃષ્ટિની ઝાંખી થાય. અર્થાત્ અહંકાર સૃષ્ટિ બ્રહ્મ સૃષ્ટિમાં વિલિને તિરોભાવ પામે.

सन्यासी=સમ્યક પ્રકારે નિરાંતે બેઠો છે તે સંન્યાસી આ એનો ધાત્વર્થ અને આવો સન્યાસી તેજ યોગી. યોગી થતાં પહેલાંની અવસ્થાને સાધક અવસ્થા કહે છે. અને સાં

કર્મને કારણરૂપ દાખવ્યું છે, પછીથી યોગારૂઢ થવાનું કારણ શમતા આપ્યું છે. આ સિદ્ધની અવસ્થા સૂચવે છે. આ યોગારૂઢપણું તેજ 'સર્વ સંકલ્પ સન્યાસી' છે. હવે પ્રવર્તતી માન્યતા વિચારીએ. સર્વ સંકલ્પ સન્યાસી એટલે સામાન્યતઃ એવો અર્થ કરાય છે કે સર્વ સંકલ્પ ત્યાગી-(Renouncing the formation will) પરંતુ વસ્તુતઃ આ ત્યાગ નથી કારણ ત્યાગ તો સંકલ્પ ફલનો કરવાનો છે. સંકલ્પનો નહિ. સર્વ સંકલ્પનો સન્યાસ ત્યારે થઇ શકે કે જ્યારે મનુષ્ય સર્વ તૃપ્ત થાય. આ સર્વતૃપ્તિભાવ ત્યારેજ જામે કે મનુષ્ય જાતે અનંત છે, અમોઘ સામર્થ્યવંત છે, સૃષ્ટિનો પિતા, ધાતા અને નેતા છે, પ્રેરક ચાલક અને શાસક છે, સર્વ ઇચ્છાઓનો, સંકલ્પનો, વાસનાઓનો, ભાવનાઓનો, વિચારણા માત્રનો ઉત્પાદક અને નિયામક પોતેજ છે. સૃષ્ટિનાં સર્વ દ્રવ્યો પોતાનીજ ક્રિયા માત્ર છે. ઇચ્છા જ્ઞાન અને ક્રિયા એ સર્વનું મુળ સ્વરૂપ પોતામાંથીજ ઉદ્‌ભવ્યું છે, અને એ સર્વનો સમૂહ ધારણ કરી ઉડનાર સર્વથી પર એવો પોતેજ છે. વ્યષ્ટિ અને સમષ્ટી બ્રહ્મથી પર એવો પરિબ્રહ્મ પોતેજ છે. આવું અપૂર્વ જ્ઞાન થતાં, સાક્ષાત્કાર થતાં, મન નિશ્ચલ થાય છે, સર્વ આગંતુક સંકલ્પોનો ઉચ્છેદ થાય અને પોતે આત્મકામ થતાં સર્વ સંકલ્પોનું મુળ આત્માપ્રતિ વળે, અને સિદ્ધિ, અસિદ્ધિના પર તેમનાપર સ્હડે નહિ. સર્વ સંકલ્પ autometically પ્રાપ્ત થાય છે. પરંતુ તેની પ્રાપ્તિ વા અપ્રાપ્તિમાં પોતે જરિયે હર્ષશોકનાં ભાળખાં ધારણ ન કરે. વળી ભૂતનાં વર્તમાનને ભાવીનાં એકકે કર્મોનો, તેને લેપ ન લાગે, કારણ મનના માનેલા ભૂત, વર્ત્તમાન ને ભવિષ્ય તેને living Present જેવાજ છે, અને એ પોતે Act, Act, in the living Present એ ભાવનાનુસારજ વર્તે છે. કર્મફળની સ્પૃહા વિનાનો અહિંજ; તેનો ત્યાગ છે. બાકી પૂર્ણ સંકલ્પ થવું તેજ તેનો સન્યાસ અને યોગ છે.

પ્રણવ=સદા સર્વદા નવોજ, તાજોજ ever new, ever fresh. આવીજ રીતે પુરાણ=પુરાં+નવ એ શબ્દનો અર્થ લેવાનો છે. Old and yet new. વળી દેવ શબ્દનો અર્થ Shining ones એમ કરાયલો છે પરંતુ વસ્તુતઃ તે ઇન્દ્રિય દેવતાને અનુલક્ષતો હોઇ તે તે ઇંદ્રિયનાં functions Controlling ones જેવો દેખા દે છે-તેમનાં કર્મોના સ્વામી જેવો દર્શન દે છે.

---

## શિયળવતી વિમલાકુમારી.

(અનુસંધાન વર્તમાન વર્ષના પૃષ્ઠ ૧૩૭થી)

મધ્ય રાત્રિનો સમય વ્યતીત થઇ ગયો હતો. ઉદેપૂરના કિલ્લા ઉપરના પહેરેગીરો તેમજ શહેરમાંના ચોકીદારો શિવાય પ્રજાજન શાન્ત નિદ્રાની ગોદમાં સમાઇ ગયા હતા. આકાશમાં અનેક તારાઓ ચમકતા હતા અને પૃથ્વી ઉપર પ્રકાશ પાડવા માટે વારંવાર આકાશના અંદરના ભાગમાં જઇ, વધુ બલપૂર્વક પાછા બહાર આવતા હતા પરંતુ શોક માત્ર એજ હતો કે તેઓ ચંદ્ર સમાન પ્રકાશ આપી શકતા નહતા. સેનાપતિ વિનાનું સૈન્ય, નૃપતિ વિનાના દરબારીઓ અને શિર વિનાનાં અંગો સમાન એ તારાઓ અત્યારે ચન્દ્ર વિના નકામા હતા.

ઉદેપૂરના કિલ્લાની બહાર હાલમાં એક સૈન્ય પડેલું હતું. અકબરના પુત્ર સલિમની સરદારીની નીચે ઉદેપૂરનો રાણાને મ્હાત કરવાના હેતુથી આ સૈન્યે અત્રે પડાવ નાંખ્યો હતો અને તેનો દેખાવ જંગી મોજાંઓવાળા સાગર સમક્ષ ઉભેલા ટીરોડીઓના ટોળા જેવો લાગતો હતો. ઉદેપૂરનો રાણો, મેવાડના મહારાણાની માફક દૃઢ નિશ્ચયી બન્યો છે તે એક અકબર જાણતો હતો પરંતુ તેને એકદમ હરાવી શકાય એમ નહોતું તેથી તેનો વિચાર એક મોટું સૈન્ય એકત્ર કરી તેને સારી કવાયદ આપીને થોડાવખત પછી ઉદેપૂર ઉપર હલ્લો કરવા મોકલવાનો હતો પરંતુ સલિમ ઉતાવળીઓ બની ગયો હતો કારણ એ વિલાસી શાહઝાદાએ ઉદેપૂરના રાણાની કન્યાના રૂપગુણની પ્રશંસા સાંભળી હતી આથી જેમ બને તેમ જલદીથી એ રાણીને હરાવવા તેણે એક સૈન્યની સરદારી લીધી હતી અને અહીં પડાવ નાંખ્યો હતો. અકબરને ખાત્રી હતી કે સલિમ કાંઇ પણ ધોળી શકનાર નથી. અને ત્યા ઉલટો વિલાસમાં વધુ મસ્ત બનશે. તેની એ અટકળ કોઇ રીતે ખોટી નહોતી. સલિમે ઉદેપૂરના કિલ્લા સામે છાવણી નાંખ્યા પછી, આજ રાત્રે પોતાના તંબુમાં નાચમુજરો કરાવ્યો હતો અને રાત્રિનો પાછલો પહોર થવા આવ્યો હતો તે છતાં પણ એ મુજરો ચાલુજ હતો. મુગલ સૈન્યના બધા સિપાહીઓ એ નાચ જોવામાંજ તાલીન હતા. શું તેઓ આ રીતે ઉદેપૂરનો કિલ્લો જીતી લઇને રાણાને મહાત કરી શકે ખરા ? કદી માની શકાય નહીં.

એક બાજુ જ્યારે આ પ્રમાણે મુગલ છાવણી રંગરાગથી ગર્જી રહી હતી ત્યારે બીજી બાજુ એક કાળા ઝભ્ભામાં વીંટળાયલી વ્યક્તિ ધીમે પગલે રાજકુમારી વિમલાના બગીચાની દિવાલ કુદાવીને અંદર દાખલ થઇ. તે આકૃતિ થોડેક દૂર ગઇ હશે એટલામાં એક પહેરેગીર ત્યાં આવી પહોંચ્યો. આકૃતિએ તેના કાનમાં કાંઇક શબ્દ કહેતાં પહેરગીર એકદમ દૂર ઉભો રહ્યો અને તેને સલામ કરવા લાગ્યો. એવી રીતે આગળ જતાં જતાં જેટલા પહેરેગીરો મળ્યાં તેટલાને અમુક શબ્દ કહેતા કહેતા તે વ્યક્તિ ઠેઠ રાજકુમારી સુતી હતી ત્યાં જઇ પહોંચી. રાજકુમારી એક કિંમતી પર્યંકપર સુખેથી પોઢી ગઇ હતી. તે વ્યકિતએ ક્ષણભર તેની તરફ દૃષ્ટિપાત કર્યા પછી એક ઝીણી સિસોટી વગાડતાં, પાંચ કાળા ઝભ્ભાવાળા માણસો ત્યાં આવી લાગ્યા. જાણે અગાઉથીજ બધું નક્કી કરી મૂક્યું હોય તેમ કુમારીને મોંઢે એકદમ ડુચો દેવામાં આવ્યો અને તે પછી તેને સર્વાંગે એક કાળું વસ્ત્ર લપેટીને સવે જણા મહેલ બહાર નીકળ્યા. આ બધું ઘણીજ ત્વરાથી કરવામાં આવ્યું. મહેલ બહાર આવતાંજ એકવ્યકિતએ કુમારીને, પોતાને ખભે ઉંચકી લીધી અને બગીચાના મુખ્ય દ્વાર તરફ ન જતાં એક નાના દ્વારમાંથી તે બહાર નિ:સરી પડી થોડેક દૂર જતાં એક વૃક્ષ સાથે એક ઘોડો બાંધેલો હતો ત્યાં ઉભેલા એક માણસના કાનમાં કાઇક કહીને તે વ્યક્તિ કુમારી સાથે ઘોડા ઉપર ચઢી બેઠી અને ઘોડાને જોરથી એડી મારતાં તે પવનવેગે દોડવા લાગ્યો. ઘોડા આગળ ઉભેલો માણસ બગીચામાં આવ્યા પછી બાકીનાં માણસો પોતપોતાને અગાઉ સ્થળે જતાં રહ્યાં રાજકુમારી વિમલાને ઉંચકી જનાર વ્યક્તિ આડોઆવળો જંગલના માર્ગો પસાર કરીને સાત આઠ કોશ દુર જતી રહી. એટલે અંતરે જવા પછી એક ઝાડી આવી અને એ ઝાડીની વચ્ચોવચ્ચ એક દેવાલય દેખાયું. અહીં ઘોડાને ઉભો રાખીને વ્યક્તિએ કુમારીને દેવાલયના પગથીઆ ઉપર ઉતારી. તેણે પોતાનો કાળો ઝભ્ભો કાઢી નાંખ્યો; ઘોડાને એક

ઝાડ સાથે બાંધ્યો અને વિમલાકુમારીને દેવાલયની અંદર લઇ આવી. દેવાલય શંકરનું હતું અને જીર્ણાવસ્થામાં હોય એમ જણાતું કેમકે શિવલિંગની કોઇ પણ પ્રકારની પૂજા થઇ હોય એવાં ચિહ્ન ન હતાં દેવાલયમાં આવ્યા પછી તેનાં દ્વારને વ્યક્તિએ વાસી દીધાં અને વિમલાના શરીર ઉપરનો કાળો ઝભ્ભો દુર કર્યો કુમારી ભીતિથી બેશુદ્ધ થઇ ગયલી હતી. બંધ છોડવામાં આવ્યાથી તે શુદ્ધિમાં આવી. ધીમે ધીમે તે ઉઠીને બેઠી થઇ તથા આસપાસ જોવા લાગી. પહેલાં તો તે સમજી શકી નહી કે પોતે ક્યાં છે? તેણે પોતાના રિવાજ પ્રમાણે દાસીને હાંક મારી એટલે તેને અહીં લાવનાર વ્યક્તિ આગળ આવી અને કહેવા લાગી, વિમલે, ગભરાઇશ નહીં. તારી દાસીઓ તો અહીં હાજર નથી પણ આ દાસ તારી દરેક પ્રકારની સેવાઓ ઉઠાવવા હાજર છે ફક્ત હું પ્રેમ ભિક્ષા માગું છું તે આપ એટલે તને કોઇપણ પ્રકારની વિપત્તિ નડશે નહી—

વિમલાએ વચ્ચે કહ્યુંઃ કોણ શુકસિંહ? તું અહીં ક્યાંથી અને શું મારી ઉપર બળાત્કાર ગુજારવાના ઇરાદાથી તું મને અહીં લાવ્યો છે?

"કુમારી, તું શાન્ત થા, તું તારા મહેલમાં છો એમ સમજજે કેમકે મારી માગણી કબુલ કરીશ કે તુર્તજ હું તને ત્યાં મૂકી આવીશ અને પછી આપણે બન્ને તારા પિતા પાસે જઇ આપણાં લગ્નની રજા માગી—

"ચૂપ રહે, ઓ અવિચારી, આવા નિર્જન વનમાં મને દુઃખી કરવા માટે લાવતાં તને શરમ ના આવી? જે બાબતની મેં તને ના કહી છે તે નાહક સંભારવાથી શો લાભ? આ જન્મમાં તું કદી પણ મારી સાથે લગ્ન કરી શકશે નહીં, સમજ્યો?"

"તો બાઇ સાહેબ, તમારે બળાત્કારે મને તાબે થવું પડશે, સમજ્યાં?" શુકસિંહે કંઇ કંઇ ચેષ્ટા કરતાં કહ્યું.

"ત્યારે શું તું એમ સમજે છે કે, પોતાની પુત્રીનું અપમાન કરનાર નરાધમની ખબર લીધા વિના રાજા યશવન્તસિંહ જંપીને બેસશે? જેને ત્યાં તેં તારું બાળપણ કાઢ્યું, તેનુંજ તું બુરું કરવા તૈયાર થયો છોને?, જે ડાળી ઉપર તું બેઠો છે એજ તું કાપે છેને? તારી ઉન્નતિનો, તારા યશનો અને તારા સુખનો સદા સર્વદા મારા પિતાએ ખ્યાલ રાત્રિદિન કર્યો છે અને શું તેનો તું આવી રીતે બદલો આપવા માગે છે કે?—

"કૃપા કરીને એ બધી તારી વિદ્વતા બીજાને માટે રાખી મૂક. હું તો આટલું સમજું કે જે સુખ મેળવ્યું તે આપણા બાપનું. કોણે દીઠી કાલ. તારી સાથે લગ્ન કરવાનો અને દરેક અધિકાર છેજ અને જો તું શાંતિથી તાબે નહીં થઇશ તો પછી મારે બળાત્કારથી પણ મારો એ અધિકાર સાબિત કરવો પડશે!"

"શુકસિંહ, બળાત્કાર કરવાની તારી મગદુર નથી,' સમજ્યો? તારા જેવા એક નમાલા, નરાધમ, અને અઘોર રાક્ષસથી હું લેશ પણ ડરતી નથી—

"વિમળા, સંભાળીને બોલ નહીં તો આવી બન્યું સમજ—

"જા, જા, બાયલા, તારા જેવા મુર્ખાઓ તો મારા પગની રજ બરોબર પણ નથી!"

"એમ? ત્યારે આ ઉદ્ધત છોકરી જોઇ લે મારો હાથ—

એટલું કહીને જેવો તે વિમલાને મારવા આગળ ધસ્યો કે બહારથી "ખબરદાર" એવો એક ગંભીર અવાજ આવ્યો અને દેવાલયનાં દ્વાર તોડીને એક વીર વેષધારી યવન આકૃતિ અંદર દાખલ થઇ.

"અય સખ્શ, આ પરીને કેમ ત્રાસ આપે છે? હુરીઓને વશ કરી લેવા માટે અમારા શાહજાદા સાહેબ પાસે આવીને થોડાક પાઠ શીખી જા. પ્રાઠ શું નાઝનીનો તે કેદી તરવારથી વશ થતી હશે? જા, જા, તારે હાથ એ આવી રહી તમે હિંદુ લોક માંહોમાંહે એકબીજાની સ્ત્રીઓને ત્રાસ આપોછો. તેથીજ તમારાં રાજ અમારે હાથ આવ્યાં છે!! ચાલ, એ કાસિમ, આ પરસ્તાનની પરીને ગિરફતાર કર –આ કાફિરને તેની કિંમત શું સમજાય? એમાં તો આપણો શાહઝાદોજ પ્રવીણ!"

એક બીજો યવન અંદર આવ્યો તેણે પોતાના ઉપરીના હુકમનો અમલ તુર્તજ કર્યો. શુકસિંહના અવિચારીપણાથી રાજકુમારી મુસલમાનોની કેદી બની! શુકસિંહતો બણુચકની પેઠે આ બધો પ્રકાર જોતો જોતો સ્તબ્ધજ થઇ ગયો. રાજકુમારીનાં નેત્રોમાંથી અશ્રુઓ પડવા લાગ્યાં. શુકસિંહની દિગ્મૂઢતા માટે કુમારી બહુ દિલગીર થઇ તેણે તેને ઠપકો આપતાં કહ્યું. "શુકસિંહ! પિતાજીએ તારી ઉપર કરેલા આભારો સંભાર. શું આ વખત જોઇ રહેવાનો છે? આ દુષ્ટ લોકોના હાથમાં શું તું મને ઘણીજ સહેલાઇથી આપી દેવા માગે છે? કેમ બોલતો નથી? અરેરે, આવા એક ક્રુર, અવિચારી અને દુષ્ટ સ્વભાવવાળા આ માણસને ક્ષત્રિય કેમ કહી શકાય? પૂર્વના દાનાં દિલના-પોતાની જાતિના શત્રુને પણ ટેકની ખાતર મદદ કરનારા ક્ષત્રિયો ક્યાં ગયા?—

વિમલા આ મુજબ આગળને આગળ બોલત પરંતુ શુકસિંહનો ગુસ્સો આટલું સાંભળતાંજ વધી ગયો હતો તેથી તેણે મુસલમાન સરદાર ને જરા વક્રોક્તિમાં કહ્યું "અય તુર્ક આ કન્યા ઉદેપુરના રાણાની પુત્રી વિમલા છે; માટે તેની બરોબર ખાતર બરદાસ્ત રાખજો; મારે આમ એટલા માટે તમને ભલામણ કરવી પડે છે કે હું તેને ત્યાંજ ઉછરેલો છું!"

"ઓ ખુદા! શું આ નાજનીન ઉદેપુરની રાજકન્યા છે? વાહ વાહ ત્યારે તો આ પંખીડું ઠીક આવી ગયું. અમારો આ શાહજાદો એનીજ શોધમાં છે; અને શું તું ઉદેપુરના રાજાને ત્યાં ઉછરેલો છે! તો તો તું તેના ભાઇ બરોબર ગણાય? ત્યારે શું તું ખુશીથી આ કન્યા અમારા શાહજાદાને આપી દે છે?"

"હા, ઘણી ખુશીથી"

"પણ થોડીકવાર પહેલાં તો તું તેને પજવતો હતો, એનું કારણ શું?

"કારણ ખાનગી છે તારે વધુ ડહાપણ કરવાની જરૂર નથી. નહીતો મારી તરવારનો સ્વાદ ચાખવો પડશે, સમજ્યો?" શુકસિંહે ભપકો બતાવ્યો.

"જા, જા, ઓ બાવલા, શરમ છે તને કે તારી બહેન ઉપર તું બળાત્કાર ગુજારવા જતો હતો, અમે લોક ગમે તેવા છીએ પણ તારા જેવા રાક્ષસી હૃદયના નથી; તારી મને બિલકુલ પરવા નથી; તું બેવકૂફાઇનો ખરેખરો નમુનો છે તેથી મારા શાહાજાદાને તારી શિકલ બતાવવા હું તને ગિરફતાર કરૂં છું. એકદમ નાગી તરવાર મને સોંપી દે. નહીંતો પાછળથી તારે પસ્તાવો કરવો પડશે."

"અરે દૂર થા દૂર તારા જેવા તો સેંકડોને મેં ગાંચડની પેઠે ચોળી નાખ્યા છે–

પણ શુકસિંહથી આગળ બોલી શકાયું નહીં કેમકે તે મુસલમાને તેને તરવારનો એક સખ્ત ફટકો લગાવ્યો જેથી એકદમ કળ ખાઇને તે નીચે પડયો. મુસલમાને તેની તરવાર લઇ લીધી અને તેની સાથે આવેલા કાસીમની મદદથી તેના હાથમાં બેડી પહેરાવી દીધી. તેઓ બન્ને પાસે ઘોડાઓ હતા તેથી એક ઘોડા ઉપર વિમલાને અને બીજા ઉપર શુકસિંહને મુસ્કેટાટ બાંધીને આ મુસલમાનો, જાણે કાંઇ બન્યુ ન હોય તેમ, ગીતો લલકારતા લલકારતા આગળ ચાલ્યા.

(અપૂર્ણ.)

---

# सचदी !

अथवा

## हृदय–संगम.

[આ વાર્તા અંગ્રેજી ઉપરથી લખેલી છે લેખકને અત્યંત હૃદયભેદક લાગવાથી ત્હેનો અનુવાદ કર્યો છે. ગુજરાતના વાંચક આ વાત મન પર કેવી રીતે લેશે તે કંઈ કળાય નહીં, પરંતુ વાર્તાનું રહસ્ય અમૂલ્ય છે. હિન્દુ અને અંગ્રેજી સ્રી વચ્ચેનો તફાવત એક અંગ્રેજ પુરૂષના હૃદયના ઇતિહાસ ઉપરથી જણાઈ આવે છે.]

૧

એક શહેરના એક સરિયામ રસ્તા ઉપર દુનિયાથી કંટાળેલો, આનંદરહિત ધીમે ધીમે ચાલતો હેમિલ્ટન આમથી તેમ નિસ્પૃહતાથી જોતો જતો હતો. તાપ સખત હતો પવન બિલકુલ ન્હોતો. બળદનાં ગાડાં કિચુ કિચુ કરતાં ધૂળ ઉરાડતાં જતાં હતાં. હેમિલ્ટનને કયાં જવું ત્હેનું ભાન ન્હોતું: ગરમીથી લોથપોથ થએલો કામથી થાકેલો, ત્હેની આંખ અને માથું દુઃખતાં, અને પાણીની સખત તરસ લાગેલી–એ સર્વ ત્હેની માનસિક વેદના આગળ તુચ્છ હતું. તે વેદના સમાજ પર તિરસ્કારની હતી, અને ત્હેના આખા શરીરમાં વ્યાધિ માફક પ્રસરી ત્હેના હૃદયને રૂંધી નાંખતી હતી. મનને સંતોષ આપવાના એકે એક માર્ગ ત્હેણે શોધ્યા હતા. દરેક માર્ગે ત્હેને થોડે સુધી લલચાવી, કાંટામાં નાંખ્યો હતો, અને ત્હેના મનને વધારે ઉશ્કેરી ત્હેની શ્રદ્ધાને તોડી નાંખી હતી ત્હેનું હૃદય આનંદ વિના નિસ્તેજ હતું. "મ્હેં કાંઇ પણ જોયું નહીં, મ્હને કાંઇ પણ મળ્યું નહીં, હજુ બધું અંધારૂંજ છે" એમ તે મનમાં બોલ્યા કરતો હતો

ઉમ્મરે પુખ્ત છતાં સુકુમાર અને સુંદર કાળા ચળકતા વાળ, મોહક ચ્હેરો, સફેદ પરંતુ તાપથી સ્હેજ પીળી પડી ગયેલી ચામડી, ગાલ પર જુવાન લોહીથી ઉછળતી રતાશ એ બધુંજ મોહક હતું. શરીરનો બાંધો મજબુત પણ જાડો નહીં, ત્હેના કેળવાયેલા અવયવોની ખુબસુરતી, ને ત્હેની ચાલવાની ઝુલતી ઢબ–એ સર્વ આકર્ષક હતાં. મુખપર ચમકતું ઉજ્જ્વલ મધુરું હાસ્ય, સ્વકીય સુમધુર આકૃતિથી અત્યંત અજ્ઞાન ભાસતું મુખડું–અન્યના હૃદયમાં વજ્રઘાત કરવા મદન દ્વારા સર્જ હતાં માત્ર એજ ! પરંતુ હેમિલ્ટન મૂક રહ્યો હતો,

પ્રતિદિન વ્હેલો ઉઠી, પોતાની ઓફીસની ફરજ અદા કરી—હેમાંજ આખો દીવસ ગાળી થાકયો પાકયો રાત્રે સુઇ જતો—સુતા સુતા મનની સમાધાની કરતો કે પોતાનું કાર્ય કર્યું છે. અને બીજે દીવસ પાછું એનું એ માથે ભમે છે !

વ્હેલું અને મનપસંદ લગ્ન ન થવાથી હૅમિલ્ટનની જીંદગી નષ્ટ થઇ ગઇ હતી, જીંદગીની રસિક વીસ વર્ષની ઉમ્મરે સમાન વયની ને સમાન સ્થિતીની એક બાળા સાથે હેણે લગ્ન કીધું હતું. તે વખતની હેની રમણીયતાથી તે અંજાઇ ગયો. જે અવર્ણનીય ધિક્કારથી પુરૂષ તરફ સ્ત્રી જુએ છે. હેનુ હેને ભાન ન રહ્યું પરંતુ એનું ભાન તેને તુરતજ થતું જે સ્ત્રીએ લગ્ન પ્હેલા પૂર્ણ ભભકથી બ્હારનો દેખાવ બતાવ્યો હતો તેજ સ્ત્રીએ લગ્નની રાત્રે પોતાનું કૌશલ્ય બતાવ્યું પ્હેલાની નરમાશ અને ગાઢ સ્નેહ બદલાયાં, ને હૅમિલ્ટનના શુદ્ધ સ્નેહને એ સ્ત્રી હસવા લાગી !

હેના શબ્દો હજી એના કાનમાં રણકાર કરતા હતા, “ કંઇ એની જરૂર નથી, સમજ્યા ? એવું મ્હારે કંઇ પણ નહીં જોઇએ મ્હને સર્વ જગત બોલ અને ગાંડુ જણાય છે. મ્હારે એક પછી એક છોકરાંઓની પંચાત નથી જોઇની પરણેલી સ્ત્રી તરિકેનું મ્હારે માન જોઇતું હતું તેથી હું પરણી કે જેથી એક સુંદર પતિ સાથે મ્હારાથી સમાજમાં હરાય ફરાય તે ઉપરાંત મ્હારે ઘેર મ્હને સંતોષકારક જણાયું નહીં, તેથી પરણી, કે જેથી મ્હને એ માણસ પોતાની સાથે રાખી શકે એટલુંજ પણ મ્હને સમજણ નથી પડતી કે શાથી તમને આટલું ઓછું આવે છે. હું ઘર સાચવીશ મળતાવડી અને શુદ્ધ રહીશ, અને આપણે સાથે હરશું ફરશુ એટલુંજ કે હું મ્હારે સારૂં એક જુદો ઓરડો રાખીશ ! ”

આ શબ્દોથી હેના હૃદયમાં આઘાત થતો હતો. હેનું સૌંદર્ય હજી હેની આંખ આગળ ખડું થતું હતું એ વખતે એ સુંદર દેખાતી હતી, કારણ વાળ કાળા સુશોભિત હતા—પણ એ તો બાહ્ય રંગ હતો ! એને આ રીત ગમતી નહોતી. પાછળથી એને ખબર પડી કે એ સૌંદર્ય બનાવટી સ્ત્રી તો માત્ર ડાકણ જેવી હતી. હસતી ત્યારે જાણે ગળા સુધી ઉંડો ખાડો પડતો, ને દાંત દેખાય ત્યારે રાક્ષસી !

આ પછી હેનું સ્વરૂપજ હેને ધિક્કારવા જેવું લાગ્યું મધુર હાસ્યથી હેની સામું જોતી તેથી હેને લાગ્યું હતું કે ખરેખર ખરા હૃદયથી પોતાનો સ્નેહ પાછો આપે છે. પોતાના ખરા સ્વરૂપમાં જ્યારે એ પ્રકાશી ત્યારે તેને બધું સમજાયું ને ભાન આવ્યું પેલો ચીડવાઇ ગુસ્સે થયો. ધીમેથી શાંત પડી હેને મનાવવા લાગ્યો પોતે પોતાની જાતનેજ હવે ધીક્કારવા લાગ્યો. ધીમેથી એનું કારણ શોધવ લાગ્યો ને બને તો હેનો ઉપાય કરવો એમ નક્કી કર્યું બહુ બહુ રહમજાવીને હેની સાથે વાતો કરી, પણ ઉદાર સ્વભાવનો અયોગ્ય ઉપાય કરી તેણીએ જરા પણ નમન કર્યું નહીં હૅમિલ્ટનનો સ્વભાવ જોરજુલમ કરવાનો કે હક્ક બજાવવાનો ન્હોતો શરીરની વાસના હેના મનને કંઇજ ન્હોતી. તેજ રીતે તેણીએ તેના મનની સર્વ આશાઓ અને સ્નેહ તોડી ફોડી છિન્નછિન્ન કરી નાખ્યા આખરે તે બીજા ઓરડામાં ગયો અને ભવિષ્યની સ્થિતીનો વિચાર કરતો બેઠો—આખી રાત એમને એમ જ ચાલી ગઇ !

થોડો સમય રહી, ભગ્નાશ હૃદયનો અસંત દુઃખી હૅમિલ્ટન હિન્દુસ્તાનમાં આવ્યો

અંતરની વાસના મૃત થઇ. કોઇમાં વિશ્વાસ રાખે નહીં, હૃદયના ભારનું કોઇ પાસે વર્ણન ન કરે—કોઇને કાંઇ કહેજ નહીં. દુનીયાના રીતરીવાજ અને સમાજની ફરજ પ્રમાણે પોતાની પત્નીને પગારનો અર્ધો ભાગ મોકલી આપતો. જોનારને ને જાણનારને તો આ ગુપ્તાગીરી નવાઇજ પમાડે! પણ એ તો ઘણાખરા અંગ્રેજ લોકોનો રીવાજ છે. સ્ત્રી જાતને અને તેની સાથેના સર્વ સંબંધને તદ્દન સજી દઇ પોતે પોતાના કામમાંજ માથું રાખતો.

આવી રીતનું જીવન ગાળનારપર તો મદન પણ ગુસ્સે થાય, પણ અત્યાર સુધીમાં તો એ દેવની ધીરજને પણ હેમિલ્ટને નાશ પમાડી હતી. અહા શો આત્મા!

આવી વાતો નવલકથાઓમાં પણ લખાય છે ને સમાજને માત્ર આદર્શરૂપ અને મિથ્યા જણાય છે. પરંતુ ફરી ફરી વરસે વરસે સર્વ પ્રદેશોમાં આના દાખલાઓ બને છે! એક સમયે હેમિલ્ટન બ્હાર ફરવા નીકળ્યો હતો ને રસ્તામાં આવેથી ઢોલ વગડતાં હોય એવો અવાજ ત્હેને કાને પડયો. એક રસ્તાની બાજુએ ફરી ન્હાની ગલીમાં જોયું તો બજાર તરફ જતો હતો. વીચાર કર્યા વિના એ એ રસ્તે ચાલવા લાગ્યો. સંગીત તો વધતુંજ જતું હતું.

આધે એક ઘર હતું ત્યાંથી એ અવાજ આવતો હતો. તે એ ઘર પાસે ગયો, તો બારણા ઉપર ધોળા કાગળપર કાંઇ લખેલું એવું પાટીયું લગાડયું હતું. હેમિલ્ટને ઉંચે જોયું અને વાંચ્યું "દક્ષિણની નાચનારી બાળાઓ. દાખલ ફી ૭ આના અંદર આવો." સ્હામું જોતો વીચાર કરતો ઉભો રહ્યો. રસ્તાપર ગરમ પવનનો એક મ્હોટો ઝપાટો આવ્યો, ને ત્હેને પરીણામે પડદો જરા ઉંચકાઇ ગયો અને પાછો પડયો. અંદર બધું શાંત ને અંધકારમય હતું. ગરમી, અવાજ, ધૂળ એ સર્વથી એ થાકી ગયો હતો. માત્ર આશરો લેવાના ઇરાદાથીજ એ અંદર ગયો ને અંધારામાં લપટાયો. બાજુએ જઇ ૭ આના આપી ટીકીટ લઇ અંદર દાખલ થયો. પાછળથી કોઇએ ધક્કો મારી બે પડદા વચ્ચે ધકેલ્યો. અંદર આવતાં જોયું તો એક ન્હાનો ચોરસ ઓરડો હતો. દીવાલપર લગાડેલા કિરેસનના દીવાથી વધુ જોઇ શકાતું હતું. એક બાજુએ ન્હાનું "સ્ટેજ" ઉભું કર્યું હતું, ને પ્રથમ પડદો નીચેજ પડી રહેલો હતો. આગળના ભાગમાં દીવડીઓની હાર મૂકી હતી અને જરા આધેથી બધે સાદી ખુરશીઓ ગોઠવી હતી. જેમ આવ્યો તેમ ને તેમ વીચાર્યા વગર પહેલી હારની એક ખુરશીપર હેમિલ્ટન જઇને બેઠો.

બ્હાર ઢોલનો અવાજ બંધ થઇ ગયો. એટલે એમ જણાવ્યું કે નાચ શરૂ થશે. બ્હાર કરતાં અંદર ઘણીજ ઠંડી હતી, હેમિલ્ટન જેવો ખુરશીમાં બેઠો તેવોજ નિશ્વાસ નાંખી સ્વસ્થ થયો ઝાંખા અજવાળાથી શાંતતાથીને ઠંડકથી એનું મન ખુશ થયું. બેઠો પણ ભાન આવ્યું કે એ કેટલો થાકી ગયો હતો ઘણાજ અસંતોષ પામેલા મનથી પોતાની સ્થિતિનો વીચાર કરતો લગભગ પાંએક કલાક બેઠો હશે એટલામાં ઢોલ વાગવા શરૂ થયા ને પડદો ધીમેથી ઉંચકાયો અંદર દીવા સ્હામાં મ્હોં કરીને અર્ધચંદ્રાકારમાં અંગ્રેજ ઢબની ખુરશીઓમાં બેઠેલી બાળાઓ નજરે પડી. એ સાતમાની બે આફ્રીકાની બાલાઓ હતી. જેવા વાક અને દેશની નૈસર્ગિક કાલી ચામડી ઉપરથી આમ માલુમ પડતું હતું એ બંનેમાંની દરેક ઉંડા ઉપર બેઠી હતી ન્હાનાં આસમાની કપડાં પ્હેર્યાં હતાં અંગ્રેજી ઢબની પાતળી કમ્મર બનાવી હતી. શરીરનો ઉપલો ભાગ ઉઘાડો રાખ્યો હતો 'નેકલેસ' ના

ઢગથી કમ્મરથી ગળા સુધીનો ભાગ ઢંકાયેલો હતો એના પછીની બંન્ને બાજુની એકેકે એમ બે બાલાઓ રૅપનીશ લાગતી હતી, ઘુંટી સુધીના લાંબા કાળા ને પીળા મિશ્રિત કપડાઓ પ્હેર્યાં હતા, ન્હાની ઘંટડીઓ લગાડેલી પીળી ટોપીઓ એઓના કાળા વાળ ઉપર શોભતી હતી એ પછીની બંન્ને બાજુની એકેક એમ બે બાળાઓ પૂર્વ તરફની નાચનારીઓ હતી પારદર્શક આછા લીલા રંગનાં 'નેટ' નાં કપડાં પ્હેર્યાં હતાં કમ્મરે ખોટાં મોતીનો કમ્મરપટો પ્હેર્યો હતો જેમ લીલા પાણીમાં ચંદ્ર વધારે શુદ્ધ પ્રકાશે તેમ ઝીણી લીલી 'મસલીન' નાં કપડાં અંદરથી એઓનું નિરસ બદન દેખાતું હતું અવયવની પ્રત્યેક હીલચાલથી હેના શરીરપરનાં મોતીઓના લીલા લાલ રંગ દેખાતા હતા. મસ્તકે માત્ર ધોળા મુગટ પહેર્યાં હતા. મ્હેનો કમનીય ઘાટ, કોમળ કલામય ગળું, ન્હાનાં વક્ષસ્થલ અને સંપૂર્ણ અવયવો—આછા ઝાકળથી છવાય તેમ એ સર્વ ઢંકાયેલાં—આથી આંગ્લભૂમીનાં કોઇ પણ યુવકના હૃદયને હલમલાવી નાંખે એમ હતાં. હૅમિલ્ટને સર્વને જોઇ પ્રથમ ઉંડો શ્વાસ લીધો પણ એની આંખો અન્ય બાળાઓ ઉપર ઠરી ન્હોતી; ઠરી હતી માત્ર અર્ધચંદ્રાકારમાં બેઠેલી બાળાઓની વચ્ચેની બાળા ઉપર વચ્ચે બેઠેલી હોવાથી સર્વની અગ્રણી હોય એમ લાગતું હતું. ને હતું પણ તેમજ. બીજી પેઠેમ એણે શુદ્ધ સફેદ વસ્ત્ર પ્હેર્યું હતું, અને અંદર બ્હેકતું સુંદર સંપૂર્ણ સ્વરૂપ અન્ય કરતાં વધારે કમનીય ઉજ્જવલ હતું.

ગળા આગળથી હેનું ધોળું વસ્ત્ર સરી પડતું હતું, અને હાથ ઉઘાડાં રહેતા હતા. કમ્મરે સુંદર પહેર્યો હતો. પગમાં તુર્કી 'સ્લીપર' પ્હેર્યાં હતાં અને હેની ભમ્મર—બસ એ હેના ભભકભરી યુવાન સુંદરતાને વધારતી હતી! હૅમિલ્ટને હેને જોઇ એમજ વિચાર્યું કે હજુ સુધી ચીતરેલી કે જીવતી કોઇ પણ આવી રમણીય યુવતી જોઇ ન્હોતી. એને તો તે જીવનની શક્તિ, જીવનનું રહસ્ય, જીવનની ભવ્યતા લાગી!

આ દેખાવથી હેના હૃદયમાં ધબકારા થવા લાગ્યા. જાણે સૈદામિનીની ઝપટ લાગી હોય તેમ હેની નસેનસ ધડકવા લાગી. તપાવી ઉછળાવી નસોને–શરીર આખાને શુદ્ધિમાં આણવા ચમકાવ્યું. એણે જોયું, ને એની આંખોથીજ જાણે જીવનમાં નિર્ઝર પ્રમાણે રસ રેડાવા લાગ્યો, જીવન જાગ્રત થવા લાગ્યું. એ બાળાનો ચ્હેરો ગોળઅંડાકાર હતો અને ગોળ સંપૂર્ણ ગળા પર જાણે ટેકવાઇ રહ્યો હતો! પૂર્વની અંધકારમયી અસંખ્ય રાત્રીઓનો અંધકાર જાણે પોતેજ લઇ લીધો હોય તેમ હેની આંખો કાળી ભમ્મર જણાતી હતી! સર્વ તારાઓની જ્યોતિ એમાંજ બ્હેકતી હતી! હેની ઉજ્જવલ કપાળ નીચે કમનીય ભમ્મરરૂપી બાણ બીરાજતાં હતાં! નાક કમળની દાંડી સમું હતું! ઓઠ દાડમના ફૂલ સમાન હતા!

હૅમિલ્ટનની સ્થીર નજર સ્હામું જોતાં 'દષ્ટોદષ્ટ' મળવાથી એ ધીમેથી હસી–હાસ્ય તો નાદાન રમુજી હતું, નૈસર્ગિક હતું। હૅમિલ્ટનનું લોહી આ જોઇ ઉજ્જવલ જ્યોતિમય થયું, ને ઉકલવાં લાગ્યું. પોતાની ખુરશીમાં એ સીધો થઇ બેઠો. થાક તૃષ્ણા, આંખનો દુઃખાવો, એ બધું જતું રહ્યું. એનો આખો આત્મા આંખમાં સ્થાન કરી રહ્યો ને એ ધ્યાનથી જોવા લાગ્યો. કેટલાક માણસોમાં શારીરિક બલ માનસિક બલ સાથે એટલું બધું સંયુક્ત હોય છે કે એક બલને જરા પણ ચમકારો લાગે તો હેની અસર તુરત બીજા બલ પર થાય છે;

ને એ બન્ને બલની સંયુક્ત અસર આખા શરીર પર થાય છે. હૅમિલ્ટનને પણ એમજ થયું. માનસિક હર્ષને લાલસા સાથે શરીરને પણ ચમકારો થયો.

થોડો સમય રહી પડદો પાછો ઊપડયો. અને એક આફ્રીકાનો સીધી બાજુમાંથી બ્હાર આવી ઉભો. કપડાં ઉંચા દરજ્જાનાં પ્હેર્યાં હતાં, ટોપી પણ એનાજ રંગની હતી. હાથમાં ઘુતરા માટે વાપરવાની ન્હાની ચાબુક હતી, અને એના અવાજ સાથેજ બધી બાળાઓ ઉભી થઇ ગઇ. હૅમિલ્ટન ચમકયો. કંઇ અવર્ણનીય લાગણી જાગૃત થઇ. છેડા પરની બન્ને આફ્રીકાની બાળાઓ સ્હામું એણે ચાબુક બતાવી કે તરત એ બન્ને આગળ આવી; બીજી બધી બેસી રહી હૅમિલ્ટનમાં અસંતોષ વ્યાપ્યો. સીધી એ બાળાઓની પાછળ જઇ વચ્ચે મૂકેલી ખુરશી પાછળ ઉભો રહેવા ગયો એટલે હૅમિલ્ટને સર્વ બાળાઓના ચ્હેરાઓ તરફ બારીકીથી નજર કરી. થોડી વારે બન્ને બાળાઓએ નાચવા માંડયું હૅમિલ્ટને નાચ તરફ ધ્યાન આપ્યું નહીં. અંગ્રેજ લોકોમાં આ વિચિત્ર દેખાવ ભયાનક લાગે પણ હૅમિલ્ટનને એ નવીન ન્હોતું તેમ આકર્ષણીય પણ ન્હોતું. એની આંખો વચમાં બેઠેલી ધોળાં લુગડાંવાળી બાળા ઉપર, અને ત્હેના પાછળ ઉભેલા રાક્ષસી સ્વરૂપ તરફ ઠરી રહી હતી. એ શાન્ત અને સ્વસ્થ લાગતી હતી, અને જ્યારે પાછળ ઉભેલો સીધી ત્હેના ખભા ઉપર હાથ મૂકી બોલાવતો ત્યારે ઉંચુ જોતી, ને બીક કે કંટાળો લાવ્યા વિના પૂછે ત્હેના જવાબ આપતી હતી હૅમિલ્ટન જાગૃત થઇ ટટાર હતો. આ નવીન અને હર્ષિત લાગણીથી ત્હેનું દિલ છવાઇ રહ્યું હતું.

હા, એનું આકર્ષણ શું હતું. સીધી માટેની ત્હેની વિરૂદ્ધ લાગણી એ બતાવી આપતી હતી. સંગીત થોડો સમય ચાલુ રહ્યું, ને ચાબુકના અવાજની સાથે બંધ થઇ ગયું. આફ્રીકાની બાળાઓ પાછી જઇ ખુરશી પર જઇ બેઠી, પ્રેક્ષક વર્ગમાંથી થોડા ઘણાં પૈસાઓ 'સ્ટેજ' પર પડયાં બાળાઓની બીજી જોડી બેઠી, આગલ આવીને સંગીત સાથે નાચવા લાગી નાચી રહી પાછી ગઇ, તે પછી બે હિન્દુ બાળાઓ ઉભી થઇ સંગીત સાથે નાચી પાછી જઇ બેઠી હવે વચ્ચે બેઠેલી બાળા બાકી રહી એ પણ ઉઠીને આગલ આવી સંગીત બંધ થયું પાછું ધીમે શરૂ થયું એ સંગીત હૃદયની લાલસા સંપૂર્ણ રીતે દર્શાવતું હતું.

તે સાથે બાળાએ નાચવા માંડયું.

જો તોઇ અંગ્રેજ પ્રેક્ષકથી હોત તો એમજ ધારવું કે બ્હાર આલવા માંડત પણ બારીક નિરક્ષકને ન તો કંઇ પણ નકામું કે તિરસ્કાર ઉપજાવે એવું ન્હોતું બાળાની રમણીયતા ત્હેની યુવાની અને શરીરની કોમલતા—એ સર્વથી સંગીત ને નાચમાં વધારો થયો

ત્હેની નજરને હીલચાલ પરથી લાલસા જણાતી હતી અને અવયવની દિવ્ય લલટથી ગીનમાં સૌંદર્ય પસરાતું હતું, તો પણ તે સાથે સુંદર સ્વસ્થતા વ્યાપી હતી, જેથી અન્ય બાળાઓ કરતાં કામ વધારે આકર્ષક થતું હતું. નાચ પૂરો થતાં હૅમિલ્ટને ગજવામાંથી રૂપીઓ કાઢયો અને તેના પગ આગળ ફેંકયો હાસ્ય કરી એણે ઉંચકી લીધો બીજા આવેલા એકકે સિક્કાઓને ઉંચકયાં નહીં, ને ખુરશી પર જઇ બેઠી.

ત્હેના નાચ પછી સીધી આગળ આવ્યો ને પોતાનો નાચ શરૂ કર્યો. હૅમિલ્ટને મ્હોટે રેથી નાંખ્યું એણે વીચાર્યું કે " આ બાળાઓ સાથે આ કોણ હશે ? " અને એ એકજ મે થયો નહીં, એ બાળાઓ એની ગુલામ હશે ? હોય તો રાજી ખુશીથી કે કમને ?

એની એ સર્વ સ્ત્રીઓ હશે ? કે સ્વતંત્ર પગારથી બંધાયેલી હશે ? એનું મન માત્ર એકજ બાળા સાથે વાત કરવાને લલચાયું હતું. વિચિત્ર લાગણીઓ ઉદિપ્ત થવા ઉપરાંત હેનામાં જીવનની શક્તિ જાગૃત થવા લાગી હતી. લાંબો વખત દબાઇ ગયેલી એ શકિત ઉત્કૃષ્ટ થઈ હતી. સાંખ્ય દબાણુ અને કાયદાઓ પોતાપર લાવીને હેની સાથે એક ચપ્ર મનુષ્ય ઉચ્ચ સ્થાન સેવા મગરૂર થાય તોપણ હેની હૃદયમાં નૈસર્ગિક જાગૃતિ રહે છે કે જેને કાયદા લાગૂ પડતા નથી, ને બહુ વખત દબાણમાં રહેવાથી એકાએક કુદકો મારી પ્રગટ થાય છે આથી મનમાં થાય છે કે " હવં એ નૈસર્ગિક હક્ક છે હું એ મેળવીશજ ! "

આ પળ ઘણાં જીવનોની ફળ છે આવું હૅમીલ્ટનને પણ હવે લાગ્યું અને વીચાર્યું સ્નેહ ન દેતી ને સ્નેહ ન લેતી એવી એક સ્ત્રી સાથે વીસ વર્ષ જીવન બગાડયું એ ખરૂ છે. વીસ વર્ષ પૂર્ણ કરેલું દેવું પતી ગયું હતું જાણીજોઇને છેતરનાર સ્ત્રીને અજાણતાં આપેલું વચન હવે ધોવાઇ ગયું હતું અત્યાર સુધી કેવી રીતે ટકી શકયો એજ એને નવાઇ જેવું લાગ્યું ધારણા તરત અમલમાં મૂકતો અને પછીથી પસ્તાવો કરતો નહીં તો હેણે મનમાં નિશ્ચ કર્યો. મનનો કેદી છોડવો જોઇએ. અત્યાર સુધી પ્હેરી રાખેલી સમાજના માનની બેડી તોડી નાંખવાનો નિશ્ચય કર્યો જીવનની નવી જ્યોત પ્રગટ થઇ અત્યાર સુધી ગાળેલી જીંદગી બદલી નાખવા નક્કી કર્યું. પોતાની સ્ત્રીનું નામ જડમૂળથી કાઢી નાંખવું એ નક્કી થયું.

પ્રથમનો આનંદી સ્વભાવ, સ્નેહની આકાંક્ષા હર્ષને જીંદગીની રમણીયતા એ સ હેના લગ્ન પ્હેલા જેવાંજ જાગૃત થયાં.

અસંતુષ્ટ લગનથી આ સર્વ દબાઇ ગયાં હતાં હમણાં જેવો નિશ્ચય કર્યો તેવોજ વખતે નિશ્ચય કર્યો હતો ને તે પ્રમાણે યુવાનીનાં સ્વપ્નાં, હર્ષ, સ્નેહ એ સર્વ તજી, એ જીંવથી પોતાના કામમાં મન રાખી પોતાની સ્ત્રી તરફ એક દીલ સાચવવાનો નિશ્ચય કર્યો હતો. ને તે પ્રમાણેજ થયું હતું. અત્યાર સુધી આમ જીવન ગાળ્યું હતું. હવે એથી કંઇ વધારે થવાનું હતું.

તરત જ પડદો પડયો હૅમિલ્ટન ખુરશીમાંથી ઉઠયો અને એક બારણા પાસે ગયો. થોડા પગથીયાં ચઢી 'સ્ટેજ' પાસે ગયો એને ડાબી બાજુ વળી ગયો. કોઇએ હેને અટકાવ્યો નહીં પ્રેક્ષક વર્ગે બ્હાર જવા માંડયું. એણે બારણું ઉઘાડયું અને અંદર ગયો. ન્હાના ધોળા આરસપહાણના ચોકમાં આવ્યો. એક ખૂણામાં દીવો બળતો હતો, અને આઘે કંઇક અવાજ કાને પડયા.

( અપૂર્ણ. )

---

સર્વમાં શુભને જોવાનો જે મનુષ્ય ગુણ ગ્રહણ કરી રાખે છે, તેની નજરમાં સર્વદા શુભ અને શુભજ જણાયા કરે છે. જગત્ એ એક આરસી જેવું છે. આપણે જેવું ઇચ્છીએ તેવું તેમાં મળે છે. સર્વપ્રતિ અવિશ્વાસ, શંકા અને વહેમીલો સ્વભાવ આપણા પ્રતિ તેનેજ ખેંચી લાવે છે. અને તેને લીધેજ આપણા શાસ્ત્રમાં સર્વ સ્થળે શુભ જોવાનોજ ઉપદેશ અપાયલો છે.